S'RĪ ĀGAMODAYA SAMITI SERIES. No. 59.

# CHATURVIMS'ATI-JINĀNANDA-STUTIS

BY

PANDITA S'RĪ MERUVIJAYAGAṆI

With his own gloss and four appendices.

Edited with Gujarati translation, annotation, introduction, etc.,

BY

HIRĀLĀL RASIKDĀS KĀPADIA, M. A.

Published by Jivanchand Sakarchand Javeri, a Secretary of the Agamodaya Samiti,
121/125 Javeri Bazar, Bombay.

Printed by B. M. Sidhaye, at the Bombay Vaibhav Press, Servants of India Society's
Home, Sandhurst Road, Girgaum, Bombay.

A. D. 1929. ] Price Rs. 6-0-0. [ 1000 Copies.

# The Publisher's Note.

We hoped to publish this work about the end of 1927 but as there was unusual delay in preparing the blocks for the pictures of the gods and goddesses, we are obliged to write this note and add the title-page in English, since, during the interval, unfortunately, there occured the deaths of the publisher and the printer as well. We regret very much for the death of Sheth **Venichand Surchand,** who was our Senior Secretary and an enthusiastic colleague. We may mention that by this time, the location of our office also has been changed as noted at the end of the page.

*1st January 1929.*
**121/125 Javeri Bazar,**
**BOMBAY 2.**

JIVANCHAND SAKERCHAND JAVERI,
*one of the Hon. Secretaries*
of
S'rī Āgamodaya Samiti.

पण्डितवर्यश्रीमेरुविजयगणिगुम्फिताः

# श्रीचतुर्विंशतिजिनानन्दस्तुतयः

## स्वोपज्ञावचूरिसमलङ्कृताः ।

श्रीसोमतिलकसूरिसूत्रितसाधारणजिनस्तुति-श्रीरविसागरमुनीशकृत-
श्रीगौतमस्तुति-पूर्वाचार्यप्रणीतश्रीपार्श्वनाथस्तव-श्रीजिनप्रभसूरिरचित-
श्रीअजितजिनस्तोत्ररूपपरिशिष्टचतुष्टयपरिष्कृताः ।

कापडियेत्युपाह्वश्रीरसिकदासतनुजनुषा एम्. ए.
इत्युपाधिविभूषितेन हीरालालेन
गूर्जरभाषानुवादविवरणादिविभूषिताः संशोधिताश्च ।

प्रकाशयित्री—
शाह वेणीचन्द्र सूरचन्द्रद्वारा श्रीआगमोदयसमितिः ।

मोहमय्यां 'चिन्तामण सखाराम देवळे' इत्यनेन मुंबईवैभवनाम्नि मुद्रणालये प्रकाशकस्य कृते मुद्रापितम् ।

प्रथमसंस्करणे प्रतयः १००० ।

विक्रमसंवत् १९८३ ] वीरसंवत् २४५३ । [ इ. स. १९२७

पण्यं रूप्यकषट्कम् ।

Printed by Chintaman Sakharam Deole, at the Bombay Vaibhav
Press, Servants of India Society's Home, Sandhurst Road,
Girgaon, Bombay.



Published by Shâh Venichand Surchand for S'ri Âgamodaya Samiti
at the office of Sheth Devchand Lalbhai Jain Pustakoddhar Fund,
114/116, Javeri Bazar, Bombay.

પણ્ડિતવર્ય શ્રીમેરુવિજયગણિકૃત

# ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ.

## સ્વોપજ્ઞ અવચૂરિ સહિત

તેમજ પરિશિષ્ટ તરીકે
શ્રીસોમતિલકસૂરિકૃત સાધારણજિનસ્તુતિ, શ્રીરવિસાગરમુનીશકૃત
શ્રીગૌતમસ્તુતિ, પૂર્વાચાર્યકૃત શ્રીપાર્શ્વનાથસ્તવ તથા
શ્રીજિનપ્રભસૂરિકૃત શ્રીઅજિતજિનસ્તોત્ર.

---

સંશોધન, ભાષાન્તર તથા વિવેચન કરનાર

**પ્રો૦ હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.,**

ન્યાયકુસુમાંજલિ, સ્તુતિ-ચતુર્વિંશતિકા, ચતુર્વિંશતિકા વિગેરેના અનુવાદક.



પ્રસિદ્ધકર્તા

શાહ વેણીચંદ સૂરચંદ,

સેક્રેટરી, શ્રીમતી આગમોદય સમિતિ, મુંબાઈ.



પ્રથમ આવૃત્તિ-પ્રત ૧૦૦૦.

[વિક્રમ સંવત્ ૧૯૮૩.] વીર સંવત્ ૨૪૫૩. [ઈ. સ. ૧૯૨૭.

---

મૂલ્ય રૂ. ૬-૦-૦

---

શાહ વેણીચંદ સૂરચંદે શ્રીમતી આગમોદય સમિતિ માટે

નં૦ ૧૧૪/૧૧૬, જવેરી બજાર મુંબાઇની

શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડની

ઑફીસમાંથી પ્રસિદ્ધ કર્યું.

---

મુદ્રકઃ—ચિંતામણ સખારામ દેવળે, 'મુંબઈ વૈભવ પ્રેસ' સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા

સોસાયટી બિલ્ડીંગ, સૅન્ડહર્સ્ટ રોડ, ગીરગામ, મુંબઈ.

શ્રીમદ્ મોહનલાલજી મહારાજશ્રીના શિષ્ય–રત્ન પંન્યાસ શ્રીહર્ષમુનિરાજના
શિષ્યવર્ય જૈન જ્યોતિષ–શિલ્પ–વિદ્યા–મહોદધિ જૈનાચાર્ય

# શ્રીજયસૂરીશ્વરનો અભિપ્રાય.

## अर्हम्.

શ્રીમતી આગમોદય સમિતિ તરફથી પણ્ડિત શ્રીમેરૂવિજયગણિકૃત **ચતુર્વિંશતિ-જિનાનન્દસ્તુતિ** નામના પુસ્તકના ફૉર્મો મને શુદ્ધિ--પત્ર તૈયાર કરવાને માટે સુશ્રાવક શ્રીયુત **જીવણચંદ સાકેરચંદ ઝવેરી** તરફથી અવાર નવાર મળતાં રહ્યાં છે. પરંતુ આ ગ્રન્થના સંશોધનનું કાર્ય એવું સુન્દર રીતે કરવામાં આવ્યું છે કે શુદ્ધિ–પત્ર આપવા જેવી અશુદ્ધિઓ એમાં દૃષ્ટિ–ગોચર થતી નથી. વિશેષમાં સંપાદનીય કાર્ય સુસંગઠનરૂપથી કરવામાં આવ્યું છે એટલે આવા અપૂર્વ ગ્રન્થ–રત્નના પ્રકાશનથી અવશ્ય સાહિત્યની અભિવૃદ્ધિ થઇ છે. આ ગ્રન્થમાં ખાસ ખૂબી તો એ છે કે મૂળ શ્લોકોના ઉપર સ્વોપજ્ઞ વિવરણ હોવા ઉપરાંત અન્વય, શબ્દાર્થ, શ્લોકાર્થ તથા સ્પષ્ટીકરણ પણ આપવામાં આવ્યાં છે. આથી કરીને ગ્રન્થના મહત્ત્વમાં પણ ઓર વધારો થયો છે. આથી સંસ્કૃતના અભ્યાસીઓજ આ ગ્રન્થનો લાભ પૂર્ણ રીતે મેળવી શકશે એટલુંજ નહિ પરંતુ તેના અનભિજ્ઞો પણ લાભ લઇ શકશે.

વળી અન્તમાં જે અકારાદિક્રમ પૂર્વકનો શબ્દ–કોષ તેમજ સમાસ–વિગ્રહ આપવામાં આવ્યા છે તેથી આ ગ્રન્થના અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને વિશેષ અનુકૂળતા પ્રાપ્ત થઇ છે. આ ગ્રન્થની વળી એ પણ એક વિશિષ્ટતા છે કે વિવિધ છન્દઃશાસ્ત્રને આધારે ગણ તથા વસંતતિલકા વૃત્તના સંબંધમાં સુસ્પષ્ટ માહિતી આપવામાં આવી છે. આ ઉપરાંત મૂળ ગ્રન્થમાં જે જે દેવી–દેવતાની સ્તુતિ કરવામાં આવી છે તેનાં વર્ણનો પણ ઘણીજ સરલતાથી સમજાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. વિશેષમાં આ ગ્રન્થના અંતમાં પરિશિષ્ટો આપી તેને સમલંકૃત કરવામાં આવ્યો છે. વળી ભૂમિકામાં પણ વિવિધ વિષયો સુન્દર રીતે આ-લેખવામાં આવ્યા છે.

આવા પ્રકારનું કાર્ય તો પહેલ વહેલુંજ આ સંસ્થા તરફથી પ્રકાશિત થયેલું જોવાય છે. એથી આ પ્રસંગે એટલું તો મારે જરૂર ઉમેરવું પડશે કે આવા કાર્યથી સાહિત્યરેખા ઝળકી નીકળે છે. વળી આથી જૈનેતર વિદ્વાનો પણ જૈન સાહિત્ય પ્રત્યે આકર્ષાય તેમ છે.

આ ગ્રન્થને પ્રકાશમાં લાવવા માટે ખરેખર હું આ સંસ્થાના કાર્યવાહકને ધન્યવાદ આપું છું. સાથે સાથે આ પ્રમાણે ગ્રન્થ તૈયાર કરવા માટે પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. ને પણ ધન્યવાદ ઘટે છે. તેમનો પ્રયાસ ઘણોજ પ્રશંસનીય છે. મુંબઇમાં મેં ચાતુર્માસ કર્યું ત્યારે પ્રો. કાપડિયા સાથે મને પરિચય થયો હતો. તેમનું થોડું ઘણું કાર્ય જોઇને તે વેળા તેમની કાર્ય કરવાની પદ્ધતિના સંબંધમાં મેં જે અનુમાન બાંધ્યું હતું તે આજે ખરૂં પડયું છે એ જાણી મને આનંદ થાય છે. તેમની લેખન–શૈલી એટલી બધી સરળ છે કે સામાન્ય ગુજરાતી ભાષા જાણનાર હોય તે પણ આવા ગ્રન્થનો લાભ સહેલાઇથી લઇ શકે. ખરેખર તેમની કાર્ય કરવાની પદ્ધતિ ઘણીજ ઊંડી છે. કાર્ય કરાવનાર જોઇએ. અસ્તુ.

જૈન સાહિત્યની સર્વદા અભિવૃદ્ધિ હો.

નં. ૧૧૫ વેતાલપેઠ,
શ્રીદશાશ્રીમાલી જૈન ધર્મશાળા,
પુના સિટી.
મૌન એકાદશી, વીર સંવત ૨૪૫૩.

લી૦ આચાર્ય શ્રીજયસૂરીશ્વરજી મહારાજ
સાહેબની અનુજ્ઞાથી
પ્રતાપમુનિ

ॐ नमः सिद्धम् ।

# આમુખ

પંડિતવર્ય શ્રીમેરૂવિજયકૃત ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ ગ્રન્થ અવચૂરિસહિત પહેલાં શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ સંસ્થા તરફથી ગ્રન્થાંક ૨૩ મા તરીકે બહાર પાડવામાં આવ્યો હતો. તેના સંશોધક સ્વર્ગસ્થ પંન્યાસ શ્રીમણિવિજયગણિના શિષ્ય–રત્ન મુનિરાજ કુમુદવિજયજીએ તે ગ્રન્થમાં સંસ્કૃતમાં પ્રસ્તાવના વિ. સં. ૧૯૭૧ ના માગશર શુદ સાતેમે લખી હતી જે ઉપયોગી હોવાથી અત્ર તે નીચે મુજબ આણી આપવામાં આવે છે. આ પ્રસ્તાવના ફરીથી છાપવાની રજા આપવા બદલ અમે સંસ્થાના કાર્યવાહકોને ધન્યવાદ આપીએ છીએ.

पूज्यपादगुरुभ्यो नमः

## प्रस्तावना.

अस्य ग्रन्थस्य विचित्रयमकपदलालित्यादिगुणयुक्तस्य पण्डितजनमनश्चमत्कारिणो रचयितारः श्रीपण्डितमेरुविजयमुनीश्वराः के कदा चावनीतलं पावयामासुरिति मीमांसायां–एतत्पर्यवसाने "श्रीतपागच्छाधिपतिश्रीविजयसेनसूरीश्वरराज्ये सकलपण्डितोत्तमपण्डितश्रीआनन्दविजयगणिचरणकमलचञ्चरीकायमाणेन पण्डितमेरुविजयगणिना विरचिता" इत्यवलोकनेन विजयसेनसूरिसमानकालीनत्वादानन्दविजयशिष्यत्वाच्च तत्परिपूर्तिरुपजायते । श्रीविजयसेनसत्तासमयश्च विक्रमसप्तदशशतके सुप्रसिद्ध एव, तेन पूज्यपादानां स एवेति निर्णयपथमवतराति । कविचक्रललामैरन्ये के ग्रन्था गुम्फिता इति न सम्यग् जानीमहे ॥

किंप्रयोजनकाः स्तुतय इति जिज्ञासायां तु प्रतिपादितमेव भाष्ये तदवचूर्णौ च चैत्यवन्दनाया अङ्गत्वात् षोडशद्वारे 'चउरो थुई' इत्यत्र चतस्रः स्तुतयोऽत्र सम्पूर्णायां चूलिकारूपा अधिकृततीर्थकृत् १ समस्तार्हत् २ प्रवचन ३ भक्तदेवताविषया ४ दातव्या इत्याद्यनेन प्रयोजनमासाम् ॥ कथयति महामोहविलसितमतिकत्वेन मिथ्याग्रहग्रहिलत्वात् कश्चित् 'तिस्र एव स्तुतयो न चतस्रः, यस्मात् देशविरतसर्वविरतयोरविरतसम्यग्दृष्टिदेवा न स्तुत्यर्हा इति' तन्न, सर्वज्ञागमोपनिषद्वेदिप्रगल्भप्रगल्भापतिमुनिजनतारतारापतिसूरीश्वरश्रीहरिभद्र–बप्पभट्टि–शोभनमुनिप्रभृतिभिः चतसृणामेव गुम्फितत्वात्, भाष्येऽपि 'सरणिज्ज' इति चतुर्दशद्वारेऽपि क्षुद्रोपद्रवविद्रावणादिकारित्वेन सम्यग्दृष्टिदेवानां स्मरणीयत्वेनाभिहितत्वात्, तथा च स्तुतिभिश्चतसृभिर्वन्दनं

देवानां प्राचीनमिति नायुक्तं तद्विधानं श्रीमतां, सूरिसत्तमविहितत्वेन देवस्थापनायाः प्रतिक्रमणसमयेऽप्यवश्यं कर्त्तव्यत्वेन न तत्राप्यनुचितमेतद्रीत्या प्रतिक्रमणस्थापनाया अर्वाग् देववन्दनम् ॥

भगवद्गुणोत्कीर्तनरूपत्वेन स्तुतिस्तोत्रयोः समानविषयकत्वात् कः प्रतिविशेष इत्यारेकायां चैत्यवन्दनापर्यन्ते भण्यमानं चतुःश्लोकादिरूपं स्तोत्रं, यास्तु कायोत्सर्गानन्तरं भण्यन्ते ताः स्तुतय इति रूढा इति भाष्यावचूरिकायाम्। बिभर्त्ययं ग्रन्थोऽनादिसंसारपरिभ्रमणासादितानेकदुःखसन्ततिसन्तप्यमानतानुभवनानां तद्विध्वंसनानन्यसाधारणोपायसन्धित्सूनां जिनगुणस्तुतिपराणां मोक्षमार्गैकबद्धलक्षाणां सहृदयहृदयानां प्रतिक्रमणादिशुभानुष्ठानेऽपूर्वानन्दरसपोषकत्वं, तस्मादावश्यकमस्य मुद्रणमिति श्रेष्ठिदेवचन्द्रलालभाईसत्कज्ञानद्रव्यकोशान्मुद्रापितत्रयोविंशतितमः तदध्यक्षैः। समासादिता 'नडीयाद'सत्कपुस्तककोशादस्य प्रतिः या प्राचीना नात्यशुद्धा च, तदनुसारेण पूज्यपादगुरुनिदेशेन संशोधितेऽस्मिन् भवेद् या काचना शुद्धिः सा कृपामाधाय संशोधनीया गुणगणधनैः सौजन्यवद्भिः इति प्रार्थ्य विरमति मुनिजनगुणमकरन्दमधुपः पूज्यपादगुरुवर्यश्रीपंन्यासमणिविजयगणिचरणकमलोपासकः कुमुदविजयः 'पत्तन'नगरे वैक्रमीय-१९७१ संवत्सरे मार्गशीर्षशुक्लसप्तम्यां भौमवासरे। शुभं भवतु ॥

આ પ્રસ્તાવનામાં ગ્રન્થ અને ગ્રન્થકાર વગેરે પરત્વે પ્રકાશ પાડવામાં આવ્યો છે તેથી તેમજ શ્રીયુત હીરાલાલભાઈએ પણ એને અંગે વિસ્તાર યુક્ત ઉલ્લેખ કરેલો હોવાથી તત્સમ્બન્ધે હમારે કાંઈ વિશેષ નિવેદન કરવાનું બાકી રહેતું નથી.

આ અમૂલ્ય ગ્રન્થનું તેમજ અંતમાં આપેલ ચાર પરિશિષ્ટોનું સંશોધનાદિક કાર્ય સુરતવાસ્તવ્ય, પરમ જૈનધર્માવલમ્બી, તેમજ શ્રીમદ્વિજયાનન્દસૂરીશ્વર ( **આત્મારામજી** મહારાજ ) અને તેમના સન્તાનીય મુનિરાજ શ્રી**હર્ષવિજય**ને ગુરૂ તરીકે પૂજનારા અને તેઓશ્રીના પાદસેવનથી જૈન ધર્મના તીવ્ર અનુરાગી બનેલા સ્વર્ગસ્થ રા. **રસિકદાસ વરજદાસ કાપડિયા**ના જ્યેષ્ઠ પુત્ર પ્રોફેસર **હીરાલાલ** એમ. એ. દ્વારા કરાવવામાં આવ્યું છે.

સંસ્કૃતના અલ્પ અભ્યાસીઓને સુગમતા થઇ પડે તેટલા માટે અન્વય અને શબ્દાર્થ તેમજ જિનસિદ્ધાંતોથી અપરિચિત વર્ગથી જૈન પારિભાષિક શબ્દો વિગેરે સરલતાથી સમજી શકાય તેટલા માટે સ્પષ્ટીકરણ બનતી કાળજી પૂર્વક તૈયાર કરાવ્યાં છે. આ ઉપરાંત વિદ્યાર્થીઓને આ ગ્રન્થનો અભ્યાસ કરવામાં વિશેષ અનુકૂળતા થઈ પડે એ હેતુથી શબ્દ-કોષ અને સમાસ-વિગ્રહ પણ તૈયાર કરાવ્યાં છે.

અમારા પ્રયાસની સફળતા પાઠક-વર્ગની પસંદગી ઉપર તેમજ આ ગ્રન્થના લેવાતા લાભ ઉપર રહેલી હોવાથી આ સંબંધે વિશેષ નિવેદન કરવાનું બાકી રહેતું નથી. પરંતુ જો આ પદ્ધતિ વિશેષ ઉપયોગી માલૂમ પડશે તો ભવિષ્યમાં આવી પદ્ધતિથી બીજા ગ્રન્થો બહાર પાડવા અમારી પ્રબળ ઇચ્છા છે.

આવા ગ્રન્થો સંબંધે કાંઇ ન્યૂનતા આદિ માલુમ પડે તેમજ બીજી કાંઇ વિશેષ માહિતી દાખલ કરવાની રહી ગયેલી જણાય તેમજ અન્ય પણ કોઈ સૂચના કરવાની યોગ્ય લાગે તે જો પાઠક-વર્ગ તરફથી અમને જણાવવામાં આવશે તો ભવિષ્યના ગ્રન્થોમાં તેવો સુધારો કરવા અવશ્ય બનતું કરીશું. વિશેષમાં આ ગ્રન્થમાં આપેલી અવચૂરિ ઉપરાંત અન્ય કોઇ ટીકા કે અવચૂરિની પ્રતિ જેમની પાસે હોય અગર કયાં છે તેની માહિતી હોય તે અમને જણાવવામાં આવશે તો તે પણ પ્રસિદ્ધ કરવા પ્રયત્ન સેવવામાં આવશે.

આ ગ્રન્થ તૈયાર કરાવવામાં જૈનાચાર્ય શ્રીમદ્‌વિજયવલ્લભસૂરિની પ્રતિનો મુખ્ય આધાર લેવામાં આવ્યો છે. આ સૂરિવર્યે પ્રતિ મોકલી અમારા કાર્યમાં જે સહાયતા કરી છે તે બદલ તેઓના અમો અત્યંત ઋણી છિયે.

આગમોદ્ધારક વ્યાખ્યાપ્રજ્ઞ જૈનાચાર્ય શ્રીમદ્‌આનન્દસાગરસૂરિ આ **આગમોદય સમિતિ**ના ઉત્પત્તિ સમયથીજ અપૂર્વ સાહાય્ય આપતા રહ્યા છે, તેજ મુજબ આ ગ્રન્થ પણ પ્રસિદ્ધ કરવામાં તેમણે જે સાહાય્ય આપી છે તે બદલ તેઓશ્રીનો અમે જેટલો ઉપકાર માનીયે તેટલો ઓછોજ છે.

સંશોધન કાર્યમાં મદદ કરવા માટે અનુયોગાચાર્ય શ્રીક્ષાંતિવિજય તેમજ મુનિરાજ ચતુરવિજયજીના અને શુદ્ધિપત્રક માટે તૈયાર થયેલા ફૉર્મો તપાસી જોવા બદલ જૈનાચાર્ય જયસૂરિજીના પણ અમે આભારી છીએ.

અમે સોળ વિદ્યા-દેવીઓ તેમજ ચોવીસ શાસન-દેવીઓ વિગેરેની પ્રતિકૃતિઓ ભગવાન્ શ્રીપાદલિપ્તસૂરીશ્વરપ્રણીત શ્રીનિર્વાણ-કલિકાના આધારે આલેખાવવા પ્રયત્ન સેવ્યો છે. એમાંથી જેટલી પ્રતિકૃતિઓ આ ગ્રન્થમાં આપવામાં આવી છે તેટલીનું એક સૂચી-પત્ર ૧૧ માં પૃષ્ઠ ઉપર આપ્યું છે. આ પ્રતિકૃતિઓ જૈનશાસનાનુરાગી દેવ-દેવીઓની હોવાથી જૈનો તેઓ પ્રત્યે બહુમાન ધરાવે તેમજ તેમની આશાતના ન થવા દે તે સ્વાભાવિક છે; પરંતુ અન્ય મતાવલંબીઓને પણ અમારી એ વિજ્ઞપ્તિ છે કે તેઓ પણ આ પ્રતિકૃતિઓ તરફ યોગ્ય સદ્‌ભાવ ધારણ કરશે. જેથી ભવિષ્યમાં આવી પ્રતિકૃતિઓ પ્રસિદ્ધ કરતી વેલાએ અમારે સંકોચ રાખવો પડશે નહિ, વિશેષમાં આ સમસ્ત પ્રતિકૃતિઓને લગતો સર્વ પ્રકારનો હક્ક અમોએ આધીન રાખેલો છે એ તરફ પણ પાઠક-વર્ગનું અમે ધ્યાન ખેંચીએ છિયે.

મહાશિવરાત્રી સં. ૧૯૮૩.
હંસરાજ પ્રાગજી બિલ્ડીંગ,
ગીરગામ-મુંબાઇ.

જીવણચંદ સાકરચંદ જવેરી,
માનદ સેક્રેટરી.



# વિષયાનુક્રમણિકા







# પ્રતિકૃતિઓનું સૂચી-પત્ર



:o:

# વિષય-સૂચી



# કિંચિદ્ વક્તવ્ય

'શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ' નામના આ કાવ્યનું પ્રથમ દર્શન તો મને ઇ. સ. ૧૯૧૫માં થયું હતું. પ્રસંગ એમ બન્યો હતો કે ઇ. સ. ૧૯૧૪ માં હું બી. એ. (B. A. Honours) ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયો તે સમયે આ પરીક્ષામાં ઊંચે નંબરે પસાર થયેલા જૈન વિદ્યાર્થીને શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી સંસ્કૃતના ગ્રન્થો ભેટ આપવામાં આવશે એમ જાહેર કરવામાં આવ્યું હતું. આ જાહેર ખબર વાંચીને મેં આ સંસ્થાના માનદ મન્ત્રી ઉપર અરજી કરી. તેના પરિણામ તરીકે અન્ય પુસ્તકોની સાથોસાથ આ કાવ્ય પણ મને ભેટ તરીકે મળ્યું. આને નિહાળતાંજ મને અતિશય આનન્દ થયો અને સ્વાભાવિક રીતે તેનો અભ્યાસ કરવા મારૂં મન લલચાયું. પરંતુ તે સમયે મારો સંસ્કૃતનો યથાયોગ્ય અભ્યાસ નહિ હોવાને લીધે આ કાવ્ય હું બરાબર સમજી શક્યો નહિ, એટલે મારા અભ્યાસને દૃઢીભૂત કરવાને અંગે તેનું ભાષાંતર કરવાની વાત મારે પડતી મૂકવી પડી. ત્યારબાદ ઇ. સ. ૧૯૨૩માં શ્રીશોભન મુનીશ્વરકૃત સ્તુતિ-ચતુર્વિંશતિકાનું ભાષાંતર કરતી વેળાએ આ કાવ્યનું મને સ્મરણ થઇ આવ્યું. બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી અને ખાસ કરીને એમ. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા બાદ મેં સંસ્કૃતનો વિશેષતઃ અભ્યાસ કરવા માંડ્યો હતો. તેથી કરીને મેં આ કાવ્યનું ભાષાંતર કરવા ફરીથી પ્રયાસ કરી જોયો. આ પ્રયાસનું પરિણામરૂપ આ ગ્રન્થ છે એમ સહજ સમજી શકાય તેમ છે એટલે તે વિષે ઉલ્લેખ કરવો હવે બાકી રહેતો નથી.

ગ્રીષ્મ-ઋતુના પ્રખર તાપથી પીડિત થયેલા ધનિકો શીતળ ટેકરી તરફ પ્રયાણ કરે છે, તેમ મેં પણ જૈન સાહિત્યરૂપી શીતળ ટેકરીનો આશ્રય લીધો અને તેમાં મેં સાંસારિક તાપથી તપ્ત થયેલા મારા મનને આ કાવ્યરૂપી વાયુની લહરીથી શાંત કરવા પ્રયત્ન કર્યો. આ વાયુનો પ્રભાવ કંઇ ઓરજ હતો. તેનો લાભ અન્યને પણ મળવો જોઇએ, તેની ખૂબીથી સંસ્કૃતના અલ્પ-અભ્યાસી જનોને પણ પરિચિત કરવા જોઇએ ઇત્યાદિ વિચારો આવતાં તેના પરિણામ તરીકે મેં પદ્યના પદચ્છેદાત્મક અન્વય તથા શબ્દાર્થ તેમજ ગૂર્જર ગિરામાં શ્લોકાર્થ અને સ્પષ્ટીકરણ તૈયાર કરવા માંડ્યાં. આ પ્રમાણે આ કાવ્ય તૈયાર કરીને શ્રીશોભન-સ્તુતિની પ્રસ્તાવનામાં પ્રદર્શિત કરેલ પ્રસંગ પ્રાપ્ત થતાં મેં તૈયાર કરેલી મુદ્રણાલય-પુસ્તિકા (પ્રેસ-કૉપી) આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રીઆનન્દસાગરસૂરિના ઉપર મોકલી આપી. તેઓશ્રીએ મારી પ્રેસ-કૉપી સાદ્યંત તપાસી જવા તેમજ કેટલેક સ્થળે સુધારા-વધારા પણ સૂચવવા કૃપા કરી; આથી હું તેમનો ઋણી છું. વિશેષમાં એ પણ ઉમેરવું આવશ્યક સમજાય છે કે આ કાવ્યનું સંશોધન કરવામાં મારે હસ્ત-લિખિત પ્રતિનો ખપ હોવાથી મેં તે બાબત જૈનશાસનપ્રભાવક, પાશ્ચાત્ય વિદ્વદ્-વર્ગ સાથે પ્રથમ પત્ર-વ્યવહાર શરૂ કરનારા, ન્યાયાંભોનિધિ સ્વર્ગસ્થ આચાર્ય શ્રીવિજયાનંદસૂરિ (આત્મારામજી મહારાજશ્રી)ના પટ્ટધર પંજાબકેસરી શ્રીવિજયવલ્લભસૂરિને લખી જણાવી. એટલે તેઓ-શ્રીએ હોશીયારપુરથી મને એક સુંદર અક્ષરોથી અલંકૃત શુદ્ધ પ્રતિ મોકલી આપી. (આ ૧૨ પત્રાત્મક પ્રતિના મધ્યમાં મૂળ કાવ્ય આપવામાં આવેલું છે અને ઉપર નીચે ટીકા છે. અર્થાત્ આ ત્રિપાઠી પ્રતિ છે. પ્રત્યેક પત્રની બંને બાજુ ઉપર ૧૭ પંક્તિઓ છે અને દરેક પંક્તિમાં લગભગ ૫૬

અક્ષરો છે.) આથી કરીને હુ અત્ર તેમનો પણ ઉપકાર માનું છું. વળી **શ્રીશોભન** મુનિવર્યકૃત **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નાં પ્રુફો તપાસવામાં જેમ મને **આનન્દસાગર**સૂરિજી તરફથી તેમજ મારી ધર્મપત્ની તથા મારા લઘુ બન્ધુ પ્રો૦ **મણીલાલ** તરફથી સાહાય્ય મળી હતી, તે વાત આ ગ્રન્થને પણ કેટલેક અંશે લાગૂ પડે છે. કેટલેક અંશે એમ કહેવાનું કારણ એ છે કે આ ગ્રન્થના લગભગ ૬૪ પાનાં છપાઇ ગયાં હતાં ત્યાર પછી પ્રસંગ નીકળતાં આ ગ્રન્થનાં બીજી વારનાં પ્રુફો તપાસી જવા સ્વર્ગસ્થ શ્રીમદ્**ઉમંગવિજય**ગણિના શિષ્યરત્ન અનુયોગાચાર્ય શ્રી**ક્ષાન્તિવિજયે** હા પાડી (આ બદલ હું તેમનો ઋણી છું). આથી **આનન્દસાગર**સૂરિજી ઉપર પ્રુફો મોકલી તેમનો અમૂલ્ય સમય રોકવો મને ઉચિત જણાયો નહિ. આ ઉપરાંત એ પણ કારણ હતું કે તેઓ વિહારમાં હોવાથી તેમને સમય પણ ઘણો ઓછો રહેતો હતો.

આ પુસ્તક છપાતું હતું તે દરમ્યાન તેને સાંગોપાંગ બનાવવાની ઇચ્છાથી હું શબ્દ-કોષ, પદ્યાનુક્રમણિકા, ભૂમિકા વિગેરે તૈયાર કરતો ગયો. મૂળ કાવ્યના ઉપર ગ્રન્થકારે ટુંકમાં વિવરણ કરેલું હોવાથી આ કાવ્યના ઉપર વિશેષ પ્રકાશ પાડવો બાકી રહેલો છે એમ મને લાગ્યું. એથી અને ખાસ કરીને સંસ્કૃત ભાષાના અલ્પ અભ્યાસીઓ યમકમય પદ્યો સુગમતાથી સમજી શકે તે ઇરાદાથી મેં સમાસ-વિગ્રહનું પ્રકરણ પણ તૈયાર કર્યું (આ હેતુપૂર્વક મેં શ્રી**બપ્પભટ્ટિ**સૂરિકૃત **ચતુર્વિંશતિકા**માં પણ આવા પ્રકરણનો સમાવેશ કર્યો હતો).

વિશેષમાં **સ્તુતિ-ચતુર્વિંશતિકા**દિકની જેમ આ પુસ્તકમાં પણ પરિશિષ્ટ આપવામાં આવેલ છે. તેમાં પ્રથમ પરિશિષ્ટ તરીકે જે શ્રી**સોમતિલક**સૂરિકૃત સાધારણજિનસ્તુતિ આપી છે. તેની અવચૂરિ સહિત એક નકલ લખીને મારા ઉપર સ્વર્ગસ્થ જૈનાચાર્ય ન્યાયાંભોનિધિ શ્રી**વિજયાનંદ**સૂરીશ્વરના શિષ્ય-રત્ન દક્ષિણવિહારી મુનિરત્ન શ્રી**અમરવિજય**ના શિષ્યવર્ય મુનિરાજ શ્રી**ચતુરવિજયે** મોકલી આપી હતી. દ્વિતીય પરિશિષ્ટમાં આપેલી શ્રી**રવિસાગર**કૃત શ્રી**ગૌતમ**સ્તુતિ અન્વયાંક સહિત તેઓએ લખી મોકલી હતી એટલુંજ નહિ, પણ તેનો અર્થ સહેલાઇથી ધ્યાનમાં આવે તેટલા માટે તેમણે તેની અવચૂરિ પણ રચી મોકલી હતી. વિશેષમાં ક્ષાન્તિવિજયજીએ વિહાર શરૂ કરેલો હોવાથી પરિશિષ્ટનાં તેમજ ભૂમિકાનાં બીજી વારનાં પ્રુફો તપાસી જવામાં તેઓ સહાયભૂત થયા હતા એથી કરીને તેમજ ભૂમિકામાં કેટલેક સ્થળે તેમણે જે અમૂલ્ય સૂચનાઓ પણ કરી હતી તે બદલ હું અત્ર તેમનો ઉપકાર માનું છું.

અત્ર મારે એ નિવેદન કરવું જોઇએ કે બે પરિશિષ્ટો છપાઇ ગયાં ત્યાર પછી બાકીનાં પરિશિષ્ટો હું છપાવવાની તૈયારીમાં હતો તેવામાં મારા સ્વર્ગસ્થ પિતાશ્રીને અને ખાસ કરીને મારા પિતામહને જૈન ધર્મથી વિશેષ પરિચિત કરાવનારા મુનિરત્નો પૈકી પ્રવર્તક શ્રી**કાન્તિવિજય**ના અમૂલ્ય ગ્રન્થ-ભંડારમાંથી શ્રી**સોમતિલક**સૂરિકૃત સાધારણજિનસ્તુતિની સ્વોપજ્ઞ અવચૂરિવાળી બે પ્રતિઓ તેમજ શ્રી**જિનપ્રભ**સૂરિકૃત શ્રીઅજિતજિનસ્તોત્રની આસપાસ ટિપ્પણવાળી એક પ્રતિ મને આ મુનિવર્યના શિષ્ય-રત્ન મુનિરાજ શ્રી**ચતુરવિજયે** મોકલી આપી. આ બદલ હું એમનો ઋણી છું. સાધારણ-સ્તુતિની બે પ્રતિઓ પૈકી એક તો તદ્દન નવીન વિ. સં. ૧૯૭૫ માં લખાયેલી છે. બીજી પ્રતિ આનાથી પ્રાચીન છે ખરી, પરંતુ તે અપૂર્ણ છે. આ પ્રતિમાં કોઇક શ્લોકનીજ

અવચૂરિ છે. પ્રથમ પ્રતિને પ્રથમ પરિશિષ્ટમાં છપાયેલી અવચૂરિ સાથે મેળવી જોતાં ખાસ કરીને એના પ્રારમ્ભમાં બે પદ્યો તેમજ અન્તમાં એક પદ્ય વધારે માલૂમ પડ્યાં. પરંતુ બીજા પાઠોનું સામ્ય વિચારતાં આને પ્રથમ અવચૂરિથી સ્વતંત્ર ગણી તેને અન્તમાં સંપૂર્ણ પ્રસિદ્ધ કરવાની મને જરૂર ન લાગી. આથી પાઠાન્તરો આપી મેં ચલાવી લીધું છે.

ત્રીજા તેમજ ચોથા પરિશિષ્ટગત સ્તોત્રો યમકબદ્ધ હોવાથી તેની ટીકા આપવાની આવશ્યકતા તો હું સ્વીકારૂં છું. આની ટીકાની પ્રતિ કોઇ જ્ઞાન-ભંડારમાં હોય તો તે મેળવવા માટે મેં તપાસ કરી જોઇ, પરંતુ તેમાં હું ફત્તેહમંદ થયો નહી. કોઇ મહાશય પાસે તેવી પ્રતિ હોય અથવા તો તે કયાંથી મળી શકશે તે જાણવામાં હોય તો તે નિવેદન કરવા કોઇ મહાનુભાવ કૃપા કરશે તો તેમના ઉપકાર પૂર્વક આ બે પ્રસિદ્ધ કરવામાં આવશે.

અત્યારે તો મારી વિનતિ સ્વીકારી શ્રી**વિજયસિદ્ધિ**સૂરિના સંતાનીય મુનિરાજ શ્રી**કલ્યાણવિજયે** તૈયાર કરી મોકલેલ તૃતીય પરિશિષ્ટની અવચૂરિ તેમજ ચતુર્થ પરિશિષ્ટ માટે પ્રવર્તકજીના જ્ઞાન-ભંડારની પ્રતિગત ટિપ્પણુ તેમજ આ બેનો મેં યથામતિ તૈયાર કરેલ અનુવાદ સુજ્ઞ પાઠકના કર-કમલમાં અર્પી સંતોષ માનું છું.

પણ્ડિત **લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી** પાટણના ભંડારના ગ્રન્થોનું સૂચી-પત્ર તૈયાર કરી રહ્યા છે એ વાતની મને ખબર પડતાં ભૂમિકાના પ્રુફની એક નકલ મેં તેમના ઉપર પણ મોકલી આપી હતી, કેમકે આમાં એવા કેટલાક ગ્રન્થો વિષે પ્રકાશ પાડવો બાકી રહેતો હતો. આ પ્રુફ જોઇ જઇ તેમાં જે સુધારા વધારા તેમણે સૂચવ્યાં છે તે બદલ હું તેમનો પણ અત્ર ઉપકાર માનું છું.

અંતમાં જે જે સદ્વ્યક્તિઓએ મને આ ગ્રન્થના સંશોધનાદિક કાર્યમાં સહાયતા કરી છે તેનો ફરીથી ઉપકાર માનતો તેમજ

> " गच्छतः स्खलनं क्वापि, भवत्येव प्रमादतः।
> हसन्ति दुर्जनास्तत्र, समादधति सज्जनाः ॥ १ ॥ "

એ તરફ પાઠક-વર્ગનું સવિનય ધ્યાન ખેંચતો હું વિરમું છું.

ભગતવાડી, ભુલેશ્વર,
**મુંબઈ.**
વિક્રમ સંવત્ ૧૯૮૩
કાર્તિક શુક્લ પ્રતિપદ્.

સુજ્ઞસેવક
**હીરાલાલ રસિકદાસ કાપડિયા.**




**અવતરણ—**

કિંચિદ્ વક્તવ્યમાં સૂચવ્યા મુજબ આ **શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** નામના કાવ્યના અનુવાદનો પ્રારંભ **શ્રીશોભન** મુનીશ્વરકૃત **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નું ભાષાન્તર સમાપ્ત થયા બાદ કરવામાં આવ્યો હતો, જ્યારે તેની ભૂમિકા તો મેં તે ગ્રન્થ સંપૂર્ણ છપાઈ ગયો તે પૂર્વે તૈયાર કરવા માંડી હતી, કેમકે શોભન-સ્તુતિ છપાવવી શરૂ થયા પછી આઠેક મહિને આ ગ્રન્થ પણ **મુંબઈ વૈભવ મુદ્રણાલય**માં મોકલી આપવામાં આવ્યો હતો. ત્યાર પછી લગભગ છ માસ વીત્યા બાદ શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત **ચતુર્વિંશતિકા** છાપવાનું કાર્ય **નિર્ણયસાગર** મુદ્રણાલયમાં શરૂ કરવામાં આવ્યું હતું. આ ગ્રન્થ સૌથી પ્રથમ છપાઈ ગયો અને ત્યાર પછી ટુંક સમયમાં **સ્તુતિ-ચતુર્વિંશતિકા**નું કાર્ય પણ સમાપ્ત થયું, પરંતુ પૃષ્ઠની અપેક્ષાએ લઘુ એવી આ **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ** નામની કૃતિ છપાવવાનું કાર્ય તો ચાલૂજ રહ્યું.

આ પ્રમાણેની પરિસ્થિતિને લઈને ભૂમિકાનો કેટલોક ભાગ વિષયની અપેક્ષાએ સમાન એવી **ચતુર્વિંશતિકા**માં છપાવી દેવો પડયો. દાખલા તરીકે **ચતુર્વિંશતિકા**ના **કાવ્ય-મીમાંસા**માં આપેલ વસ્તુ, સ્તુતિ-વિચાર અને સ્તુતિ-કદમ્બકનો ક્રમ એ હકીકત આ ભૂમિકાને માટે તૈયાર કરવામાં આવી હતી.

## કાવ્ય-સમીક્ષા

**વિશિષ્ટતા—**

પ્રત્યેક જિનેશ્વરની મુખ્યતાવાળી [1]ચાર ચાર પદ્યોની સ્તુતિરૂપ આ કાવ્ય સ્વોપજ્ઞ વિવરણથી વિભૂષિત છે, વળી તેનાં સમગ્ર (૯૬) પદ્યો વસંતતિલકા વૃત્તમાંજ રચાયેલાં છે તેમજ એના ચતુર્થાદિ પદ્યોમાં [2]મુખ્યતઃ [3]શાસન-દેવીની સ્તુતિ કરવામાં આવી છે એ એની વિશિષ્ટતા સૂચવે છે. **સ્તુતિ-ચતુર્વિંશતિકા** અને **ચતુર્વિંશતિકા**ની જેમ અત્ર કોઇ યક્ષની કે શ્રુત-

---

૧ આવી સ્તુતિમાં ચાર જૂદાં જૂદાંજ પદ્યો હોવાં જોઇએ એવો કંઇ નિયમ નથી. એકના એક પદ્યના અમુક જિનેશ્વર, સર્વે જિનેશ્વરો, આગમ અને ભક્ત-દેવતા એ ચારેને ઉદ્દેશીને અર્થો થતા હોય તો તેવા પદ્યનો પણ આવી સ્તુતિમાં સમાવેશ થઇ શકે છે. શું આનું પણ પ્રમાણ આપવું પડશે ! એમજ હોય તો પાઠક મહાશયને પ્રથમ પરિશિષ્ટ પ્રતિ દૃષ્ટિપાત કરવા વિજ્ઞપ્તિ કરૂં છું.

૨ આ કાવ્યમાં ચોવીસ શાસન-દેવીઓ પૈકી સોળ શાસન-દેવીઓની અને સોળ વિદ્યા-દેવીઓ પૈકી ૭ વિદ્યા-દેવીઓની સ્તુતિ-કરવામાં આવી છે.

૩ તીર્થંકર તીર્થની સ્થાપના કરતી વેળાએ યક્ષ જાતિના શાસન-રાગી દેવ અને દેવીની પણ સ્થાપના કરે છે. આ પ્રમાણે શાસનના હિતાર્થે જે દેવીની નિમણુક થઇ હોય તે 'શાસન-દેવી' કહેવાય છે. **જૈન** દર્શનની માફક **બૌદ્ધ** દર્શનમાં પણ 'શાસન-દેવી'નું અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું છે.

દેવતાની સ્તુતિ કરવામાં આવી નથી, પરંતુ ઉપર્યુક્ત બે ગ્રન્થોની માફક અત્રે પણ કાલી અને અંબિકા એ બે દેવીઓની બે બે વાર સ્તુતિ કરવામાં આવી છે એ ધ્યાનમાં લેવા જેવી હકીકત છે.

આ કાવ્યમાં જે વિશિષ્ટતાઓ રહેલી છે તે પૈકી કેટલીકનું સ્થૂલ સ્વરૂપ તો આપણે ઉપર મુજબ વિચારી લીધું. વિશેષમાં અત્ર સમસ્ત પદ્યો દ્વિતીય અને ચતુર્થ ચરણોની સમાનતારૂપ યમકથી વિભૂષિત છે એ વિશિષ્ટતા તરફ દૃષ્ટિ–પાત કરવામાં આવે છે. આને વિશિષ્ટતા કહેવાનું કારણ એ છે કે ચતુર્વિંશતિકા, સ્તુતિ–ચતુર્વિંશતિકા તેમજ ઐન્દ્ર–સ્તુતિમાં આ [1]યમક પ્રધાન પદ ભોગવે છે, જ્યારે અત્ર તો તેનું એકચ્છત્ર સામ્રાજ્ય જોવામાં આવે છે. આવાજ યમકથી અલંકૃત ચતુર્વિંશતિજિનવિજયસ્તુતિ શ્રીહેમવિજયગણિએ માલિની છંદમાં રચી છે અને તે પણ સ્વોપજ્ઞ વૃત્તિથી વિભૂષિત છે (આની સાન્વયાંક મુદ્રણાલય–પુસ્તિકા મેં તૈયાર કરી છે. સમયાનુસાર તે પ્રસિદ્ધ કરવામાં આવશે). ચોવીસ જિનેશ્વરોની સ્તુતિરૂપ આવાં યમકમય કાવ્યો અન્ય મુનિવર્યોએ રચ્યાં હશે, પરંતુ તેના દર્શન કરવાની વાત તો દૂર રહી કિન્તુ તેના નામ–શ્રવણનો પણ મને લાભ મળ્યો નથી. આથી ભિન્નાભિન્ન વિષયવાળાં ચરણ–સમાનતારૂપ યમકમય કાવ્યો નીચે મુજબ છે.

| | કાવ્યનું નામ. | કર્તા. | છંદ. | પદ્ય–સંખ્યા. |
|---|---|---|---|---|
| ૧ | [2]શ્રીચતુર્વિંશતિજિનસ્તુતિ (અવચૂરિ સહિત) | શ્રીસોમસુન્દરસૂરિના શિષ્ય શ્રીજિનસુન્દર | શાર્દૂલવિક્રીડિત | ૨૮ |
| ૨ | ,, | ,, | રથોદ્ધતા | ૨૮ |
| ૩ | ,, | ,, | (મોટે ભાગે) ઉપજાતિ | ૨૮ |
| ૪ | ,, | પૂર્વાચાર્ય | અનુષ્ટુપ્ | ૨૮ |
| ૫ | ,, | શ્રીસોમપ્રભસૂરિ | ઉપજાતિ | ૨૭ |
| ૬ | નેમિજિનસ્તવન | શ્રીરવિસાગર મુનિરાજ | દ્રુતવિલંબિત | ૨૬ |
| ૭ | શ્રીચતુર્વિંશતિજિનસ્તુતિ | શ્રીજિનપ્રભસૂરિ | ઉપજાતિ | ૨૫ |
| ૮ | જિન–સ્તવ | શ્રીધર્મશેખરગણિ | સ્રગ્ધરા | ૨૫ |
| ૯ | શારદા–સ્તોત્ર | શ્રીજિનપ્રભસૂરિ | ઉપજાતિ | ૧૩ |
| ૧૦ | જિનસિંહસૂરિ–સ્તવન | ,, | ,, | ૧૩ |
| ૧૧ | શ્રીવીર–સ્તવન | ,, | અનુષ્ટુપ્ | ૧૩ |
| ૧૨ | શ્રીપાર્શ્વનાથપ્રાતિહાર્યસ્તવન | ,, | રથોદ્ધતા | ૧૦ |
| ૧૩ | શ્રીપાર્શ્વનાથસ્તવ | ,, | અનુષ્ટુપ્ | ૯ |
| ૧૪ | શ્રીચન્દ્રપ્રભસ્વામિસ્તુતિ | .. | .. | ૪ |

૧ યમકનું લક્ષણ—

"स्यात् पादपदवर्णाना–मावृत्तिः संयुताऽयुता ।
यमकं भिन्नवाच्याना–मादिमध्यान्तगोचरम् ॥"

—વાગ્ભટાલંકાર શ્લો૦ ૨૨

૨ આ ચૌદ કાવ્યો પૈકી પ્રત્યેકનું એકેક પદ્ય સ્તુતિ–ચતુર્વિંશતિકાની સંસ્કૃત ભૂમિકામાં આપવામાં આવ્યું છે.

આ ચૌદ કાવ્યો પૈકી જે કાવ્યોને ચતુર્વિંશતિજિનસ્તુતિ તરીકે મેં અત્ર ઓળખાવ્યાં છે અને જેની શ્લોક સંખ્યા ૨૭-૨૮ ની છે તેમાં એક વિશિષ્ટતા રહેલી છે. તે એ છે કે આ પ્રત્યેક કાવ્યમાં આ અવસર્પિણીમાં થઇ ગયેલા શ્રીઋષભનાથ પ્રમુખ ચોવીસ તીર્થંકરોની એક એક પદ્ય દ્વારા સ્તુતિ કર્યા પછી તેના કર્તાએ અંતમાં સમસ્ત તીર્થંકરો, આગમ અને ભક્ત-દેવતાની પણ પૃથક્ પૃથક્ પદ્ય રચીને સ્તુતિ કરી છે. આથી કરીને આવાં કાવ્યોમાંથી દરેક તીર્થંકરની સ્તુતિરૂપ પદ્યની સાથે પ્રત્યેક વેળા સમસ્ત તીર્થંકરાદિક સંબંધી ત્રણ પદ્યોનો સમન્વય કરવાથી ચોવીસ સ્તુતિ-કદમ્બકો ઉદ્ભવે છે અને તેમ થતાં આમાંથી ગમે તે સ્તુતિ-કદમ્બકનો પ્રતિક્રમણાદિક કરતી વખતે ઉપયોગ થઇ શકે તેમ છે.+ આ વાત નીચે મુજબનાં ચતુર્વિંશતિજિનસ્તુતિના નામથી ઓળખાવાય તેવાં કાવ્યોના સંબંધમાં પણ ઘટી શકે છેઃ—

| કાવ્ય-પ્રારમ્ભ. | કર્તા. | છંદ. | પદ્ય-સંખ્યા. |
| --- | --- | --- | --- |
| ૧ कनककान्तिधनुःशत० | શ્રીજિનપ્રભસૂરિ | દ્રુતવિલમ્બિત | ૨૯ |
| ૨ *पात्वादिदेवो दश कल्पवृक्षाः | ,, | ઉપજાતિ | ૨૯ |
| ૩ *आनन्दसुन्दरपुरन्दरनम्रमौलि० | પૂર્વાચાર્ય | વસન્તતિલકા | ૨૮ |
| ૪ तत्त्वानि तत्त्वानि भृतेषु सिद्धं | ,, | ઇન્દ્રવજ્રા | ૨૮ |
| ૫ ऋषभ ! नम्रसुरासुरशेखर० | ,, | દ્રુતવિલમ્બિત | [1]૨૮ |
| ૬ *ऋषभदेवमहं जिननायकं | ,, | દ્રુતવિલમ્બિત | ૨૮ |
| ૭ *विनतवासवभूपतिमण्डली | શ્રીમુનિશેખર | ,, | ૨૮ |
| ૮ स्वामिन् ! सुपार्श्व ! भगवन् ! | શ્રીચારિત્રરત્નગણિ | વસન્તતિલકા | ૨૮ |
| ૯ जय वृषभ ! जिनाभिष्टूयसे | શ્રીધર્મઘોષસૂરિ | માલિની | ૨૮ |
| ૧૦ जयश्रीनेतारं प्रथम० | [3]શ્રીજિનમણ્ડનગણિ | શિખરિણી | ૨૮ |
| ૧૧ सकलमङ्गलभूरुहजीवनं | શ્રીદેવરત્નશિષ્ય | ,, | ૨૮ |

આ તો [4]સંસ્કૃત સ્તુતિઓનો મેં ઉલ્લેખ કર્યો છે. બાકી પ્રાકૃત ભાષામાં પણ આવી અનેક સ્તુતિઓ છે. અત્રે તો આવી બે સ્તુતિઓનો નિર્દેશ કરવામાં આવે છે. તે પૈકી પૂર્વાચાર્યે માલિની છંદમાં રચેલી ૨૭ શ્લોકની એક સ્તુતિ જે મારા જોવામાં આવી છે તેનું આદ્ય પદ્ય નીચે મુજબ છેઃ—

+ મુનિરત્ન શ્રીચતુરવિજયે આ સંબંધમાં મારૂં ધ્યાન ખેંચ્યું હતું, તેના પરિણામે મેં આ ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં તેમણે આવાં કાવ્યોનાં પ્રારમ્ભિક પદો પણ સૂચવ્યાં છે એ તેમની સાહિત્ય-સેવાની ભાવના પ્રકટ કરે છે.

* આ નિશાનીવાળાં કાવ્યો સિવાયનાં બાકીનાં સાત કાવ્યો અન્યાન્ય યમકમય છે.

૧ આ ૨૮ પદ્યવાળા કાવ્યમાં ૨૫ મા અને ૨૬ મા એ બે પદ્યો દ્વારા સમગ્ર જિનેશ્વરોની સ્તુતિ કરવામાં આવી છે, જ્યારે ઉપર્યુક્ત કોષ્ટકમાં આપેલા પ્રથમ કાવ્યના ૨૫ માજ પદ્યમાં જિન-શ્રેણિની સ્તુતિ છે.

૨ પ્રથમ પદ્ય નહિ મળવાથી આ સાતમા શ્લોકનું પ્રારમ્ભિક પદ આપેલું છે.

૩ એમણે રચેલું આ કાવ્ય યદ્લુગ ક્રિયાપદમય છે.

૪ આટલીજ આવી સંસ્કૃત સ્તુતિઓ છે એમ આ ઉપરથી સમજવાનું નથી, પરંતુ એથી વધારેના દર્શન કરવા હું ભાગ્યશાળી થયો નથી એટલે તેનો મેં અત્ર પરિચય કરાવ્યો નથી.

" जयपयडपयावं मेहगंभीररावं
भवजलनिहिनावं नायनीसेसभावं ।
हणियकुसुमचावं दोसकंतारदावं
पढमजिणमपावं वंदिमो छिन्नतावं ॥ १ ॥"

[ जगत्प्रकटप्रतापं मेघगम्भीररावं
भवजलनिधिनावं ज्ञातनिःशेषभावम् ।
हतकुसुमचापं दोषकान्तारदावं
प्रथमजिनमपापं वन्दामहे च्छिन्नतापम् ॥ १ ॥ ]

બીજી આવી સ્તુતિ ૨૮ પદ્યની છે અને તે શ્રીઉદયપ્રધાન મુનીશ્વરે શાર્દૂલવિક્રીડિત છંદમાં રચી છે. તેનું પ્રથમ પદ્ય નીચે મુજબ છે:—

" जस्सासी चवणं चउत्थिदिवसे आसाढकिण्हे तहा
जम्मो निक्खमणं च जस्स कसिणे चित्तट्ठमीवासरे ।
नाणं फग्गुणकिण्हिगारसि सिवं माहस्स तेरस्सिए
किण्हाए रिसहेसरं जिणवरं वंदामि तं सुंदरं ॥ १ ॥"

[ यस्यासीत् च्यवनं चतुर्थीदिवसे आषाढकृष्णे तथा
जन्म निष्क्रमणं च यस्य कृष्णे चैत्राष्टमीवासरे ।
ज्ञानं फाल्गुनकृष्णैकादश्यां शिवं माघस्य त्रयोदश्यां
कृष्णायां ऋषभेश्वरं जिनवरं वन्दे तं सुन्दरम् ॥ १ ॥ ]

ઉપર્યુક્ત કાવ્યોની જેમ સ્તુતિ-કદમ્બક જેમાંથી બની શકે એવું એક શ્રીવિહરમાણવિંશતિજિનસ્તવ પણ છે. આ કાવ્યમાં ૨૭ પદ્યો છે. તેના પ્રથમના ૨૦ પદ્યોમાં અત્યારે મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા શ્રીસીમંધર પ્રમુખ [1]વીસ તીર્થંકરોની, ત્યાર પછીના ચાર પદ્યોમાં ઋષભ, વર્ધમાન, વારિષેણ અને ચન્દ્ર એ [2]શાશ્વત નામવાળાં ચાર તીર્થંકરોની અને અન્તના પદ્યોમાં

---

૧ (૧) સીમંધર, (૨) યુગંધર, (૩) શ્રીબાહુ, (૪) સુબાહુ, (૫) સુજાત, (૬) સ્વયંપ્રભ, (૭) ઋષભાનન, (૮) અનન્તવીર્ય, (૯) સૂરપ્રભ, (૧૦) વિશાલ, (૧૧) વજ્રધર, (૧૨) ચન્દ્રાનન, (૧૩) વજ્રબાહુ, (૧૪) ભુજંગ, (૧૫) ઈશ્વર, (૧૬) નેમિ, (૧૭) વીરસેન, (૧૮) મહાભદ્ર, (૧૯) દેવયશા અને (૨૦) અજિતવીર્ય એ આ વીસ તીર્થંકરોનાં અનુક્રમે નામ છે.

૨ સાધારણ રીતે એમ કહેવામાં આવે છે કે કોઇનું નામ અમર રહ્યું નથી અને રહેવાનું પણ નથી, પરંતુ અહિંઆ પણ અપવાદ નજરે પડે છે, કેમકે આ ચાર નામો તો પ્રત્યેક અવસર્પિણી-ઉત્સર્પિણીમાં મોજૂદ રહ્યાં છે અને રહેશે એમ જૈન શાસ્ત્રકારો કહે છે. અર્થાત્ જગત્માંનાં અનેક નામો ભૂલી જવાશે-નષ્ટ થશે, પરંતુ આ નામોનો તો નાશ નહિ થાય, તે તો અમર રહેશે, જ્યારે તે તે નામધારી તીર્થંકર તો દેહોત્સર્ગ થતાં સિદ્ધિસ્થાનમાં અમરતા ભોગવશે.

[1]આગમ, સમસ્ત તીર્થંકરો અને જિનશાસનાનુરાગી **સરસ્વતી** દેવીની સ્તુતિ કરવામાં આવી છે. આ સમગ્ર કાવ્ય [2]પાદાન્તયમકમય છે અને તે **શ્રીસ્તોત્રરત્નાકર**ના દ્વિતીય ભાગના અંતમાં અવચૂરિ સહિત છપાયેલું છે.

અત્રે એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે શ્વેતાંબર સાહિત્યની માફક દિગંબર સાહિત્યમાં પણ ચરણસમાનતારૂપ યમકમય પદ્યો દૃષ્ટિગોચર થાય છે ખરાં, પરંતુ તે છૂટાં છવાયાં છે. દાખલા તરીકે મહાકવિ શ્રીવાગ્ભટ્ટકૃત **નેમિ-નિર્વાણ** કાવ્યના છઠ્ઠા સર્ગમાં તેમજ કવિરાજ શ્રીહરિચન્દ્રે રચેલા **ધર્મશર્માભ્યુદય**ના ૧૯ મા સર્ગમાં આવાં પદ્યો છે. આ ઉપરાંત આદ્ય સ્તુતિકાર સ્વામી **સમંતભદ્રજી**એ રચેલા **જિન-શતક**માં અનેક પ્રકારના શબ્દાલંકારથી વિભૂષિત પદ્યો છે, પરંતુ તેમાં ચરણ-સમાનતારૂપ યમકબદ્ધ તો પાંચમા, પંદરમા, પચીસમા, એકાવનમા, બાવનમા અને એકસો આઠમા એમ છજ પદ્યો છે. છતાં પણ એ ભૂલવા જેવું નથી કે ૧૫ મું પદ્ય પાદાભ્યાસસર્વપાદાન્તયમકમય છે અને ૨૫ મું પદ્ય તો **શ્રીશોભન-સ્તુતિ**નાં સમુદ્ગયમકમય ૪૯ માથી ૫૨ મા પદ્યોના જેવું છે, જ્યારે ૫૧ મા અને ૫૨ મા પદ્યો તો દ્વ્યક્ષરપાદાભ્યાસયમકમય અને દ્વ્યક્ષરસમુદ્ગયમકમય છે. આ રહ્યાં તે બે પદ્યો:—

“ततोऽमृतिमतामीमं तमिताममतिमुत्तमः ।
मतोऽमाताऽतिता तोत्तुं तमितामतिमुत्तमः ॥ ५१ ॥
नेतानतनुतेऽनेनोऽनितान्तं नाततो नुतात् ।
नेता न तनुते नेनो नितान्तं ना ततो नुतात् ॥ ५२ ॥”

ઉપર્યુક્ત પ્રકારના યમક ઉપરાંત વિવિધ પ્રકારના યમકમય તેમજ ચિત્રમય કાવ્યો પણ જૈન સાહિત્યમાં છે. આ વાતની પ્રતીતિ કરવાની જેને ઇચ્છા હોય તેણે **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ની મારી સંસ્કૃત ભૂમિકા જોવી. તે તરફ નજર ફેંકવાથી સાથે સાથે જૈન (શ્વેતાંબર) સંસ્કૃત સાહિત્યનું ગૌરવ પણ ધ્યાનમાં આવશે, કેમકે એ સંબંધમાં પણ આ ભૂમિકામાં થોડુંક વિવેચન કરવામાં આવ્યું છે.

---

૧ અત્ર વ્યતિક્રમ છે અર્થાત્ સમસ્ત તીર્થંકરોની સ્તુતિ કર્યાં પછી આગમની સ્તુતિ કરવાની પ્રથાનું અત્ર ઉલ્લંઘન થયેલું નજરે પડે છે.

૨ જૈન સાહિત્યમાં પાદાન્તયમકમય કાવ્યો ઘણાં છે. આમાં ચરણસમાનતારૂપ યમકનો અંતર્ભાવ નહિ કરીએ તો એમ બેધડક કહી શકાય કે વિવિધ પ્રકારના પાદાન્તયમકથી અલંકૃત પદ્યો **શ્રીબપ્પભટ્ટિસૂરિ**કૃત **ચતુર્વિંશતિકા**માં મોટી સંખ્યામાં છે (જુઓ એ ગ્રન્થના ઉપોદ્ઘાતના ૫૨ મા અને ૫૩ મા પૃષ્ઠો). સર્વાંગે આ યમકથી અલંકૃત (મુદ્રિત) કાવ્યો તો શ્રીદેવનન્દિકૃત સિદ્ધિપ્રિયસ્તોત્ર, **શ્રીવિહરમાણવિંશતિજિનસ્તવ** અને **શ્રીજિનપ્રભ**સૂરિકૃત **પાર્શ્વજિનસ્તોત્ર** છે.

અત્ર પાદાન્તયમક શું છે તે ધ્યાનમાં આવે તેટલા માટે અનેક જાતના શબ્દાલંકારથી પરિપૂર્ણ અને સ્રગ્ધરા જેવા મોટા વૃત્તમાં શ્રીજમ્બૂ મુનીશ્વરે રચેલા જિનશતકના દ્વિતીય પરિચ્છેદનો સોળમો શ્લોક દૃષ્ટાન્ત-રૂપે આપવામાં આવે છે:—

“स्रष्टाऽजस्रं श्रियो यः शिवपुरपथिकासन्नहानोचितायाः
कोषाधीशैर्निशान्ते नमुचिरिपुगिरासन्नहा नो चितायाः ।
आनीयानीय नित्यं परमगुरुकरः पर्वशालीक्षयाय-
प्रातेर्हेतुः प्रधानो भवतु स भवतां पर्वशालीक्षयाय ॥”

હવે પાછા પ્રસ્તુત વિષય ઉપર વિચાર કરીશું તો માલુમ પડશે કે આ **શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**માંનાં કેટલાંક પદ્યોમાં દ્વિતીય અને ચતુર્થ ચરણો સર્વથા સમાન નથી, પરંતુ તેમાં બે ચરણોમાંથી એકમાં વિસર્ગની અધિકતા છે. જેમકે ૧૬ મા, ૨૨ મા, ૫૮ મા, ૬૩ મા તથા ૭૧ મા પદ્યોમાં આવી હકીકત દૃષ્ટિ-ગોચર થાય છે. પરંતુ આ કંઇ ક્ષતિ નથી, કેમકે કહ્યું પણ છે કે—

"यमकश्लेषचित्रेषु, बवयोर्डलयोर्न भित् ।
नानुस्वारविसर्गौ च, चित्रभङ्गाय सम्मतौ ॥"

—વાગ્ભટાલંકાર શ્લો૦ ૨૦

આ કથન અનુસાર ૭૪ મા પદ્યમાં ડકાર અને લકારની અને ૮૦ મા પદ્યમાં બકાર અને વકારની સવર્ણતા નજરે પડે એ સ્વભાવિક છે. પરંતુ ૬૩ મા પદ્યમાં તો શકાર અને સકારનું પણ સાવર્ણ્ય સ્વીકારેલું જોવામાં આવે છે એ વિશેષતા છે, કિન્તુ તે પણ આવા યમકમય કાવ્યમાં વાંધારૂપ નથી ( જુઓ પૃ૦ ૧૧૨ ).

આ કાવ્યમાં ચોવીસ તીર્થંકરો પૈકી કેટલાકનાં તો [1]જનક અને [2]જનનીનાં નામો પણ દૃષ્ટિ-ગોચર થાય છે એ પણ એની વિશિષ્ટતામાં વધારો કરે છે; કેમકે **સ્તુતિ-ચતુર્વિંશતિકા**માં તો ફક્ત પ્રથમ તીર્થંકર **શ્રીઋષભદેવ**નાજ પિતાશ્રીના નામનો ઉલ્લેખ છે, બાકીના તીર્થંકરોની સ્તુતિઓમાં તો તે તે તીર્થંકરનાજ નામનો સાક્ષાત ઉલ્લેખ છે,[3] જ્યારે **નેમિનાથ**-સ્તુતિમાં તો **રાજીમતી**નો પણ ઉલ્લેખ છે.[4] આ **રાજીમતી**ના ઉલ્લેખને ધ્યાનમાં ન લઇએ તો એમ કહી શકાય કે **શોભન-સ્તુતિ** એ એકજ જિનેશ્વરની સ્તુતિરૂપ છે, કેમકે પ્રત્યેક તીર્થંકરના [5]નામના સામાન્ય અને વિશિષ્ટ એમ જે બે અર્થો થાય છે તે પૈકી સામાન્ય અર્થ અન્ય સ્થળે પણ ઘટી શકે છે. **ચતુર્વિંશતિકા**ના સંબંધમાં તો આ હકીકત સંપૂર્ણ રીતે ઘટાવી શકાય છે, કેમકે ત્યાં ફક્ત પ્રથમ પદ્યમાં 'નાભેય' એવો ઉલ્લેખ છે, જ્યારે અન્યત્ર તો તીર્થંકરોનાં નામોજ આપેલાં છે. આ પ્રમાણેની અત્ર વિશિષ્ટતા હોવા છતાં એ તો સુસ્પષ્ટ વાત છે કે ત્રણે કાવ્યોમાં પ્રથમ પદ્યમાં તો પ્રથમ તીર્થંકરના પિતાશ્રીનાજ નામનો ઉલ્લેખ હોવાથી તદંશે સમાનતા છે.

આ કાવ્યમાં વ્યાકરણના નિયમનો કોઇ સ્થળે ભંગ થયેલો જોવામાં આવતો નથી એ કવિરાજની વ્યાકરણ-શાસ્ત્રની સિદ્ધહસ્તતા સૂચવે છે. વળી સંબોધનાર્થક રૂપના અન્તમાં એકાર કે ઓકાર હોય અને તેની પછી અકારથી શરૂ થતો શબ્દ આવે તો તે અકારનો લોપ કરી તેને સ્થાને

૧-૨ પહેલા ચાર તીર્થંકરોના તેમજ ૧૨ મા, ૧૮ મા અને ૨૨ મા તીર્થંકરોના જનકનાં નામો તેમજ બીજા, નવમા અને દશમા એ ત્રણ તીર્થંકરોની જનનીનાં નામોનો સાક્ષાત્ ઉલ્લેખ છે.

૩ આ **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**માં ૧ લા, ૨ જા, ૪ થા, ૧૦ મા અને ૧૨ મા તીર્થંકરોનાં નામો આપવામાં આવ્યાં નથી.

૪ આ હકીકત **ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ**ના સંબંધમાં પણ દૃષ્ટિગોચર થાય છે. જુઓ ૮૫ મો શ્લોક ( આવી રીતે ૮૯ મા શ્લોકમાં **પાર્શ્વનાથ**ના **પાર્શ્વ** યક્ષનું પણ નામ નજરે પડે છે. )

૫ જુઓ **ચતુર્વિંશતિકા**નો ઉપોદ્ઘાત ( પૃ૦ ૪૭-૫૧ ).

અવગ્રહ રાખવામાં આવે છે એવાં જે દૃષ્ટાન્તો ભાગ્યે નજરે પડે છે તે પણ આ કાવ્યમાં દૃગ્ગોચર થાય છે. એ વાતની ૪૮ મા, ૫૭ મા, ૮૧ મા અને ૯૧ મા પદ્યો સાક્ષી પૂરે છે.

વિશેષમાં એમણે અત્ર એકાક્ષરી કોશનો પણ ઉપયોગ કર્યો છે એ એમના કોશ સંબંધીના પાણ્ડિત્યને પણ પ્રકટ કરે છે. આ યમકમય કાવ્યમાંનાં અનેક પદ્યો [1]અનુપ્રાસથી પણ અલંકૃત છે એ તરફ ધ્યાન આપતાં એ પણ ઉમેરવું ઉચિત સમજાય છે કે કવિરાજ પાસે શબ્દનો અસાધારણ ભંડાર હોવો જોઇએ.

આ પ્રમાણે મેં યથામતિ વ્યાકરણ, કોશ, અલંકાર, વિષય ઇત્યાદિની અપેક્ષાએ આ કાવ્યની સ્થૂળ સમીક્ષા પાઠક-વર્ગ સમક્ષ ઉપસ્થિત કરી છે, કેમકે તેની સૂક્ષ્મ (આન્તરિક) સમીક્ષાનું કાર્ય કરવા જેટલું મારામાં બુદ્ધિ-બળ નથી. આથી કરીને તે બદલ હું સાક્ષર-વર્ગની ક્ષમા યાચું અને સાથે સાથે એ ત્રુટિ દૂર થવાની તેમની તરફથી આશા રાખું તો વધારે પડતું નહિ ગણાય.

કવીશ્વર-વિચાર—

ઘણી વાર એમ કહેવામાં આવે છે કે કાવ્યની ખરી ખૂબી તો તેના ઉત્પાદક કવિરાજનાં જનક, જનની, જન્મ-ભૂમિ, સત્તા-સમય વિગેરેથી વાકેફગાર થતાં ધ્યાનમાં આવે છે. આ સંબંધમાં વિશેષ ઊહાપોહ ન કરતાં વસન્તતિલકા નામના છંદમાં ઉપર્યુક્ત પ્રકારના યમકમય કાવ્ય રચનારા તરીકે [2]અદ્વિતીય એવા કવીશ્વર **શ્રીમેરૂવિજય**ગણિ પરત્વે યથાસાધન વિચાર કરવામાં આવે છે.

**શ્રીમેરૂવિજય**ગણિ સંબંધી વિશેષ માહિતી મને મળી શકી નથી. પરંતુ તેઓ **તપા**-ગચ્છના છે, વળી તેમણે પણ્ડિત તેમજ ગણિ પદવીઓ પ્રાપ્ત કરી હતી તેમજ તેઓ **શ્રીઆનન્દ-વિજય**ગણિના શિષ્ય થાય છે એ વાત તેમજ તેઓ **શ્રીવિજયસેન**સૂરીશ્વરના સમયમાં થઇ ગયા છે એ હકીકત પણ તેમણે રચેલ આ કાવ્યની અવચૂરિના અંતિમ ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે. ત્યાં કહ્યું છે કે—

"इति श्रीतपागच्छाधिपतिश्री**विजयसेन**सूरीश्वरराज्ये सकलपण्डितोत्तमपण्डितश्री**आनन्दविजय**गणिचरण-कमलचञ्चरीकायमाणेन पण्डितमे**रुविजय**गणिना विरचिता स्वोपज्ञचतुर्विंशतिजिनानन्दनामस्तुत्यवचूरिका सम्पूर्णा."

**શ્રીવિજયસેન**સૂરીશ્વરનો સમય વિક્રમની સત્તરમી શતાબ્દી હોવાનું સુપ્રસિદ્ધ છે. આથી કરીને આ કવિરાજ વિક્રમની સત્તરમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં એટલે કે ઇ. સ. ની ૧૭ મી શતાબ્દીના પૂર્વાર્દ્ધમાં થઈ ગયા હોવા જોઈએ.

૧ અનુપ્રાસનું લક્ષણ એ છે કેઃ—

"तुल्यश्रुत्यक्षरावृत्ति-रनुप्रासः स्फुरद्गुणः ।
अतत्पदः स्याच्छेकानां, लाटानां तत्पदश्च सः ॥"

—વાગ્ભટાલંકાર શ્લો૦ ૧૭

૨ અદ્વિતીય કહેવાનું કારણ એ છે કે અન્ય કોઇ શ્વેતાંબર કવિરાજે આ છંદમાં ચરણ-સમાનતારૂપ યમક બદ્ધ ૯૬ શ્લોકની સ્તુતિ રચી હોય એમ જાણવામાં આવ્યું નથી.

**કૃતિઓ—**

આ કવિરાજે [1]**વિજ્ઞપ્તિ-પત્રી** ( સંસ્કૃત ભાષામાં ) અને **શ્રીપાલ-રાસ** પણ ( ગૂર્જર ગિરામાં ) રચ્યાનું કહેવામાં આવે છે. આ ઉપરાંત તેમણે અન્ય કોઇ ગ્રન્થ રચ્યો હોય તો તેની મને ખબર નથી.

**કવિરાજના ગુરૂશ્રી—**

" **आनंदविमल**सूरीश्वरशिष्यपंडित**वानर**गणिशिष्यपंडित**आनंदविजय**गणिभिर्जेसलमेरुभाण्डगारे चित्कोशे मुक्ता सं० १६५९ " એવો ઉલ્લેખ શ્રી**કનકપ્રભ**કૃત **હૈમન્યાસ ( દુર્ગપદવ્યાખ્યા )**ની હસ્ત-લિખિત પ્રતિના અન્તમાં છે એ પ્રમાણેની જે હકીકત **जेसलमीरभाण्डागारीयग्रन्थानां सूची** એ નામના પુસ્તકના ૫૩ મા પૃષ્ઠમાં જોઇ શકાય છે તે ઉપરથી શ્રી**આનન્દવિજય**ગણિ શ્રી**આનન્દ-વિમલ**સૂરીશ્વરના પ્રશિષ્ય અને **વિજયવિમલ**ના નામથી પણ ઓળખતા પણ્ડિત શ્રી**વાનરર્ષિ**ના શિષ્ય થતા હતા એમ બેધડક કહી શકાય. આ શ્રી**આનન્દવિજયગણિ** પ્રસ્તુત કવિરાજના ગુરૂ હોવાનો પૂર્ણ સંભવ છે. એમણે **જેસલમેર**ના ભંડારમાં વિ. સં. ૧૯૫૯ માં **નલાયન**ની પણ પ્રતિ મૂકી હતી ( જુઓ જે. ભાં. સૂચી, પૃ૦ ૫૫ ).

આ **આનન્દવિજય**ગણિજીને **બુદ્ધિવિમલ** નામના શિષ્ય હતા એ વાત નીચેના ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે:—

" विक्रमादित्यसंवत्सरात् १००९ वर्षे लिखिततताडपत्रीयपुस्तकात् जेसलमेरुमहादुर्गे संवत् १६५१ वर्षे आषाढशुदि ३ सोमवारे पुष्यनक्षत्रे तपागच्छाधिराजभट्टारकश्रीश्रीश्री**आनन्दविमल**सूरीश्वराशिष्यपंडितश्रीश्रीश्री ५-**विजयविमल**गणिशिष्यशिरोमणिपंडितश्रीद्**आनंदविजय**गणिशिष्य**बुद्धिविमल**ेन लिखितमिदं पुस्तकं ॥ "

જે પ્રતિના અંતમાં આ પ્રમાણેનો ઉલ્લેખ છે તે શ્રી**મહેશ્વરસૂરિ**ની **પંચમી માહાત્મ્ય** (પ્રા.) નામની [2]કૃતિ છે. **જેસલમેર**માં રહેલી વિ. સં. ૧૦૦૯ માં તાડપત્ર ઉપર લખેલી પ્રતિ ઉપરથી શ્રી**બુદ્ધિવિમલ** મુનીશ્વરે તેની એક નકલ કરી હતી. આ નકલ **પાટણ**ના જૈન ભંડાર ( ફોફલીઆ વાડ )માં છે.

**જૈન ગ્રન્થાવલી**માં શ્રી**હર્ષકુલ**કૃત **બંધહેતૂદયત્રિભંગી** પ્રકરણના વૃત્તિકાર, **અજ્ઞાતોંચ્છ** પ્રકરણના વૃત્તિકાર તેમજ **અન્યાયચ્છેદ**કુલકના કર્તા એ ત્રણેના સંબંધમાં **આનન્દવિજય**ના નામનો ઉલ્લેખ છે, પરંતુ તે વાસ્તવિક નથી. કેમકે સં. ૧૬૦૨ માં **રાણપુર**માં **બંધહેતૂદય-**

૧ આવો ઉલ્લેખ શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી પ્રસિદ્ધ થયેલ '**श्रीचतुर्विंशति-जिनानन्दस्तुतयः**' ના અંગ્રેજી આમુખમાં જોવામાં આવે છે. **વિજ્ઞપ્તિ-પત્રી**ના કર્તા તરીકે **મેરૂવિજય**નું નામ **જૈન ગ્રન્થાવલી** ( પૃ૦ ૩૪૩ )માં પણ આપેલું છે, પરંતુ તેજ આ કવીશ્વર છે કે કેમ તેનો નિર્ણય કરવો બાકી રહે છે.

૨ આ કૃતિના એક ચતુર્થાંશનો પણ્ડિત **લાલચન્દ્રે** તૈયાર કરેલો અનુવાદ પ્રકાશિત છે.

ત્રિભંગી પ્રકરણની [1]વૃત્તિ રચનારા તરીકે તે ગ્રન્થના અન્તિમ ભાગમાં આપેલા શ્લોકમાં **વિજયવિમલ** નામ સુસ્પષ્ટ નજરે પડે છે. આ રહ્યા તે શ્લોકઃ—

"तपगणपुष्करतरणि–श्रीश्रीआनन्दविमलसूरीणाम् ।
शिष्येणेयं टीका, विहिता गणिविजयविमलेन ॥ १ ॥
द्विखरसनिशाकर( १६०२ )मिते वर्षे हर्षेण 'राणपुर' नगरे ।
स्वपरार्थकृते रचिता, टीकेयं भवतु पुण्यकरी ॥ २ ॥"

૩૧ પદ્યવાળા [2]**અન્નાયઉંછકુલક ( અજ્ઞાતોંછ પ્રકરણ )**ની વૃત્તિના પ્રાન્ત ભાગમાંના નિમ્ન-લિખિત—

"कोविदविजयविमलगणिशिष्येणानन्दविजयसंज्ञेन ।
एकत्रिंशत्पद्यार्थो लिखितः कोऽपि समयोक्तः ॥"

—ઉલ્લેખ ઉપરથી જોઈ શકાય છે કે તેના કર્તા [3]**શ્રીવિજયવિમલગણિ**ના શિષ્ય-રત્ન **શ્રીઆનંદવિજય** છે. એટલે કે આ ઉલ્લેખ તો સત્ય છે.

**શ્રીમેરૂવિજયગણિ** તેમજ શ્રી**બુદ્ધિવિમલ** મુનિના ગુરૂ અને જેસલમેરમાંના તપાગચ્છના ભંડારના સંવર્ધક–પોષક એવા આ **શ્રીઆનન્દવિજયગણિએ** શ્રી**હીરવિજયસૂરિ**ને તેમજ **શ્રીવિજયસેનસૂરિ**ને પૂછેલા મનનીય પ્રશ્નો **હીરપ્રશ્ન** યાને **પ્રશ્નોત્તર સમુચ્ચય** (શ્રી હંસવિજય જૈન ફ્રી લાયબ્રેરી ગ્રન્થમાલા નં. ૧૮) ના પ. ૧૨ માં તેમજ **સેનપ્રશ્ન** (દે. લા. પુ. ફં.) ના પ. ૧૮–૨૩ માં છે.

**મેરૂવિજય નામના અન્ય મુનીશ્વરો—**

મહોપાધ્યાય [4]**શ્રીમેઘવિજયગણિ**ના શિષ્ય-રત્નનું નામ **મેરૂવિજય** છે. વળી (૧) નવ વાડી સજ્ઝાય, (૨) ઇરિયાવહી સઝાય (ગાથાંક ૧૯), (૩) મેતાર્યમુનિ સઝાય (ગા૦ ૧૫), (૪)

---

૧ આ વૃત્તિ જૈન આત્માનંદ સભા (ભાવનગર) તરફથી પ્રકાશિત થયેલી છે. સાથે સાથે આ ગ્રન્થમાં વાનરર્ષિએ રચેલું સાવચૂરિક **બંધોદયસત્તા** પ્રકરણ પણ આપેલું છે. વિશેષમાં સં. ૧૬૨૩ માં રચેલી અવચૂરિ સાથેનું તેમણે રચેલું **ભાવપ્રકરણ** પણ આ સભા તરફથી પ્રસિદ્ધ થયેલું છે.

૨ **શ્રીઆનન્દવિજય**ગણિકૃત પદ્યાર્થ (વૃત્તિ) સહિત શ્રીઆત્માનંદ સભા તરફથી વિ. સં. ૧૯૬૯ માં પ્રસિદ્ધ થએલા આ ગ્રન્થના અન્તિમ ભાગમાં "इति 'अन्नायउंछगहणे' इति कुलकवृत्तिः समाप्ता ॥ पण्डितश्री**आनन्दविजय**गणिकृता सुविहितयतिततिवाचनाकृते लिखिता प्रथमादर्शे **बुद्धिविमल**गणिना" આ પ્રમાણેનો ઉલ્લેખ છે. આમાં પણ **બુદ્ધિવિમલ**નું નામ નજરે પડે છે. પરંતુ અત્ર તેઓ પોતાને શ્રી**આનન્દવિજય**ગણિના શિષ્ય તરીકે ઓળખાવતા નથી એ વિચારણીય છે.

૩ પ્રકરણાદિકના સારા પ્રેમી અને વ્યાખ્યાતા તરીકે પ્રસિદ્ધ થયેલા આ શ્રી**વિજયવિમલ**ગણિએ **ગચ્છાચાર પ્રકીર્ણ**ની ટીકા તેમજ **તંદુલવૈચારિક**ની અવચૂરિ (વ્યાખ્યા) રચી છે. આ પૈકી પ્રથમ ગ્રન્થ શ્રીઆગમોદય સમિતિએ અને દ્વિતીય ગ્રન્થ શ્રેષ્ઠિ દે. લા. જૈ. પુ. ફંડ તરફથી પ્રકાશિત થયેલ છે.

૪ જુઓ **ભક્તામર** તથા **કલ્યાણમન્દિર**સ્તોત્રોની મદીય ભૂમિકા.

શ્રાવકગુણુ સઝાય (ગા૦ ૧૫) અને (૫) ગજસુકુમાલ સઝાય (ગા૦ ૧૪) ઇત્યાદિ કૃતિઓના રચનારનું નામ પણ [1]મેરૂવિજય છે. એઓ [2]શ્રીદેવવિજયના પ્રશિષ્ય અને [3]શ્રીજયવિજયના શિષ્ય થાય છે. નંદીષેણુ સઝાયના કર્તાનું નામ પણ મેરૂવિજય છે અને તેઓ શ્રીહર્ષવિજયના શિષ્ય છે. આ ઉપરાંત (૧) પૃથ્વી સચિત્ત સઝાય, (૨) ધન્નાની સઝાય અને (૩) વસ્તુપાલ-તેજપાલનો રાસ એ ગ્રન્થોના કર્તાઓ પણ મેરૂવિજયના નામથી ઓળખાય છે. પરંતુ આ પૈકી પ્રથમ કૃતિ શ્રીલાલવિજયના શિષ્યે, બીજી શ્રીજિનવિજયના શિષ્યે અને ત્રીજી કૃતિ શ્રીરંગવિજયના શિષ્યે રચી છે.

## પરિશિષ્ટ-પરિચય

### (૧) સાધારણ જિનસ્તુતિ—

આ ગ્રન્થના અન્તિમ ભાગમાં **શ્રીસોમતિલકસૂરિકૃત સાધારણજિનસ્તુતિ** અવચૂરિ, અનુવાદ ઇત્યાદિ સહિત આપવામાં આવી છે. આ [4]ઉપજાતિ છંદમાં રચાયેલી [5]ચતુરર્થી સ્તુતિને '[6]સાધારણજિનસ્તુતિ' કહેવાનું કારણ એ છે કે આમાં કોઇ અમુક તીર્થંકરના નામનો ઉલ્લેખ નથી એટલુંજ નહિ પણ તે અમુક તીર્થંકરની સ્તુતિ છે એમ સૂચન કરનાર કોઇ શબ્દ કે પદ પણ નથી એટલે કે આ ગમે તે કોઇ પણ તીર્થંકરની સ્તુતિરૂપ ગણી શકાય તેમ છે.

આ સ્તુતિના કર્તા **શ્રીસોમતિલકસૂરિએ** રચેલા [7]સર્વજ્ઞ-સ્તોત્રનો ઉલ્લેખ (અનુવાદ સહિત) મેં **સ્તુતિ-ચતુર્વિંશતિકા** (પૃ૦ ૧૬૮-૧૭૦) માં કર્યો તે વખતે એમના સંબંધમાં મેં કંઇ ઊહાપોહ કર્યો નથી, એટલે આ વખતે પણ તેમ કરવું ઇષ્ટ નહિ ગણાય એથી કરીને તેમના વિષે બે શબ્દ લખવા પ્રવૃત્ત થાઉં છું.

---

૧-૩ આ ત્રણે મુનીશ્વરોની સ્થૂલ રૂપરેખા માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ની મારી સંસ્કૃત ભૂમિકા.

૪ ઉપજાતિનું લક્ષણ એ છે કે—

"स्यादिन्द्रवज्रा यदि तौ जगौ गः, उपेन्द्रवज्रा जतजास्ततो गौ ।
अनन्तरोदीरितलक्ष्मभाजौ, पादौ यदीयावुपजातयस्ताः ॥"

૫ એકના એક પદ્યના ચાર અર્થો થતા હોવાથી આ સાર્થક છે.

૬ સાધારણ-સ્તોત્રો તેમજ સ્તવનો પૈકી કેટલાંક તો **જૈનસ્તોત્રસંગ્રહ**ના પ્રથમ અને દ્વિતીય ભાગમાં દૃષ્ટિગોચર થાય છે.

૭ આ દશ પદ્યનું સ્તોત્ર છે અને તેના અન્તિમ પદ્યમાં તો કર્તાએ આડકતરી રીતે પોતાનું નામ પણ સૂચવ્યું છે. આ સ્તોત્ર અવચૂરિ સહિત **જૈનસ્તોત્રસંગ્રહના** દ્વિતીય વિભાગ (પૃ૦ ૩૩)માં પ્રસિદ્ધ થયેલું છે. **જૈન ગ્રન્થાવલી**ના ૨૯૪ મા પૃષ્ઠમાં ૪૦ પદ્યનું **સર્વજ્ઞ-સ્તોત્ર સોમતિલકે** રચેલાનો ઉલ્લેખ છે, તેથી આ કોઇ બીજું કાવ્ય છે અને તેના રચનારા પણ કોઇ અન્ય મુનિરાજ છે કે કેમ એ પ્રશ્ન ઉઠે છે. આ પ્રતિ જેસલમેરમાં હોવાનું ત્યાં સૂચવ્યું છે, પરંતુ 'जेसलमेरीयभाण्डागारीयग्रन्थानां सूची' માં તેનું નામ જણાતું નથી. કિન્તુ આથી કરીને તે જેસલમેરના ભંડારમાં નથીજ એમ કહી શકાય નહિ, કારણ કે જે. ભાં. સૂચી એ મહત્ત્વવાળા અને ઉપયોગી જણાયેલા ગ્રન્થોનુંજ વર્ણાત્મક સૂચીપત્ર છે; એ સમસ્ત ગ્રન્થોનું સૂચી-પત્ર નથી એ વાતની એ ગ્રન્થની પ્રસ્તાવનાના ૧૪ મા અને ૧૫ મા પૃષ્ઠો સાક્ષી પૂરે છે.

**શ્રીસોમતિલકસૂરિ યતિજીતકલ્પ** વિગેરેના રચનારા [1]**શ્રીસોમપ્રભસૂરિ**ના શિષ્ય અને **કાલસિત્તરી** પ્રમુખ ગ્રન્થોના રચનારા [2]**શ્રીધર્મઘોષસૂરિ**ના પ્રશિષ્ય થાય છે. **વિમલપ્રભ, પરમાનન્દ** અને **પદ્મતિલક** એ નામના ત્રણ મુનીશ્વરો એમના ગુરૂભાઇ થાય છે. આ તપાગચ્છીય સૂરિજીનો જન્મ વિ. સં. ૧૩૫૫ માં થયો હતો. વિ. સં. ૧૩૬૯ ના માઘ માસમાં તેમણે દીક્ષા લીધી હતી અને વિ. સં. ૧૩૭૩ માં તેઓ સૂરિ-પદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા હતા. આ વાતની નિમ્ન-લિખિત પદ્ય સાક્ષી પૂરે છેઃ—

" स बाणबाणत्रिकु( १३५५ )वर्षमाघे
जातः पदाभ्यामनुकूलखेटैः ।
नन्दाङ्कविश्वे ( १३६९ ) व्रतमाप्य भेजे
वह्न्यश्वविश्वे ( १३७३ )ऽपि पदप्रतिष्ठाम् ॥"

—શ્રીમુનિસુન્દરસૂરિકૃત **ગુર્વાવલી** શ્લો૦ ૨૭૩

**જૈન ગ્રન્થાવલી** ( પૃ૦ ૫૬ ) ઉપરથી જોઇ શકાય છે કે શ્રીસોમતિલકસૂરિએ **શ્રાદ્ધજીતકલ્પ**ની ૨૬૪૭ શ્લોકપ્રમાણક વૃત્તિ રચવા ઉપરાંત **શીલતરંગિણી** ( સં. ૧૩૯૪ માં ) અને **વૃહત્-નવ્ય-ક્ષેત્રસમાસ** તથા **સત્તરિસયઠાણ** પ્રકરણ એ બે ગ્રન્થો પણ રચ્યા છે. આ પૈકી **સત્તરિસયઠાણ** ૧૩૨૭ માં રચ્યાનો જે ઉલ્લેખ **જૈન ગ્રન્થાવલી** (પૃ૦ ૧૩૮)માં આપવામાં આવ્યો છે તે યોગ્ય નથી. પરંતુ તેને બદલે ખંભાતની ટીપમાં સં. ૧૩૮૭ નો ઉલ્લેખ કર્યો છે તે વાસ્તવિક છે. કેમકે પં. **દેવવિજય**ની વૃત્તિ સહિત જૈન આત્માનંદ સભા તરફથી પ્રકાશિત થયેલા **સત્તારસયઠાણ** પ્રકરણના અન્તમાં આપેલી ૩૫૮ મી ગાથા આ પ્રકરણ વિ. સં. ૧૩૮૭ માં રચાયાની સાક્ષી પૂરે છેઃ—

---

૧ **સોમપ્રભ** નામના બીજા પણ એક આચાર્ય થયા છે. એમને લગતી થોડીક માહિતી મેં **શૃંગાર-વૈરાગ્ય-તરંગિણી**ની પ્રસ્તાવનામાં આપી છે, વાસ્તે તેના જિજ્ઞાસુને તે જોવા ભલામણ કરૂં છું. આ આચાર્ય સંબંધી ઉલ્લેખ **ગુર્વાવલી** ( શ્લો૦ ૭૭ )માં છે. એમણે સો અર્થવાળું એક પ્રાકૃત પદ્ય પણ રચ્યું છે એમ મુનિરાજ શ્રી**ચતુરવિજય** જણાવે છે.

૨ એમની સ્થૂળ રૂપરેખા સારૂ જુઓ **ઋષભ-પંચાશિકા** ( પૃ૦ ૪૭). એમણે **સમવસરણ-પ્રકરણ, કાલ-સપ્તતિકા, દેહસ્થિતિ-પ્રકરણ, યોનિ-સ્તવ,** અષ્ટયમકમય **ચતુર્વિંશતિજિનસ્તુતિ, યુગપ્રધાન-સ્તોત્ર,** '**દેવેન્દ્રૈરનિશં**'થી, '**યૂયં યુવા**'થી અને '**સ્સ્તાશર્મા**'થી શરૂ થતી શ્લેષમય સ્તુતિઓ, **ગિરિનાર-કલ્પ, અષ્ટાપદ-કલ્પ** વિગેરે ગ્રન્થો રચ્યા છે. આ પૈકી **યુગપ્રધાનસ્તોત્ર** કે જેને **દુઃષમકાલ-સ્તવન** તરીકે પણ ઓળખાવવામાં આવે છે, તેનાં આદ્ય અને અન્તિમ પદ્યો નીચે મુજબ છેઃ—

" वीरजिणभुवणविस्सुअपवयणगयणिक्कदिणमणिसमाणे ।
वट्टंतसुअनिहाणे थुणामि सूरी जुगप्पहाणे ॥ १ ॥ "

" एवं देविंदणयं सिरिविज्जाणंदधम्मकित्तिमयं ।
वीरजिणपवयणट्टिअं दूसमसंघं नमह णिच्चं ॥ २४ ॥ "

આ નામના બીજા પાંચ આચાર્યો થયા છે એમ **જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ** એ નામના પુસ્તકના ૬૮ મા પૃષ્ઠ ઉપરથી જોઇ શકાય છે.

" तेरहसयसगसीए ( १३८७ ) लिहियमिणं सोमतिलयसूरीहिं ।
अब्भत्थणाए हेमस्स संघवईरयणतणयस्स ॥ "

આ ઉપરથી સુસ્પષ્ટ રીતે જોઈ શકાય છે કે **સત્તરિસયઠાણુ**ના કર્તા ( શ્રી**સોમપ્રભ**સૂરિના શિષ્યવર્ય ) શ્રી**સોમતિલક**સૂરિજી છે અને વળી એ ગ્રન્થ **રત્ન** નામના સંઘપતિના પુત્ર **હેમ**ના અભ્યાસાર્થે તેમણે રચ્યો હતો.

કદાચ એ નામના બીજા સૂરિએ એ વર્ષમાં આ ગ્રન્થ રચ્યો હોય એમ માનવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, પરંતુ તે વાત સંભવતી નથી, કેમકે શ્રી**મુનિસુન્દર**સૂરિકૃત ગુર્વાવલીના ૨૮૪ મા શ્લોકના પ્રારંભમાં " वृद्धक्षेत्रसमाससप्ततिशतस्थानादिशास्त्रैर्नवैः " એવો દીવા જેવો સ્પષ્ટ ઉલ્લેખ છે.

**શીલતરંગિણી**ના કર્તા **વૃદ્ધક્ષેત્રસમાસાદિ**ના કર્તાથી બીજા હોય એમ લાગે છે, કારણકે **જૈન ગ્રન્થાવલી**ના ૧૮૯ મા પૃષ્ઠ ઉપરથી જોઈ શકાય છે કે આ ગ્રન્થ સં. ૧૩૯૪ માં નહિ પરન્તુ સં. ૧૨૯૪ માં રચાયેલો છે. વળી તેના કર્તા તો રૂદ્રપલ્લીય ગચ્છીય **સોમતિલકજી** છે એ વાત તેમજ તે **શીલોપદેશ**માલાની વૃત્તિ છે એ હકીકત પણ **વૃહત્-ટિપ્પનિકા** ઉપરથી જોઈ શકાય છે. વિશેષમાં પુસ્તકાકારે ભાષાંતર સહિત શ્રાવક **ભીમસી માણે**કે પ્રસિદ્ધ કરેલ **શીલોપદેશમાલા**ની પ્રશસ્તિના નિમ્ન-લિખિત નવથી અગિયાર પદ્યો ઉપરથી જોઈ શકાય છે કે નવાંગીવૃત્તિકાર શ્રી**અભયદેવ**સૂરિની પરંપરામાં થએલા શ્રી**સંઘતિલક**સૂરિના શિષ્ય શ્રી**સોમતિલક**સૂરિએ પ્રથમ **શીલતરંગિણી** નામની વૃત્તિ રચી, ત્યાર પછી તેનું અધ્યયન કરી અર્થ સ્ફુટ કરવા માટે **સેઢ** સાધુના આદેશથી અને **લાલા** સાધુ ( શાહ )ના પુત્ર **છાભુ** સાધુએ કરેલી પ્રેરણાથી મુનિરાજ શ્રી**વિદ્યાતિલકે** વિ. સં. ૧૨૯૪ માં નવી વૃત્તિ રચી[1]. આ રહ્યાં તે પદ્યોઃ—

૧ આ સંબંધમાં સાક્ષરવર્ય **લાલચંદ્ર ભગવાનદાસ** સૂચવે છે કે—

" **હી. હં.** તરફથી **શીલતરંગિણી** પ્રકાશિત થયેલી છે, પરંતુ તેમાં પ્રશસ્તિ જોવામાં આવતી નથી. આ પ્રુફમાં તમે **ભી. મા.** ના પુસ્તક પરથી પ્રશસ્તિનાં પદ્યો ટાંકયાં છે; અંહિના સંગ્રહની હસ્તલિખિત પ્રતિમાં થોડા ફેરફાર સાથે તે પદ્યો છે. પરંતુ વિ. સં. ૧૨૯૪ કે ૧૩૯૪ એ બરાબર બંધબેસતું જણાતું નથી, કારણ કે આ **સોમતિલક**સૂરિના ગુરૂ તથા સતીર્થ્ય ગુરૂબંધુની કૃતિ વિ. સં. ૧૪૨૨ તથા ૧૪૨૯ માં રચાયેલી છે. તે બંને કૃતિ **દે. લા. પુ. ફંડ** તથા **હી. હં.** તરફથી પ્રકાશિત જોવાય છે. ઉપરની **શીલતરંગિણી**ની પ્રશસ્તિમાં સૂચવેલ **વિદ્યાતિલકસૂરિ** એ **સંઘતિલક**સૂરિના ભક્ત ( શિષ્ય ) જણાય છે કે જેણે **જિનપ્રભ**સૂરિના **કન્નાણય વીરકલ્પ**નો પરિશેષ ભાગ રચ્યો છે; જેમાં વિ. સં. ૧૩૮૯ નો ઇતિહાસ પણ આપેલ છે. મ્હારા અનુમાન પ્રમાણે **શીલતરંગિણી**ને જ **શીલોપદેશમાલા**ની નવી વૃત્તિ તરીકે ત્યાં ઓળખાવી છે. **શીલોપદેશમાલા**સૂત્રાર્થના અભ્યાસી **છાભુ (જુ)** શાહે **વિદ્યાતિલક**સૂરિ (સંઘતિલકસૂરિશિષ્ય ) દ્વારા-અર્થાત તેમને પ્રાર્થના કરી તેમના પરિવારમાંથી-તેમની આજ્ઞામાં રહેલા **સોમતિલક**સૂરિ પાસે એ પૂર્વોક્ત વૃત્તિ કરાવી. રચનાસમયમાં જ્યાં વિક્રમાંક છે, ત્યાં કદાચ ભૂલ થઇ હશે. શકાંકે લેવાથી સંબંધ મળે છે. ૧૨૯૪+૧૩૫=૧૪૨૯ વિ. સં. ૧૪૨૯ બરાબર આવે છે. યુગનો અર્થ બે લેવામાં આવે તો વિ. સં. ૧૪૨૭ આવે. એમાં પણ વાંધો નથી. વિ. સં. ૧૪૨૯ માં રચાયેલી **પ્રશ્નોત્તર-રત્નમાલા**વૃત્તિમાં પણ આ **શીલોપદેશમાલા**વૃત્તિનો ઉલ્લેખ છે, તેને પણ વાંધો આવતો નથી. "

" तदीयचरणद्वयीसरसिजैकपुष्पन्धयः
स सङ्घतिलकप्रभुर्जयति साम्प्रतं गच्छराट् ।
शकक्षितिपबोधकृत् प्रभुजिनप्रभानुग्रहात्
त्ववाप्तगणभृत्पदप्रमुखतत्त्वविद्यागमः ॥ ९ ॥
तत्पादपद्महंसो विवृतिं शीलोपदेशमालायाः ।
श्रीसोमतिलकसूरिः श्रीशीलतरङ्गिणीं चक्रे ॥ १० ॥
लालासाधोस्तनूजः प्रगुणगुणनिधिः साधुसेढानुमत्या
छाभूः शीलोपदेशस्रजममलधिया सूत्रतोऽधीत्य सम्यक् ।
अर्थं विज्ञातुमस्या युगनिधिसरवौ (१२९४) वत्सरे विक्रमाङ्के
वृत्तिं नव्यां स विद्यातिलकमुनिवरात् कारयामास साधुः ॥ ११ ॥"

આ શ્રીસોમતિલકસૂરિના લઘુ ગુરૂબાંધવ અને **પ્રશ્નોત્તરરત્નમાલાના** વૃત્તિકાર શ્રીદેવેન્દ્ર મુનિની પ્રેરણાથી એમના ગુરૂવર્યે સંઘતિલકસૂરિએ **સમ્યક્ત્વસપ્તતિકાની** વૃત્તિ સં. ૧૪૨૨ માં રચી હતી એ વાતની આ ગ્રન્થની પ્રશસ્તિનાં નિમ્નલિખિત પદ્યો સાક્ષી પૂરે છેઃ—

" श्रीसङ्घतिलकाचार्या–स्तत्पादाम्भोजरेणवः ।
सम्यक्त्वसप्ततेर्वृत्तिं, विदधुस्तत्त्वकौमुदीम् ॥ ९ ॥
अस्मच्छिष्यवरस्य सोमतिलकाचार्यानुजस्याधुना
श्रीदेवेन्द्रयुगीश्वरस्य वचसा सम्यक्त्वसत्सप्ततेः ।
श्रीमद्विक्रमवत्सरे द्विनयनाम्भोधिक्षपाकृत्प्रमे (१४२२)
श्रीसारस्वतपत्तने विरचिता दीपोत्सवे वृत्तिका ॥ १० ॥"

શ્રીહરિભદ્રસૂરિકૃત **ષડ્દર્શન સમુચ્ચયની** ટીકા રચનારાઓમાં શ્રીસોમતિલકસૂરિનું નામ પણ છે એ હકીકત **જૈન ગ્રન્થાવલીના** ૭૯ મા પૃષ્ઠની નીચે મુજબની ટીપ ઉપરથી જોઈ શકાય છેઃ—

"વિદ્યાતિલક એ સોમતિલકસૂરિનું બીજું નામ છે. તેઓએ સં. ૧૩૮૯ માં તીર્થકલ્પના અન્તે રહેલું વીરકલ્પ રચ્યું છે. જિનદેવસૂરિ એમના શિષ્ય હતા." પરંતુ આ શ્રીસોમતિલકસૂરિ તે આ પ્રથમ પરિશિષ્ટના નાયકથી ભિન્ન હોવા જોઈએ એમ એમના શિષ્યના નામ ઉપરથી સૂચિત થાય છે.

**અષ્ટપંચાશત્સ્તુતિના** વૃત્તિકારનું તેમજ **લઘુસ્તોત્રના** વૃત્તિકારનું નામ પણ સોમતિલક છે એ વાત **જૈન ગ્રન્થાવલીના** ૨૭૩મા અને ૨૮૮મા પૃષ્ઠ ઉપરથી જોઈ શકાય છે. પરંતુ તે સંબંધમાં ત્યાં વિશેષ માહિતી નહિ આપેલી હોવાથી આ કયા મુનીશ્વર છે તેનો નિર્ણય કરવો બાકી રહે છે.

વિશેષમાં શ્રીધર્મઘોષસૂરિના ઉપદેશથી પૃથ્વીધર સાધુએ કરાવેલાં ચૈત્યને ઉદ્દેશીને ૧૬ શ્લોકનું સંસ્કૃત ભાષામાં સ્તોત્ર રચનારા મુનીશ્વર પણ શ્રીસોમતિલકસૂરિ છે એ વાત **ગુર્વાવલી** (દ્વિતીય આવૃત્તિ, પૃ૦ ૨૦) ઉપરથી જોઈ શકાય છે. કિન્તુ આ સૂરિજી તો આપણી કથાના નાયક હોય એમ જણાય છે, કેમકે આ કાર્યોનું પ્રશંસાત્મક વર્ણન તો શ્રીધર્મઘોષસૂરિના સંતાનીય કરે એ સ્વાભાવિક છે. આ નિમ્ન-લિખિત પંક્તિમાં યોજેલ 'પૂજ્યગુરૂ' પદ પણ ખાસ અર્થસૂચક હોય એમ ભાસે છે.

" अत्र श्रीपृथ्वीधरसाधुकारितप्रासादस्थानसंख्या मूलनायकजिननामादि वाच्यम्, पूज्यगुरुश्रीसोमतिलकसूरिपादैः कृतं स्तोत्रमवतार्य पठनीयम्. "

—ગુર્વાવલી ( પૃ૦ ૧૮ )

આ સ્તોત્ર અન્યાન્ય અપેક્ષાએ ઉપયોગી લાગવાથી તેના પરસ્પર સંબંધવાળા પ્રથમના [1]પાંચ શ્લોકો તેમજ [2]અન્તિમ શ્લોક રજુ કરવામાં આવે છે:—

## श्रीसोमतिलकसूरिकृतं

## ॥ श्रीपृथ्वीधरसाधुकारितचैत्यस्तोत्रम् ॥



श्रीपृथ्वीधरसाधुना सुविधिना दीनादिषूद्दानिना
भक्तश्रीजयसिंहभूमिपतिना स्वौचित्यसत्यापिना ।
अर्हद्भक्तिपुषा गुरुक्रमजुषा मिथ्यामनीषामुषा
सच्छीलादिपवित्रितात्मजनुषा प्रायः प्रणश्यद्रुषा ॥ १ ॥

नैकाः पौषधशालिकाः सुविपुला निर्मापयित्रा सता
मन्त्रस्तोत्रविकीर्णलिङ्गविवृतश्रीपार्श्वपूजायुजा ।
विद्युन्मालिसुपर्वनिर्मितलसद्देवाधिदेवाह्वय-
ख्यातज्ञाततनूरुहप्रतिकृतिस्फूर्जत्सपर्यासृजा ॥ २ ॥

त्रिःकाले जिनराजपूजनविधिं नित्यं द्विरावश्यकं
साधौ धार्मिकमात्रकेऽपि महतीं भक्तिं विरक्तिं भवे ।
तन्वानेन सुपर्वपौषधवता साधर्मिकाणां सदा
वैयावृत्त्यविधायिना विदधता वात्सल्यमुच्चैर्मुदा ॥ ३ ॥

श्रीमत्सम्प्रतिपार्थिवस्य चरितं श्रीमत्कुमारक्षमा-
पालस्याप्यथ वस्तुपालसचिवाधीशस्य पुण्याम्बुधेः ।
स्मारं स्मारमुदारसम्मदसुधासिन्धूर्मिषून्मज्जता
श्रेयःकाननसेचनस्फुरदुरुप्रावृड्भवाम्भोमुचा ॥ ४ ॥

सम्यङ्न्यायसमर्जितोर्जितधनैः सुस्थानसंस्थापितै-
र्ये ये यत्र गिरौ तथा पुरवरे ग्रामेऽथवा यत्र ये ।
प्रासादा नयनप्रसादजनका निर्मापिताः शर्मदा-
स्तेषु श्रीजिननायकानभिधया सार्द्धं स्तुवे श्रद्धया ॥ ५ ॥

૧ ' सूर्याश्वैर्यदि मस्सजौ सततगाः ' એ લક્ષણવાળા શાર્દૂલવિક્રીડિત છંદમાં રચાયેલા આ પાંચ શ્લોકો વડે કુલક બનેલ છે.

૨ આ શ્લોક ' म्रभ्नैर्यानां त्रयेण त्रिमुनियतियुता स्रग्धरा कीर्तितेयम् ' એ લક્ષણથી લક્ષિત સ્રગ્ધરા છંદમાં રચાયેલા છે, જ્યારે બાકી બધા શ્લોકો તો શાર્દૂલવિક્રીડિત છંદમાં રચાયેલા છે.

इत्थं पृथ्वीधरेण प्रतिगिरिनगरग्रामसीमं जिनाना-
मुच्चैश्चैत्येषु विश्वग् हिमगिरिशिखरैः स्पर्द्धमानेषु यानि ।
बिम्बानि स्थापितानि क्षितियुवतिशिरःशेखराण्येष वन्दे
तान्यप्यन्यानि यानि त्रिदशनरवरैः कारिताकारितानि ॥ १६ ॥

**જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ** એ ગ્રન્થમાં તેમજ **જૈન ગ્રન્થાવલીમાં** શ્રી**ધર્મઘોષ**સૂરિકૃત જય વૃષભ ઈત્યાદિ પદથી શરૂ થતી અષ્ટ યમકમય સ્તુતિના વૃત્તિકાર તરીકે **સોમતિલક**નું નામ સૂચવેલું છે, પરંતુ શ્રી**સ્તોત્રરત્નાકર**ના પ્રથમ ભાગમાં આ સ્તુતિની અવચૂરિ આપેલી છે ત્યાં તો તેના કર્તા વિષે કંઈ ઉલ્લેખ કર્યો જોવામાં આવતો નથી. કદાચ તેની કોઈ અન્ય પ્રતિમાં એવો ઉલ્લેખ હોય તો ના નહિ કહી શકાય ( કેમકે **સાધારણજિનસ્તુતિ**ના કર્તા **સોમતિલકસૂરિ** છે એ વાતનું પણ એ સ્તુતિના લેખકના અન્તિમ ઉલ્લેખ તેમજ **જૈનતત્ત્વાદર્શ**માં ચતુર્થીના કર્તા શ્રી**સોમતિલક**સૂરિ છે એ ઉલ્લેખ સિવાય કોઇ અન્ય પ્રમાણ મારા જોવામાં આવ્યું નથી ).

આ પરિસ્થિતિમાં એ ઉમેરવું આવશ્યક છે કે પૂજ્યપાદ ન્યાયાંભોનિધિ સ્વર્ગસ્થ જૈનાચાર્ય શ્રી**વિજયાનન્દ**સૂરિકૃત **જૈનતત્ત્વાદર્શ**ના ૫૭૯ મા પૃષ્ઠમાં શ્રી**ધર્મઘોષ**સૂરિકૃત જય વૃષભ૦ એ તેમજ स्नस्ताशर्म० સ્તુતિના વૃત્તિકાર તરીકે તેમજ શ્રી**સોમપ્રભ**સૂરિકૃત यत्राखिल० એ સ્તુતિના ટીકાકાર તરીકે શ્રી**સોમતિલક**સૂરિનું નામ નજરે પડે છે. આ ઉપરાંત श्रीमद्वीर ! स्तुवे० થી શરૂ થતું કમલબંધથી મનોહર સ્તોત્ર, शिवशिरसि०, श्रीनाभिसम्भव० અને श्रीशैवेय० થી શરૂ થતાં સ્તોત્રો પણ આ સૂરિજીની કૃતિઓ છે એવો પણ ત્યાં ઉલ્લેખ છે. આ વાત સહેલાઈથી ધ્યાનમાં આવે તેટલા માટે તેમની કહેવાતી સમગ્ર કૃતિઓનું કોષ્ટક આપવામાં આવે છે.

| ગ્રન્થ. | શ્લોક-સંખ્યા. | પ્રકાશન. |
|---|---|---|
| ૧ બૃહન્નવ્યક્ષેત્રસમાસ. | | |
| ૨ સત્તરિસયઠાણ પયરણ. | ૩૫૯ | જૈન આત્માનંદ સભા. |
| ૩ શ્રીતીર્થરાજથી શરૂ થતી સ્તુતિ. | ૧ | આ ગ્રન્થના પરિશિષ્ટમાં. |
| ૪ સર્વજ્ઞ-સ્તોત્ર. | ૧૦ | આગમોદય સમિતિ. |
| ૫ પૃથ્વીધર સાધુકારિત ચૈત્યસ્તોત્ર | ૧૬ | શ્રીયશોવિજય જૈનગ્રન્થમાલા |
| ૬ શ્રીસિદ્ધાર્થથી શરૂ થતું મહાવીર-સ્તોત્ર | ૧૨ | |
| ૭ श्रीमद्वीर ,, | અનુપલબ્ધ હોવાથી શ્લોક-સંખ્યા આપી નથી. | |
| ૮ शिवशिरसि ,, | | |
| ૯ श्रीनाभिसम्भव ,, | | |
| ૧૦ श्रीशैवेय० ,, | | |
| ૧૧ यत्राखिल० ની વૃત્તિ. | | |
| ૧૨ जय वृषभ० ,, | | |
| ૧૩ स्नस्ताशर्म ,, | | |

આ ઉપરથી એ ફલિતાર્થ થાય છે કે જૈન સાહિત્યરૂપી વૃક્ષને પલ્લવિત કરવામાં સૂરિજીએ સારો ભાગ લીધો હતો. વિશેષ આનન્દની વાત તો એ છે કે ગચ્છીય મમતારૂપ ડાકણથી તેઓ ગ્રસ્ત હતા નહિ. આ વાત પ્રખર પણ્ડિત જૈનાચાર્ય ખરતરગચ્છીય **શ્રીજિનપ્રભસૂરિએ** પોતાના શિષ્ય-રત્નોના અભ્યાસાર્થે રચેલાં અને વળી પોતાના નામથી અંકિત એવાં સાતસે સ્તોત્રો **શ્રીસોમતિલકસૂરિને** સમર્પણ કર્યા વિષેના નીચે મુજબના ( **કાવ્યમાલાના** સપ્તમ ગુચ્છના ૮૯ મા પૃષ્ઠ ઉપરના ) ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છેઃ—

"पुरा श्रीजिनप्रभसूरिभिः प्रतिदिनं नवस्तवनिर्माणपुरस्सरं निरवद्याहारग्रहणाभिग्रहवद्भिः प्रत्यक्षपद्मावतीदेवीवचसामभ्युदयिनं श्रीतपागच्छं विभाव्य भगवतां श्रीसोमतिलकसूरीणां स्वशैक्ष-शिष्यादिपठनविलोकनाद्यर्थं यमकश्लेषचित्रच्छन्दोविशेषादिनवनवभङ्गीसुभगाः सप्तशतीमिताः स्तवा उपदीकृता निजनामाङ्किताः ।"

—**શ્રીસિદ્ધાન્તાગમસ્તવની** અવચૂરિ

વિવિધ ગ્રન્થો રચી ૬૯ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સં. ૧૪૨૪ માં સ્વર્ગે સંચરેલા સૂરિજીને સવિનય પ્રણામ કરતો હુ પ્રથમ પરિશિષ્ટ પૂર્ણ કરૂં તે પૂર્વે તેમના શિષ્ય-પ્રશિષ્યાદિકને લગતી હકીકત **શ્રીદેવસુન્દરસૂરિના** શિષ્ય **શ્રીગુણરત્નસૂરિએ** વિ. સ. ૧૪૬૬ માં રચેલા **ક્રિયા-રત્ન-સમુચ્ચયમાંના** શ્રીગુરૂપર્વક્રમવર્ણનાધિકારના આધારે ટુંકમાં અત્ર નિવેદન કરૂં તો અસ્થાને નહિ ગણાય.

આમાં **શ્રીસોમતિલકસૂરિના** સંબંધમાં તેમજ તેમના **ચન્દ્રશેખર, જયાનન્દ** અને **દેવ-સુન્દર** નામના ત્રણ શિષ્ય-રત્નોના સંબંધમાં નીચે મુજબનો ઉલ્લેખ છેઃ—

"श्रीसोमतिलकाख्याश्च, सूरयो यद्यशोऽर्णवे ।
ज्योत्स्ना जलं ग्रहाः फेन-पिण्डा वेलावलिर्दिशः ॥ ४९ ॥

विश्वख्याततपागणाधिपतयः सार्वत्रिकख्यातयः
सद्वैराग्यपयोधयस्त्रिजगतीदीव्यद्गुणश्रेणयः ।
आसन् ग्रन्थकृतः सदागमभृतश्चारित्रलक्ष्मीवृतः
सद्भाग्याभ्यधिकाश्च सोमतिलकाः सूरीशवृन्दारकाः ॥ ५० ॥

तेषां शिष्यास्त्रयः ख्याता, अभूवन्नद्भुतैर्गुणैः ।
ज्ञानदर्शनचारित्र-त्रयी मूर्तिमती किल ॥ ५१ ॥

संक्षुब्धसागरगभीररवेण नित्य-मावर्जिताखिलजगज्जनमानसालिः ।
श्रीचन्द्रशेखरगुरुर्गरिमैकधाम विद्याविलासवसतिः प्रथमो बभूव ॥ ५२ ॥

भव्यप्राणिशिवश्रियोः परिणये सांवत्सराधीश्वरा
गाम्भीर्यादिगुणैर्निजैरुदधिवत् केनाप्यलब्धान्तराः ।
तेऽजायन्त यतीश्वरायिह जयानन्दा द्वितीयाः क्रमात्
येषां देवतया करेण निहतो भ्राताऽनुमेने व्रतम् ॥ ५३ ॥

वैराग्यं विमलं शमोऽतिविशदः शास्त्रज्ञता चाद्भुता
सिद्धान्तैकरुचिर्मनोहरतरा भव्योपकारः परः ।
चारित्रं त्रिजगत्यनुत्तरतमं भाग्यं ह्यसाधारणं
येषां श्रीयुतदेवसुन्दरवराः ख्यातास्तुतीयास्तु ते ॥ ५४ ॥ ”

શ્રીસોમતિલકસૂરિના પ્રથમ શિષ્ય શ્રીચન્દ્રશેખરસૂરિનો જન્મ વિ. સં. ૧૩૭૩ માં થયો હતો. તેમણે વિ. સં. ૧૩૮૫ માં એટલે કે બાર વર્ષની નાની વયમાં દીક્ષા લીધી હતી. વિ. સં. ૧૩૯૩ માં તેઓ સૂરિપદથી અલંકૃત થયા હતા. તેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૪૨૩ માં થયો હતો.

ઉષિત ભોજન કથા, યવરાજર્ષિ કથા, શ્રીમત્સ્તંભકથી શરૂ થતું હારબદ્ધ સ્તોત્ર, શત્રુંજય-રૈવત-સ્તુતિ ઇત્યાદિ તેમની કૃતિઓ છે.

શ્રીસોમતિલકસૂરિના દ્વિતીય શિષ્ય શ્રીજયાનન્દસૂરિનું જીવન-વૃત્તાન્ત[1] શ્રીસોમસુન્દરસૂરિના વિદ્વાન્ વિનેય (શિષ્ય) શ્રીપ્રતિષ્ઠાસોમ મુનીશ્વરે વિ. સં. ૧૫૨૪ (પારાવારકરસ્મરેષુહિમરુક્)માં રચેલા સોમસૌભાગ્ય કાવ્યમાં નજરે પડે છે.

---

૧ વિ. સં. ૧૪૮૫ માં ઉપદેશમાલા-બાલાવબોધ, વિ. સં. ૧૪૯૬ માં ષષ્ટિશત-બાલાવબોધ, યોગશાસ્ત્ર-બાલાવબોધ, યુષ્મચ્છબ્દ-નવસ્તવી તથા અસ્મચ્છબ્દ-નવસ્તવી (અષ્ટાદશસ્તોત્રી), सकलनाकिनिकायથી શરૂ થતો યમકમય ચતુર્વિંશતિજિનસ્તવ, यः प्राक् सार्थથી શરૂ થતું શ્રીચતુર્વિંશતિજિનભવોત્કીર્તનસ્તવન વગેરેના કર્તા શ્રીસોમસુન્દરસૂરિના કેટલાક ગુણોનું વર્ણન શ્રીસોમચારિત્રગણિકૃત ગુરુગુણરત્નાકર કાવ્યમાં ૪૮ માથી ૬૬ મા શ્લોક પર્યન્ત દૃષ્ટિગોચર થાય છે. એમનું વિશેષ વર્ણન તો સોમસૌભાગ્ય કાવ્યમાંથી મળી આવે છે.

પ્રહ્લાદન નગરના નિવાસી સજ્જન શ્રેષ્ઠીની પ્રિયા માલ્હણુ દેવીએ વિ. સં. ૧૪૩૦ માં પુત્ર-રત્નને જન્મ આપ્યો. એનું નામ સોમ રાખવામાં આવ્યું. આ કુમારે પોતાની બેનની સાથે વિ. સં. ૧૪૩૭ માં અર્થાત સાત વર્ષની લઘુ વયે દીક્ષા ગ્રહણ કરી. ત્યારે એમનું સોમસુન્દર નામ પાડવામાં આવ્યું. વિ. સં. ૧૪૫૦ માં તેમણે વાચક પદ મેળવ્યું, જ્યારે વિ. સં ૧૪૫૭ માં તેઓને આચાર્ય-પદવી મળી. પાટડીના મંદિરના (સ્વર્ગ૦ શાસ્ત્રવિશારદ શ્રીવિજયધર્મસૂરિસંકલિત પ્રતિમા-લેખ-સંગ્રહમાંના) નિમ્ન-લિખિત ઉલ્લેખ—

“ सं० १४९४ वर्षे प्राग्वाटज्ञातीय श्रे० रत्न भा० माऊसुत श्रे० ताल्हा भा० साद (?) सुत श्रे० वेलाकेन भा० वानू प्रमुखकुटुंबयुतेन स्वश्रेयसे श्रीश्रेयांसबिंबं कारितं प्रतिष्ठितं तपा(०)श्रीसोमसुंदरसूरिभिः । ”

—ઉપરથી જોઇ શકાય છે કે શ્રીસોમસુન્દરસૂરિએ વિ. સં. ૧૪૯૮ માં શ્રીશ્રેયાંસનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી હતી. વિ. સં. ૧૪૯૯ માં તેઓ સ્વર્ગે સિધાવ્યા. તેમને અનેક શિષ્યો હતા. સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ દ્વારા સંકલિત ઐતિહાસિક રાસ સંગ્રહ (ભા. ૧) માં જે કવિવર શ્રીલાવણ્યસમયવિરચિત સુમતિસાધુસૂરિ વિવાહલો છપાયેલો છે તેમાં શ્રીશાન્તિનાથના દહેરાસરનો ઉલ્લેખ છે. આ દહેરાસરના ગભારામાં પેસતાં બારણાની ઉપર નીચે મુજબનો લેખ નજરે પડે છે કે જેમાં શ્રીસોમસુન્દરસૂરિના શિષ્ય-વર્ગના નામનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

“ संवत् १४७८ वर्षे पोष शु. ५ राजाधिराजश्रीमोकलदेवविजयराज्ये प्राग्वाटसाकरणामामा० सू...सुत सा. रतन मा० लखूपुत्रेण श्रीशत्रुंजयगिरिनारार्बुदजीरापल्लीचित्रकूटादितीर्थयात्रा कृता श्रीसंघमुख्यसा०धणपालेन मा० हासूपुत्र सा. हाजा भोजा धाना वधू देऊ माऊ धाई पौत्र देवा नरसिंग पुत्रिका पूनी पूरी मरगद चमकूप्रमृतिकुटुंबपरिवृतेन श्रीशांतिनाथप्रासादः

**સ્થૂલિભદ્ર-ચરિત્ર**, દેવાઃ પ્રમોડયંથી શરૂ થતું નવ પદ્યનું સ્તવન ઈત્યાદિના કર્તા **શ્રીજયાનન્દ-સૂરિ**નો જન્મ વિ. સં. ૧૩૮૦ માં થયો હતો. તેમણે વિ. સં. ૧૩૯૨ માં દીક્ષા ગ્રહણ કરી હતી. વિ. સં. ૧૪૨૦ માં તેમણે સૂરિ-પદ મળ્યું હતું.

**શ્રીસોમતિલકસૂરિ**ના તૃતીય શિષ્ય-રત્ન **શ્રીદેવસુન્દરસૂરિ**નો જન્મ વિ. સં. ૧૩૯૬ માં થયો હતો. વિ. સં. ૧૪૦૪ માં **મહેશ્વપુર**માં તેમણે દીક્ષા ગ્રહણ કરી હતી અને વિ. સં. ૧૪૨૦ માં તેઓ **અણહિલ્લપુરપાટણ**માં સૂરિપદ મેળવવા ભાગ્યશાળી થયા હતા. પ્રો. પિટર્સનના ત્રીજા રિપૉર્ટમાં ૭૧ મા પૃષ્ઠમાં નિમ્ન-લિખિત—

"इति श्रीमलयगिरिविरचिता सप्ततिटीका समाप्ता संवत् १४४७ वर्षे भट्टारकदेवसुन्दरसूर्युपदेशेन कर्मग्रंथ वृत्तिपुस्तकं लेखयामास"

ઉલ્લેખમાં જે **દેવસુન્દરસૂરિ**નું નામ નજરે પડે છે તે પ્રસ્તુત હશે એમ લાગે છે. **જૈનધાતુપ્રતિમાલેખસંગ્રહ** (ભા૦ ૧)ના ૭૬૧ મા લેખાંક ઉપરથી જોઈ શકાય છે કે તેઓ વિ. સં. ૧૪૬૬ સુધી તો વિદ્યમાન હતા. આ સૂરિરાજના જીવનનું થોડુંક વર્ણન તેમના પ્રશિષ્ય સહસ્રાવધાની **શ્રીમુનિસુન્દરસૂરિ**એ **ગુર્વાવલી**માં ૩૦૩ મા પદ્યથી આપ્યું છે. તેમને **જ્ઞાનસાગર, કુલમંડન, ગુણરત્ન, સોમસુન્દર** (**ગુર્વાવલી**ના કર્તા ગુરૂ) તથા (વિ. સં. ૧૪૫૬ માં **યતિજીતકલ્પવૃત્તિ**ના રચનારા) **સાધુરત્ન** નામના પાંચ શિષ્યો હતા. આ મુનિવર્યોને લગતી કેટલીક હકીકતો **ગુર્વાવલી**માં મળી આવે છે.

પણ્ડિતવર્ય **લાલચન્દ્ર** સૂચવે છે કે "**સોમતિલકસૂરિ**ના એક શિષ્ય **દેવપ્રભગણિ** જાણવામાં આવેલ છે જેણે **કુમારપાલ** રાસ પ્રા. ગૂ. માં ૪૧ કડીમાં રચેલ છે; મારા ખ્યાલ પ્રમાણે આ

कारितः प्रतिष्ठितस्तपापक्षे श्रीदेवसुंदरसूरिपट्टपूर्वाचलदिननायक-तपागच्छनायकनिरुपममहिमानिधानयुगप्रधानसमानश्री-श्रीसोमसुंदरसूरिभिः ॥ भट्टारकपुरंदरश्री मुनिसुन्दरसूरि-श्रीजयचंद्रसूरि-श्रीभुवनसुंदरसूरि-श्रीजिनकीर्तिसूरि-श्रीविशालराजसूरि-श्रीरत्नशेखरसूरि-श्रीउदयनंदिसूरि-(श्रीलक्ष्मीसागरसूरि?)-महोपाध्यायश्री सत्यशेखरगणि-श्रीसूरसुंदरगणि-श्रीसोमदेवगणिकलंदिकाकुमुदिनसोमोदयपं. सोमोदयगणिप्रमुखप्रतिदिनाधिकाधिकोदयमानशिष्यवर्गैः ॥ चिरं विजयतां श्रीशांतिनाथचैत्यं कारयिता च।"

આ પૈકી **શ્રીજિનકીર્તિસૂરિ**ની **દાનકલ્પદ્રુમ** નામની કૃતિ છે. આ દે. લા. પુ. ફં. તરફથી પ્રસિદ્ધ થયેલી છે.

**શ્રીવિશાલરાજસૂરિ**એ **વીતરાગ-સ્તોત્ર**ની પંજિકા રચી છે. તેઓ **શ્રીસોમોદયગણિ**ના ગુરૂ થાય છે.

**ઐતિહાસિક રાસ-સંગ્રહ** (ભા૦ ૧)ના સંક્ષિપ્ત-સાર (પૃ૦ ૨૬-૨૮)માંથી **જલ્પકલ્પલતા**ના કર્તા **શ્રીરત્નશેખરસૂરિ** તેમજ **શ્રીલક્ષ્મીસાગરસૂરિ** સંબંધી માહિતી મળી શકે છે, તો તેના જિજ્ઞાસુએ તે તરફ દૃષ્ટિપાત કરવો.

**શ્રીતિલકહંસગણિ** પણ **શ્રીસોમસુન્દરસૂરિ**ના શિષ્ય હશે એમ ઉદેપુરના ગોડીજીના ભંડારની **ભક્તામર** સ્તવ (સટીક)ની હસ્તલિખિત પ્રતિના નિમ્ન-લિખિત ઉલ્લેખ ઉપરથી ભાસે છેઃ—

"संवत् १५०५ वर्षे प्रथमभाद्रवदि २ दिने श्रीसोमसुन्दरसूरिचरणसेविना तिलकहंसगणिना लिखिता परोपकाराय श्रीश्रमणसङ्घस्य"

તપાગચ્છીય હોવા સંભવ છે. આ રાસ અહીંના સંસ્કૃત સંગ્રહમાં છે." (જૈન ગૂર્જર કવિઓ નામના ગ્રન્થ (પૃ૦ ૬૧)માં પણ કુમારપાલરાસનો ઉલ્લેખ છે, પરંતુ તેના કર્તા તો શ્રીદેવપ્રભગણિ છે. એઓ શ્રીવીરસિંહના શિષ્ય હોવાનો ત્યાં સ્પષ્ટ ઉલ્લેખ છે.)

## (૨) શ્રીગૌતમસ્તુતિ—

આ ગ્રન્થના અંતમાં આપેલ પ્રથમ પરિશિષ્ટ સંબંધી આપણે વિચાર કર્યો. તે પ્રમાણે હવે દ્વિતીય પરિશિષ્ટ સંબધી ટુંકમાં વિચાર કરવો અસ્થાને નહિ ગણાય. આ પરિશિષ્ટમાં શ્રીરાજસાગર મુનિરાજના શિષ્ય-રત્ન શ્રીરવિસાગર મુનીશ્વરે રચેલ શ્રીઇન્દ્રભૂતિ-સ્તુતિ આપવામાં આવી છે. આ સ્તુતિના નાયક શ્રીમહાવીર પ્રભુના પ્રથમ ગણધર શ્રીઇન્દ્રભૂતિ યાને ગૌતમસ્વામી છે. તેમનાં અનેક ચરિત્રો લખાયેલાં છે એટલુંજ નહિ, પરંતુ તેમને ઉદ્દેશીને સ્તુતિ-સ્તોત્રો પણ રચાયાં છે. દાખલા તરીકે શ્રીજિનપ્રભસૂરિએ એક અનુપમ ગૌતમ-સ્તોત્ર રચ્યું છે (આ સ્તોત્ર કાવ્યમાલાના સપ્તમ ગુચ્છકમાં છપાયેલું છે). આ ઉપરાંત એમણે 'ॐ नमस्त्रिजगन्नेतुः' એ પ્રથમ પાદવાળું એક નવ શ્લોકનું પણ સ્તોત્ર રચ્યું છે. વળી શ્રીવજ્રસ્વામીએ 'स्वर्णाष्टाग्रसहस्रपत्र'થી શરૂ થતું ૧૨ શ્લોકનું ગૌતમ-સ્તોત્ર શાર્દૂલવિક્રીડિત છંદમાં રચ્યું છે, જ્યારે 'गुणपुञ्जवगौतम'થી શરૂ થતું પાંચ શ્લોકનું એક સ્તોત્ર શ્રીધર્મસાગર ઉપાધ્યાયના શિષ્ય-રત્ન શ્રીગુણસાગરગણિએ રચ્યું છે. એમના જીવન-વૃત્તાન્ત પરત્વે વિશેષ ન લખતાં પાઠક-વર્ગને અત્રે એટલુંજ ખાસ નિવેદન કરવું બસ થશે કે—

"अहङ्कारोऽपि बोधाय, रागोऽपि गुरुभक्तये ।
विषादः केवलायाभूत्, चित्रं श्रीगौतमप्रभोः ॥ १ ॥"

—સુબોધિકા (કલ્પસૂત્રવૃત્તિ) પત્રાંક ૧૨૭.

જેમ પ્રતિક્રમણાદિક સમયે બોલવામાં આવતી ચાર પદ્યની સ્તુતિમાં પ્રથમ અમુક તીર્થંકરની સ્તુતિ હોય છે, તેમ તેને બદલે 'तीर्थ'શબ્દથી સંબોધાતા પ્રથમ ગણધરની સ્તુતિરૂપ આ દ્વિતીય પરિશિષ્ટ છે. આ પ્રમાણેની બીજી [1]બે સ્તુતિઓ નીચે મુજબની મળી આવે છે. આ બંનેના કર્તા વાચકચક્રવર્તી મહોપાધ્યાય શ્રીધર્મસાગરગણિના શિષ્યરત્ન પં૦ ગુણસાગરગણિજી છે.

### (१) श्रीगौतमस्तुतिः

गौतमान्वयपवित्रगौतमः, सप्तहस्ततनुकः स सिद्धये ।
अस्तु सत्समचतुरस्रसंस्थितः, केवलाय समभूद् विषादकः ॥ १ ॥
तीर्थकृत्ततिरियं भवे भवे, दुःखकूपनिपतज्जनान् भवेत् ।
पालनाय यतनापरायणा, कर्मशत्रुसुपुटीकृताक्षरा ॥ २ ॥

૧ આ બંને સ્તુતિઓ મુનિરાજ શ્રીચતુરવિજયે લખી મોકલવા કૃપા કરી હતી.
૨ આ સ્તુતિ રથોદ્ધતા છંદમાં રચાયેલી છે. એનુ લક્ષણ એ છે કે—

"रात् परैर्नरलगै रथोद्धता."

नैगमाविपुतसंयुतागम-स्तीर्थकृद्वचनमापणाग्रिमः।
अन्यतीर्थिकमनश्चमत्कृतिः, शङ्करः सकलजन्मिनोऽस्तु वः ॥ ३ ॥
अम्बिकाऽभिधगरिष्ठदेविका, बिभ्रती श्रवणयोः सुकुण्डले ।
स्तूयमानगुणमण्डला जनै-र्विघ्नघातजनकाऽस्तु सन्ततम् ॥ ४ ॥

## ( २ ) श्रीगौतमस्तुतिः

यदीयं प्रभाते स्फुरन्नामधेयं, गृहीत्वा ययुर्जन्मिनः कोटिसङ्ख्याः ।
शिवं यान्ति यास्यन्ति कुर्यात् कलानां, कलापं कुकर्मारिभिद् गौतमो मे ॥ १ ॥
जगन्नाथपङ्क्तिः सुमुक्तिर्विमुक्तिः, सशक्तिः सयुक्तिः सुभक्तिः सुभुक्तिः ।
प्रकामागता माहतामाविरामा, यतीनां ततीनां रतीनां द्युतीनाम् ॥ २ ॥
गुणैः शुद्धसिद्धान्त सिद्धान्त ऊर्ध्वान्तकृत्, सदाभावतां सम्मतां दीयतां पोषिताम् ।
धुरत्यन्तकष्टेन शिष्टेन लष्टेन वा, स्फुरद्वर्णपूर्णैः सकर्णैः सकर्णैः ि तः ॥ ३ ॥
गलद्भारतीपीनपीयूषतुल्या, यदीया रणत्कारिकारिक्रमाब्जा ।
महामूल्यसन्नूपुराभ्यां नवाभ्यां, सुखायास्तु देवी सतां जन्मभाजाम् ॥ ४ ॥

શ્રીઇન્દ્રભૂતિ-સ્તુતિના રચનારા શ્રીરવિસાગર મુનિરાજ શ્રીરાજસાગરના શિષ્ય થાય એ વાત એની હસ્તલિખિત પ્રતિના અન્તર્ગત ઉલ્લેખ ઉપરથી જણાય છે. બાકી એ સ્તુતિમાં તેના કર્તાનું નામ નજરે પડતું નથી.

એમણે દ્રુતવિલંબિત છંદમાં રચેલા તેમજ ચરણ-સમાનતારૂપ યમકથી અલંકૃત એવા ૨૬ પદ્યના 'श्रियमदाद्'થી શરૂ થતા શ્રીનેમિજિનસ્તવનમાં તો એથી ઉલટી હકીકત નજરે પડે છે અર્થાત્ તેના અન્તિમ પદ્યમાં તો કર્તાએ પોતાના તેમજ પોતાના ગુરૂજીના નામનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. તે પદ્ય નીચે મુજબ છેઃ—

"इत्थं भक्तिमयोक्तिभिः स्तुतिकृतः श्रीनेमिनाथः प्रभु-
भूयो विघ्नपरम्पराप्रमथने माद्याभिधानो नृणाम् ।
श्रीमत्पण्डित'राजसागर'पदां शिष्यस्य देयान्निजं
भृत्यत्वं 'रविसागर'स्य सततं कल्याणसत्कारणम् ॥"

આ કવિરાજે જે 'श्रीपतियतियन्वित'થી શરૂ થતું ૧૧ પદ્યનું [2]શ્રીહીરવિજયસૂરિસ્તવન[3] રચ્યું છે. તેના અન્તિમ પદ્યમાં પોતાના ગુરૂના રાજસાગર એ નામનો નિર્દેશ કર્યો છે એ વાતની નિમ્ન-લિખિત પદ્ય સાક્ષી પૂરે છેઃ—

---

૧ આ સ્તુતિના ત્રીજા પદ્ય સિવાયનાં પદ્યો 'भुजङ्गप्रयातं चतुर्भिर्यकारैः' એ લક્ષણવાળા ભુજંગપ્રયાત છંદમાં રચાયેલાં છે.

૨ આ તપાગચ્છના ભૂષણરૂપ જગદ્ગુરૂ શ્રીહીરવિજયસૂરિનું જીવનચરિત્ર 'સૂરીશ્વર અને સમ્રાટ્'નામના પુસ્તકમાં સારી રીતે આલેખવામાં આવ્યું છે.

૩ શ્રીરવિસાગરના કોઇ અન્ય શિષ્ય-રત્ને આ રચ્યું હોય તો તે બનવા જોગ છે, પરંતુ તેમને અન્ય શિષ્ય હતા એવું જાણવામાં નહિ આવવાથી આમ ઉલ્લેખ કર્યો છે.

" इति नेतारं सुविनेतारं राजसागरशिष्यसुखकारं
गतमारविकारं रिपुनरकारं हीरविजयगुरुगणधारम् ।
शुचिशास्त्रविचारं.....................संयमरमणीवरहारं
क्षितितलमन्दारं परममुदारं स्तुत यूयं मुनिजनसारम् ॥ "

વિશેષમાં આ સ્તવનના પ્રત્યેક પાદના પ્રથમ પ્રથમ વર્ણ એકત્રિત કરવાથી ત્રણ મુનિવર્યોના નામ દૃષ્ટિ–ગોચર થાય છે. જેમકે શ્રીઆનંદવિમલસૂરિ अ, શ્રીવિજયદાનમુનીંદ્રં हं અને શ્રીराजपालविशारदं वै. આ ઉપરથી એમ માનવાનું કારણ મળે છે કે તેઓ આ મુનીશ્વરોના સમયમાં અથવા તો એમના પછીના સમયમાં થયા હશે.

આ ત્રણ મુનીશ્વરો પૈકી રાજપાલ નામથી પ્રખ્યાત મુનીશ્વર જમ્બૂકુમારરાસના કર્તા હોવા જોઈએ એમ ભાસે છે અને તેમ હોય તો તેઓ પિપ્પલ ગચ્છના સ્થાપક શ્રીશાન્તિસૂરિના સંતાનીય અને તેમની પટ્ટપરંપરામાં પૂર્ણચન્દ્ર શાખામાં ૧૫ મી પાટે થયેલા શ્રીપદ્મતિલકસૂરિના શિષ્ય શ્રીધર્મસાગરસૂરિના પ્રશિષ્ય અને શ્રીવિમલપ્રભસૂરિના શિષ્ય થાય છે. વિશેષમાં એમણે આ રાસ ક્યારે રચ્યો તે વાત આ રાસની નીચે મુજબની કડીઓ ઉપરથી જોઈ શકાય છે:—

" વિક્રમ રાયે થાપીઓ સંવત ઋતુ ઈંદ્ર(દુ) જાણો રે
દોઈ યુગ વરસ વિચારયો માસ મને મધુ આણો રે;
કૃષ્ણપક્ષ મુનિ તિથિ ભલી તિણિ દિનિ વારજ સવિતા રે
ગુરૂ શારદ સુપસાઉલે ચરિત્ર રચ્યું કહે કવિતા રે. "

અર્થાત્ સંવત્ ૧૬૪૨ માં ચૈત્ર વદ સાતેમને રવિવારે આ રાસ રચાયો છે.

રાજપાલ મુનીશ્વર સં. ૧૬૭૨ ના જેઠ શુદ તીજને બુધવારે લવકુશરાસ રચનારા અને સં. ૧૬૯૮ માં પ્રસન્નચન્દ્ર રાજર્ષિરાસ રચનારા રાજસાગર ઉપાધ્યાયના કાકા–ગુરૂ થાય છે એ વાત લવકુશરાસ ઉપરથી જોઈ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

" 'પીપલ' ગચ્છિ ગુરૂ વડા શ્રીશાંતિસૂરિ સુજાણ
પ્રતિબોધીઆ કુલ સાતસઈ શ્રીમાલપુર અહિઠાણ;
તાસ અનુક્રમી પાટિ પ્રગટ્યા શ્રીધર્મસાગરસૂરિ
શ્રીવિમલપ્રભસૂરીસ પ્રણમું, હુઈ આણંદ પૂરિ;
વિબુધ વિદ્યા ધરમદાતા અધિક જસુ ઉપગાર
જેણિ ટાલ્યા હિત કરી અગન્યાનના અંધકાર;
જેણિં થાપ્યા સૂરિ શ્રીસૌભાગ્યસાગર પાટિ
જિનવચન મારગ દાખવઈ ઢીછવઈ પુણ્યહ વાટ;
વીનવઈ વાચક રાજસાગર રાસ એહ રંગિ મુદા
નરનારિ ભાવિ સંભલઈ તસુ સંપજઈ ઘરિ સંપદા. "

—જૈન ગૂર્જર કવિઓ ( પૃ૦ ૪૮૧ )

આ **રાજસાગર** ઉપાધ્યાય તે પ્રસ્તુત કવીશ્વરના ગુરૂ હશે કે કેમ એ પ્રશ્ન છે કેમકે તેઓ તો પિપ્પલ ગચ્છના છે, જ્યારે આ કવિરાજ તો તપાગચ્છીય હોય એમ ભાસે છે. તપાગચ્છીય **રાજસાગરજી**ના ઐતિહાસિક વૃત્તાન્ત પરત્વે ગ્રન્થ-ગૌરવના ભયથી અત્ર વિચાર ન કરતાં **જૈન ગૂર્જર કાવ્યસંચય** પુસ્તકનો રાસસાર ( પૃ૦ ૨૧ ) જોવા હું ભલામણ કરૂં છું.

ઉપર્યુક્ત કૃતિઓ ઉપરાંત **રવિસાગરજી**એ '**रुचिराजीरुचिराजी**' થી શરૂ થતી ચાર શ્લોકની **વીર-સ્તુતિ** પણ રચી છે. આ સ્તુતિ ચાર સંસ્કૃત ટીકાઓ સહિત છપાયેલી **સ્તુતિ-ચતુર્વિંશતિકા**માં ખ-પરિશિષ્ટ તરીકે આપેલી છે. વળી '**श्रीइन्द्रभूतिगणभृद् गणभृच्छुमानां**'થી શરૂ થતી ચાર શ્લોકની **શ્રીગૌતમ-સ્તુતિ** પણ તેમની કૃતિ છે ( આ સ્તુતિ **સ્તુતિ-ચતુર્વિંશતિકા**ની સંસ્કૃત ભૂમિકાના ૧૨મા પૃષ્ટમાં આપવામાં આવી છે ). વિશેષમાં તેમણે **श्रीवर्धमानभगवान् भगवान् प्रचक्रे** એવા પ્રારંભિક પદવાળું ૧૧ પદ્યનું **શ્રીવીરસ્તોત્ર** પણ રચ્યું છે.

**જૈન ગ્રન્થાવલી** તરફ દૃષ્ટિ-પાત કરતાં સં. ૧૬૩૯ માં ૨૯૭૦ શ્લોકપ્રમાણક **રૂપસેન-ચરિત્ર** અને સં. ૧૬૫૪ માં ૨૦૦ શ્લોક જેવડું [1]**મૌનએકાદશીકથામાહાત્મ્ય** રચનારા તરીકે જે **રવિસાગર**નું નામ જોવામાં આવે છે તેજ આ પ્રસ્તુત કવિરાજ હશે એમ લાગે છે. વિશેષમાં ૭૦૦૨ શ્લોકના પ્રમાણવાળા **પ્રદ્યુમ્ન-ચરિત્ર** રચનારા તરીકે પણ **રવિસાગર**નું નામ નજરે પડે છે. પરંતુ આ ચરિત્ર સં. ૧૨૦૭ માં રચાયાનો ત્યાં ( ૨૨૭ મા પૃષ્ઠમાં ) ઉલ્લેખ હોવાથી આ **રવિસાગરજી** તો પ્રસ્તુત મુનીશ્વરથી ભિન્ન હોવા જોઇએ એમ સહેલાઈથી અનુમાન થાય છે. ( કદાચ સંવતનો ઉલ્લેખ કરવામાં ભૂલ થઈ હોય તો તે જૂદી વાત છે ).

અત્ર એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે **પણ્ડિત હીરાલાલ હંસરાજ** તરફથી દશેક વર્ષ ઉપર પ્રસિદ્ધ થયેલ **પ્રદ્યુમ્ન ચરિત્ર** ૭૨૦૦ શ્લોક પ્રમાણક છે અને તે ૧૬૪૫ માં **શ્રીહીર-વિજય**સૂરિના સામ્રાજ્યમાં અને શ્રી**વિજયસેન**સૂરિના યૌવરાજ્યમાં રચાયેલું છે. વળી તેના કર્તાનું નામ પણ **રવિસાગર** છે. આ શ્રી**રવિસાગર**ગણિ તપાગચ્છીય શ્રી**હીરવિજય**સૂરિના

---

૧ શ્રી**યશોવિજય જૈન ગ્રન્થમાલા** તરફથી પ્રસિદ્ધ થયેલા **પર્વકથાસંગ્રહ**માં આ કૃતિ પ્રકાશિત થયેલી છે. આ કૃતિના પ્રાન્ત ભાગમાં એવો ઉલ્લેખ છે કે—

" श्रीश्रीहीरविजयगुरुपट्टे श्रीविजयसेनसूरीन्द्रः ।
तेषां स्वच्छे गच्छे विबुधश्रीराजसागरकाः ॥ २०३ ॥

तेषां शिष्यभुजिष्यो निजमत्यनुसारतश्च माहात्म्यम् ।
मौनस्यैकादश्याश्चकार रविसागरो विबुधः ॥ २०४ ॥

यत्राह्लाहरपार्श्वो यत्र स्तूपश्च हीरविजयगुरोः ।
यस्योपान्ते द्वीपाभिधबन्दिरमस्ति शस्तिकरम् ॥ २०५ ॥

उन्नतनगरे तस्मिन्नेतत् पूर्णीबभूव विद्वद्भिः ।
संशोध्य वाच्यमब्दे सागरशररसशशि( १६५७ )प्रमिते ॥ २०६ ॥

અત્ર રચના-સમય સં. ૧૬૫૭ હોવાનો ઉલ્લેખ છે તે વિચારણીય છે એમ શ્રીયુત **લાલચન્દ્ર** સૂચવે છે.

સમકાલીન અને તેમના સંતાનીય હોય એમ આ ચરિત્રના અન્તમાં આપેલી ૫૦ શ્લોકની પ્રશસ્તિ ઉપરથી જણાય છે. આ પ્રશસ્તિમાં શ્રીહીરવિજયસૂરિની દ્વાત્રિંશિકા છે તેમજ ત્યાં વાચક હર્ષસાગર, પંન્યાસ રાજસાગર, પં૦ સહસાગર, વા૦ વિનયસાગર પ્રમુખનાં નામો પણ નજરે પડે છે. આ મહાત્માઓની કૃપાથી પ્રદ્યુમ્નચરિત્ર રવિસાગરજીએ માંડલમાં રચ્યું હતું. તે વખતે ત્યાં ખેંગાર નામનો રાજા રાજ્ય કરતો હતો. વિશેષમાં રચના-સ્થળમાં અર્હત્-સમવસરણની રચના કરવામાં આવી હતી. ચતુર્દશીને દિવસે શિકાર નહિ કરવાનો રાજાએ નિયમ પણ લીધો હતો તથા જિન-પ્રાસાદના ઉદ્ધારાદિક સુકૃતો કરવામાં આવ્યાં હતાં.

આ ઉપરથી જોઇ શકાય છે કે રવિસાગર નામના અન્યાન્ય મુનીશ્વરો થયા છે. તે પૈકી આ ગ્રન્થના દ્વિતીય પરિશિષ્ટમાં આપેલી ગૌતમ-સ્તુતિ કોની કૃતિ છે એનો નિર્ણય કરવો દુઃશકય છે. અત્ર એટલું ઉમેરવું વધારે પડતું નહિ ગણાય કે સં. ૧૬૫૫ માં જીર્ણગઢ (જુનાગઢ)માં નેમિચંદ્રાવલા સ્તવન રચનારા ન્યા(જ્ઞા)નસાગરના ગુરૂનું નામ પણ રવિસાગર છે (જુઓ જૈન ગૂર્જર કવિઓનું ૩૧૭ મું પૃષ્ઠ), પરંતુ આ રવિસાગરજી તો શ્રીવિજયસેનસૂરિના શિષ્ય હોવાનું સંભવે છે.

આવી પરિસ્થિતિમાં પણ શ્રીગૌતમ-સ્તુતિના કર્તાની કહેવાતી સમગ્ર કૃતિઓનું કોષ્ટક રજુ કરવું સર્વથા અનુચિત નહિ ગણાય એમ માની તે નીચે મુજબ આપવામાં આવે છે (આ બધી કૃતિઓના કર્તા એકજ છે કે નહિ તે સંદેહાત્મક છે).

| | શ્લોક-સંખ્યા | રચના-સમય | મુદ્રિત |
|---|---|---|---|
| ૧ શ્રીગૌતમસ્તુતિ | ૪ | | આ ગ્રન્થમાં |
| ૨ ,, | ૪ | | સ્તુતિ-ચતુર્વિંશતિકામાં |
| ૩ શ્રીવીર-સ્તુતિ | ૪ | | ,, |
| ૪ શ્રીવીર-સ્તોત્ર | ૧૧ | | અમુદ્રિત |
| ૫ શ્રીહીરવિજયસૂરિસ્તવન | ૧૧ | | ,, |
| ૬ શ્રીનેમિજિનસ્તવન | ૨૬ | | ,, |
| ૭ રૂપસેન-ચરિત્ર | ૨૯૭૦ | સં. ૧૬૩૯ | ,, |
| ૮ પ્રદ્યુમ્ન-ચરિત્ર | ૭૨૦૦ | સં. ૧૬૪૫ | પં. હીરાલાલ હંસરાજ. |
| ૯ મૌનએકાદશીકથામાહાત્મ્ય | ૨૦૦ | સં. ૧૬૫૪ | શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલા. |

હવે બે પરિશિષ્ટો સંબંધી વિચાર કરવો બાકી રહે છે. તે પૈકી શ્રીપાર્શ્વનાથસ્તવના કર્તાના તો નામનો પણ નિર્દેશ થઇ શકે તેમ નથી, જ્યારે શ્રીઅજિતજિનસ્તોત્રના કર્તા શ્રીજિનપ્રભસૂરિ વિષે ઘણું લખી શકાય તેમ છે, પરંતુ તેનાં [1]કાવ્યોની ભૂમિકામાં હું તે પરત્વે સવિશેષ

---

૧ આની મુદ્રણાલય-પુસ્તિકા મેં તૈયાર કરી છે. શ્રેષ્ઠિ દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી તે છપાવવાનું કાર્ય શરૂ કરવામાં આવનાર છે.

વિચાર કરનાર હોવાથી તેમજ ગ્રન્થ-ગૌરવના ભયથી અત્ર વિશેષ ઉલ્લેખ કરતો નથી. છતાં એટલું તો પ્રસંગોપાત્ત નિવેદન કરીશ કે તેઓ ચૌદમા સૈકામાં થઇ ગયા છે. આ ખરતરગચ્છીય સૂરિજીનું પાણ્ડિત્ય પૂરવાર કરી આપે એવી નીચે મુજબની અનેક કૃતિઓ તેમણે રચી છેઃ—

## શ્રીજિનપ્રભસૂરિનો ગ્રન્થ-સન્દર્ભ.

(૧) [1]તપોમતકુટ્ટન; (૨) ધર્માધર્મકુલક; (૩) પરમસુખદ્વાત્રિંશિકા; (૪) પૂજા-વિધિ; (૫) વિધિપ્રપા; (૬) [2]વિવિધતીર્થકલ્પ; (૭) શ્રેણિકચરિત્ર (દ્વયાશ્રય); (૮) દીપાલિકાકલ્પ (સં. ૧૩૩૭); (૯) પ્રત્યાખ્યાનસ્થાન-વિવરણ; (૧૦) પ્રવ્રજ્યાવિધાન-વૃત્તિ; (૧૧) વન્દનસ્થાન-વિવરણ; (૧૨) વિષમ-કાવ્ય-વૃત્તિ; (૧૩) [3]સન્દેહવિષૌષધી-વૃત્તિ; (૧૪) [4]સપ્તસ્મરણ-ટીકા; (૧૫) [5]સાધુપ્રતિક્રમણ-વૃત્તિ [6]

---

૧ આ ગ્રન્થમાં તપાગચ્છ વિષે અનુચિત ઉદ્ગારો હોવાનું કહેવાય છે. જો એ વાત સત્ય હોય, તો તપાગચ્છ પ્રતિ પ્રેમ રાખનારા તેમજ ગચ્છ-કદાગ્રહથી વિમુખ (જુઓ પૃ૦ ૪૩) સૂરિજીએ આવો ગ્રન્થ કેમ રચ્યો હશે એ વિકટ પ્રશ્ન છે. અન્ય કોઇ કદાગ્રહીએ આ ગ્રન્થ રચી સૂરિજીનું નામ બદનામ તો નહિ કર્યું હોય !

૨ **તીર્થકલ્પ** એ નામથી કેટલાક કલ્પો 'એશિયાટિક સોસાયટિ ઑફ બેન્ગૉલ' તરફથી ઇ. સ. ૧૯૨૩ માં પ્રસિદ્ધ થયા છે.

૩ આ પૈકી કેટલાંક સ્મરણોની ટીકા શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી અત્યારે છપાય છે અને તેનું સંશોધન-કાર્ય મને સોંપવામાં આવ્યું છે. વિ. સં. ૧૩૬૫ માં રચાયેલી ઉપસર્ગહર સ્તોત્રની વૃત્તિનું નામ તેના કર્તાએ અર્થકલ્પલતા રાખ્યું છે.

૪ રૉયલ એશિયાટિક સોસાયટીની સાધુપ્રતિક્રમણસૂત્ર (અવચૂર્ણિસહિત)ની પ્રતિના અન્તમાંનો નિમ્ન-લિખિત ઉલ્લેખ સાક્ષી પૂરે છેઃ—

"वृद्धव्याख्यानुसारेण कृतायाः श्रीजिनप्रभसूरिवृत्तेः कृतेयमवचूर्णिः"

૫ આ ગ્રન્થ કલ્પસૂત્રની ટીકા છે અને તે ઈ. સ. ૧૯૧૩ માં પં. **હીરાલાલ હંસરાજ** તરફથી પ્રકટ થયો છે.

૬ શ્રીજૈનાનન્દ પુસ્તકાલય સુરતની ગાયત્રીવિવરણની હસ્તલિખિત પ્રતિના અંતમાં 'इति श्रीजिनप्रभसूरिविरचितं गायत्रीविवरणं समाप्तं' એવો ઉલ્લેખ છે. આથી આને શ્રીજિનપ્રભસૂરિની કૃતિ તરીકે આ પુસ્તકાલયમાં નોંધવામાં આવેલ છે, પરંતુ આ ઉલ્લેખની પૂર્વેના નીચે મુજબ—

"चक्रे श्रीशुभतिलको-पाध्यायैः स्वमतिशिल्पकल्पनया ।
व्याख्यानं गायत्र्याः, क्रीडामात्रोपयोगमिदम् ॥ १ ॥"

—પદ્ય ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે કે આ વિવરણના કર્તા તો શ્રીશુભતિલક ઉપાધ્યાય છે. પ્રવર્તક મુનિવર્ય શ્રીકાન્તિવિજયના જ્ઞાન-ભંડારની એક પ્રતિ હાલ મારી પાસે છે. આ ગાયત્રી-વિવરણની પ્રાંતે ઉપર્યુક્ત પ્રતિ સાથે મેળવી જોતાં કંઇ ખાસ ફરક જણાતો નથી. ફક્ત અંતિમ ઉલ્લેખ નથી, પરંતુ પૂર્વ પદ્ય તો છે. ત્યાં એને શ્રીશુભતિલકની કૃતિ તરીકે ઓળખાવી છે તે વાસ્તવિક છે. વળી તત્ત્વનિર્ણયપ્રાસાદ (પૃ૦ ૨૯૮) માં પણ શુભતિલકીય કૃતિ તરીકે આનો નિર્દેશ છે એટલુંજ નહિ, પણ ત્યાં (પૃ૦ ૨૮૦-૨૯૮) તેનો હિંદી અનુવાદ પણ આપવામાં આવ્યો છે.

આ રચવા ઉપરાંત તેમણે લગભગ ૭૦૦ સ્તુતિ-સ્તોત્રો પણ રચ્યાં છે. આ પૈકી નીચે મુજબનાં સ્તોત્રો મારા જોવામાં આવ્યાં છે.

## સ્તોત્ર-રત્નાવલી

| ક્રમાંક | નામ | પદ્ય-પ્રારંભ | પદ્ય-સંખ્યા | વિશેષતા |
|---|---|---|---|---|
| ૧ | શ્રીઋષભજિનસ્તોત્ર | अस्तु श्रीनाभिभूर्देवो | ૧૧ | શ્લેષ |
| ૨ | ,, | अल्लाल्लाहि ! तुराहं | ૧૧ | પારસીય ભાષા |
| ૩ | ,, | निरवधिरुचिरज्ञानं | ૪૦ | આઠ ભાષા |
| ૪ | [1]શ્રીઅજિતજિનસ્તોત્ર | विश्वेश्वरं मथितमन्मथ० | ૨૧ | મહાયમક |
| ૫ | શ્રીચન્દ્રપ્રભજિનસ્તુતિ | देवैर्यस्तुष्टुवे तुष्टैः | ૪ | સમચરણ-સામ્ય |
| ૬ | ,, | नमो महासेननरेन्द्रतनुज ! | ૧૩ | છ ભાષા |
| ૭ | શ્રીશાન્તિજિનસ્તોત્ર | श्रीशान्तिनाथो भगवा० | ૨૦ | |
| ૮ | શ્રીમુનિસુવ્રતજિનસ્તોત્ર | निर्माय निर्मायगुणार्द्धिं० | | વ્યક્ષરયમક |
| ૯ | શ્રીનેમિજિનસ્તોત્ર | श्रीहरिकुलहीराकर० | ૨૦ | ક્રિયાગુપ્ત |
| ૧૦ | [2]શ્રીપાર્શ્વજિનસ્તોત્ર | अधियदुपनमन्तो | ૧૨ | |
| ૧૧ | ,, | क्व मे वामेय ! शक्तिर्भवतु | ૧૭ | |
| ૧૨ | ,, (જીરાપલ્લી) | जीरिकापुरपतिं सदैव तं | ૧૫ | વ્યક્ષરયમક |
| ૧૩ | ,, (પ્રાતિહાર્ય) | त्वां विनुत्य महिमश्रिया महं | ૧૦ | સમચરણ-સામ્ય |
| ૧૪ | ,, (નવગ્રહગર્ભિત) | दोसावहारदर० | ૧૦ | પ્રાકૃત |
| ૧૫ | ,, | पार्श्वनाथमनघं | ૯ | |
| ૧૬ | [3],, | पार्श्वं प्रभुं शश्वदकोपमानम् | ૮ | પાદાન્તયમક |
| ૧૭ | [4],, | श्रीपार्श्व ! पादानतनागराज ! | ૮ | ,, |
| ૧૮ | ,, | श्रीपार्श्वं भावतः स्तौमि | ૯ | સમચરણ-સામ્ય |
| ૧૯ | ,, | श्रीपार्श्वः श्रेयसे भूयात् | ૪૪ | |
| ૨૦ | ,, (ફલવર્દ્ધિ) | सयलाहिवाहितलहर० | ૧૨ | પ્રાકૃત |
| ૨૧ | ,, | असमशमनिवासं | ૨૫ | |
| ૨૨ | શ્રીવીરજિનસ્તોત્ર | कंसारिक्रमनिर्यदापगा० | ૨૫ | છંદનાં નામો |
| ૨૩ | ,, | चित्रैः स्तोष्ये जिनं वीरं | ૨૭ | ચિત્રમય |
| ૨૪ | ,, | निस्तीर्णविस्तीर्णभवार्णवं | ૧૭ | લક્ષણપ્રયોગ |
| ૨૫ | ,, (પંચકલ્યાણક) | पराक्रमेणेव पराजितोऽयं | ૩૬ | |

૧ આ સ્તોત્ર અવચૂરિ તેમજ તેના અનુવાદાદિ સહિત આ ગ્રન્થના અંતમાં અંતિમ પરિશિષ્ટ તરીકે આપવામાં આવ્યું છે.

૨ આ સ્તોત્ર વિ. સં. ૧૩૬૯ ( नन्द-ऋतु-ज्वलन-क्षपाकर )માં રચાયેલું છે.

૩-૪ આ બે સ્તોત્રો મદીય અનુવાદ સહિત ચતુર્વિંશતિકા ( પૃ૦ ૮૬-૮૭, ૧૫-૧૬ )માં છપાયેલાં છે.

| ક્રમાંક | નામ | પદ્ય--પ્રારંભ | પદ્ય-સંખ્યા | વિશેષતા |
|---|---|---|---|---|
| ૨૬ | શ્રીવીરજિનસ્તોત્ર | श्रीवर्धमानपरिपूरित० | ૧૩ | |
| ૨૭ | ,, | श्रीवर्धमानः सुखवृद्धयेऽस्तु | ૯ | પદ્યના પ્રારંભિક તેમજ અન્ત્ય અક્ષરોથી નામોલ્લેખ |
| ૨૮ | ,, (નિર્વાણ-કલ્યાણક) | श्रीसिद्धार्थनरेन्द्रवंश० | ૧૯ | |
| ૨૯ | ,, | सिरिवीयराय ! देवाहिदेव ! | ૩૫ | પ્રાકૃત |
| ૩૦ | ,, | स्वःश्रेयससरसीरुह– | ૨૬ | પંચવર્ગપરિહાર |
| ૩૧ | ,, | आनन्दसुन्दरपुरन्दर० | ૨૯ | |
| ૩૨ | ,, | आनम्रनाकिपति० | ૨૫ | |
| ૩૩ | ચતુર્વિંશતિ-જિનસ્તોત્ર | ऋषभदेवमनन्तमहोदयं | | વ્યક્ષરયમક |
| ૩૪ | ,, | ऋषभ ! नम्रसुरासुर० | ૨૯ | ,, |
| ૩૫ | ,, | ऋषभनाथ ! भनाथनिभानन ! | ૨૯ | ,, |
| ૩૬ | ,, | कनककान्तिधनुःशत० | ૨૯ | ,, |
| ૩૭ | ,, | जिनर्षभ ! प्रीणितभव्यसार्थ ! | ૭ | |
| ૩૮ | ,, | तत्त्वानि तत्त्वानि भूतेषु सिद्धं | ૨૮ | વ્યક્ષરયમક |
| ૩૯ | ,, | पात्वादिदेवो दश कल्पवृक्षः | ૨૯ | શ્લેષ |
| ૪૦ | ,, | प्रणम्यादिजिनं प्राणी | ૨૮ | |
| ૪૧ | ,, | यं सततमक्षमालोप० | ૩૦ | |
| ૪૨ | શ્રીવીતરાગસ્તોત્ર | जयन्ति पादा जिननायकस्य | ૧૬ | |
| ૪૩ | શ્રીઅર્હદાદિસ્તોત્ર | मानेनोर्वी व्यहृत परितो | ૮ | |
| ૪૪ | શ્રીપંચનમસ્કૃતિસ્તોત્ર | प्रतिष्ठितं तमःपारे | ૩૩ | |
| ૪૫ | શ્રીમન્ત્રસ્તોત્ર | स्वःश्रियं श्रीमदर्हन्तः | ૫ | |
| ૪૬ | પંચકલ્યાણકસ્તોત્ર | निलिम्पलोकायितभूतलं | ૮ | |
| ૪૭ | શ્રીગૌતમસ્વામિસ્તોત્ર | जम्मपवित्तिअसिरिमगगह० | ૨૫ | પ્રાકૃત |
| ૪૮ | ,, | श्रीमन्तं मगधेषु गोर्वर इति | ૨૧ | |
| ૪૯ | ,, | ॐ नमस्त्रिजगन्नेतुः | ૯ | મહામંત્રગર્ભિત |
| ૫૦ | શ્રીશારદાસ્તોત્ર | वाग्देवते ! भक्तिमतां | ૧૩ | ચરણ-સમાનતા |
| ૫૧ | શ્રીશારદાષ્ટક | ॐ नमस्त्रिजगद्वन्दितक्रमे ! | ૯ | |
| ૫૨ | શ્રીવર્ધમાનવિદ્યા | इय वद्धमाणविज्जा | ૧૭ | |
| ૫૩ | સિદ્ધાન્તાગમસ્તોત્ર | नत्वा गुरुभ्यः | ૪૬ | |
| ૫૪ | આજ્ઞાસ્તોત્ર | नयगमभंगपहाणा | ૧૧ | પ્રાકૃત |
| ૫૫ | શ્રીજિનસિંહસૂરિસ્તોત્ર | प्रभुः प्रदद्यान्मुनिपाक्षिपक्षे– | ૧૩ | ચરણ-સામ્ય |
| ૫૬ | મંગલાષ્ટક | नतसुरेन्द्र ! जिनेन्द्र ! | ૯ | ચોવીસ જિનોનાં નામ-ગર્ભિત |

આ પૈકી થોડાંક સ્તોત્રો **કાવ્યમાલાના** સપ્તમ ગુચ્છકમાં પ્રસિદ્ધ થયેલાં છે, જ્યારે કેટલાંક **પ્રકરણ-રત્નાકરના** બીજા અને ચોથા ભાગમાં દૃષ્ટિ-ગોચર થાય છે. વળી કેટલાંક સ્તોત્રો તો અનુવાદ સહિત 'જૈનસ્તોત્ર તથા સ્તવનસંગ્રહ' એ પુસ્તકમાં પ્રકટ થયેલાં નજરે પડે છે. પરંતુ સ્તોત્રોનો મોટો ભાગ હજી અપ્રસિદ્ધ છે એટલુંજ નહિ, કિન્તુ કેટલાંક તો અનુપલભ્ય હોય એમ સંભળાય છે. ખરેખર આ વાત સાચી હોય તો એ જાણીને કયા મનસ્વીને દુઃખ નહિ થાય ? કેમકે અપૂર્વ સ્તોત્રો રચવાની વાત તો દૂર રહી, પરંતુ આવા પ્રાચીન સાહિત્યનું સંરક્ષણ કરવા જેટલું પણ કાર્ય જૈન સમાજ ન કરી શકી એ ખેદજનક કથની છે.

અન્ય આચાર્યોની જેમ સંસ્કૃત, પ્રાકૃત તેમજ અપભ્રંશ ભાષામાં સ્તુતિ-સ્તોત્રો રચવા ઉપરાંત તેમણે [1]**ઋષભદેવસ્તોત્ર** [2]ફારસી ભાષામાં રચ્યું છે. આ એમની ભાષા પરત્વેની ઉદારતા સૂચવે છે, કેમકે સંકુચિત દૃષ્ટિવાળા પૂર્વકાલીન વિપ્રો તો આ ભાષાનો ઉચ્ચાર કરતાં પણ અભડાતા એમ નીચે મુજબના શ્લોકાર્ધ ઉપરથી જોઈ શકાય છેઃ—

"न वदेद् यावनीं भाषां, प्राणैः कण्ठगतैरपि"

આવી ભાષાવિષયક ઉદારતા ઉપરાંત પર-મત-મીમાંસા પરત્વેની જૈનાચાર્યની ઉદારતા તો મુક્ત કંઠે પ્રશંસા કરવા યોગ્ય છેજ. આ અતિશયોક્તિ નથીજ, કેમકે એ વાત શ્રીહરિભદ્ર-સૂરિકૃત **શાસ્ત્રવાર્તાસમુચ્ચય, યોગદૃષ્ટિસમુચ્ચય** પ્રમુખ ગ્રન્થોના નિરીક્ષકોથી અજાણી નથી.

**અલ્લાઉદ્દીનના** સમકાલીન આ જૈનાચાર્યે એ બાદશાહની પછી ગાદીએ આવેલા **મહમૂદ-શાહના** દરબારમાં જઇને બાદશાહને પોતાની વિદ્વત્તાથી ચમત્કૃત કરી જૈન ધર્મ તરફ આકર્ષી તેમની સહાનુભૂતિ સંપાદન કરી જૈન મંદિરોનું ધર્માન્ધ મુસલમાનોથી રક્ષણ કર્યું હતું.

આવી રીતે જૈન શાસન તેમજ જૈન સાહિત્યની અનુપમ સેવા બજાવવા બદલ **શ્રીજિનપ્રભ-સૂરિને** ખરેખર અભિનન્દન ઘટે છે. તેઓ વિશેષ ધન્યવાદને પણ પાત્ર છે, કેમકે તેઓ ગચ્છ-મમતારૂપ મોહિનીથી અંજાયા હતા નહિ એટલુંજ નહિ, પરંતુ ગુણાનુરાગી હોઇ કરીને તેમણે પોતે રચેલાં સાતસે સ્તોત્રો તપાગચ્છીય **શ્રીસોમતિલકસૂરિને** અર્પણ કર્યાં હતાં (જુઓ પૃ૦ ૩૨). વળી કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રસૂરિએ** રચેલી **શ્રીમહાવીર** પ્રભુની સ્તુતિરૂપ એવી **અન્યયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકાની** [3]**સ્યાદ્વાદમંજરી** નામની ટીકા રચવામાં તેના કર્તા

---

૧ આના પ્રથમ પદ્ય (સટીક)નો **શ્રીશોભન** મુનીશ્વરકૃત **સ્તુતિ-ચતુર્વિંશતિકાની** ભૂમિકા(પૃ૦ ૩૨-૩૩)માં મેં ઉલ્લેખ કર્યો છે. આ સમગ્ર સ્તુતિ ટીકા સહિત 'જૈન સાહિત્ય સંશોધક'માં પ્રસિદ્ધ થનાર છે એમ સાંભળવામાં આવ્યું હતું તે વાત ખરી પડી છે એટલે હવે આથી તેને સત્વર પ્રસિદ્ધ કરવાનો મારો વિચાર માંડી વાળું છું.

૨ આ ભાષામાં રચાયેલું અને **दोस्ती स्वांद्**થી શરૂ થતું અને એક પદ્યનું સ્તોત્ર **શ્રીજિનભદ્રસૂરિએ** રચ્યું છે એમ ઉપર્યુક્ત **શ્રીશોભન-સ્તુતિની** ભૂમિકા ( પૃ. ૩૨ )માં મેં ઉલ્લેખ કર્યો છે, પરંતુ પ્રવર્તકજીવાળી અન્ય પ્રતિમાં તેના કર્તા તરીકે **શ્રીજિનપ્રભસૂરિનું** નામ નજરે પડે છે.

૩ આ ગ્રન્થ શક સંવત્ ૧૨૧૪ (વિ. સં. ૧૩૪૯)માં દીવાલીને દિવસે શનિવારે પૂર્ણ કરવામાં આવ્યો હતો.

નાગેન્દ્રગચ્છીય [1]શ્રીમલ્લિષેણસૂરિને આ ખરતરગચ્છીય **શ્રીજિનપ્રભસૂરિએ** સહાયતા કરી હતી. આ વાતની **સ્યાદ્વાદમંજરી**ની પ્રશસ્તિમાં આપેલાં નિમ્ન-લિખિત પદ્યો સાક્ષી પૂરે છે:—

" नागेन्द्रगच्छगोविन्द-वक्षोऽलङ्कारकौस्तुभाः ।
ते विश्ववन्द्या नन्द्यासु–'उदयप्रभ'सूरयः ॥ ६ ॥
श्री'मल्लिषेण'सूरिभिरकारि तत्पदगगनदिनमणिभिः ।
वृत्तिरियं मनुरवि( १२१४ )मितशाकाब्दे दीपमहसि शनौ ॥ ७ ॥
श्री'जिनप्रभ'सूरीणां, साहाय्योद्भिन्नसौरभा ।
श्रुतावुत्तंसतु सतां, वृत्तिः ' स्याद्वादमञ्जरी ' ॥ ८ ॥ "

આ વાતની તેમણે રચેલી **નમિઊણસ્તોત્રની અભિપ્રાયચંદ્રિકા** નામની વૃત્તિમાંના તેમજ **અજિતશાન્તિસ્તવ**ની વૃત્તિમાંના નિમ્ન-લિખિત પદ્યગત ( વિ. સં. ૧૩૬૫ ) રચના-સમય સાક્ષી પૂરે છે:—

" संवद्विक्रमभूपतेः शरऋतुदर्चिःशशाङ्कैर्मिते
पौषस्यासितपक्षभाजि शशिना युक्ते द्वितीयातिथौ ।
श्रीमान् श्री'जिनसिंह'सूरिसुगुरोः पादाब्जपुष्पन्धयः
पुर्यां दाशरथे'र्जिनप्रभ'गुरुर्जग्रन्थ टीकामिमाम् ॥ १ ॥ "

આ ઉપરથી તેઓ શ્રીજિનસિંહસૂરિના શિષ્ય થાય છે એ વાત પણ જાણી શકાય છે.

સાતસે સ્તોત્રોના કર્તા તરીકે સુપ્રસિદ્ધ આ **શ્રીજિનપ્રભસૂરિના** ચરિત્રની રૂપરેખા **શ્રીસોમધર્મગણિએ** પોતે રચેલી **ઉપદેશ-સપ્તતિકા**( અ૦ ૩, ઉ૦ ૫ )માં આલેખી છે. સૌથી પ્રથમ આ સૂરિજીને ઉદ્દેશીને એમ કહેવામાં આવ્યું છે કે—

" दन्तविश्वमिते वर्षे श्री'जिनप्रभ'सूरयः ।
अभूवन् भूभुतां मान्याः, प्राप्त'पद्मावती'वराः ॥ १ ॥ "

અર્થાત્ રાજાઓને માન્ય અને શ્રીપદ્માવતી દ્વારા જેમને વરદાન મળ્યું છે એવા **શ્રીજિનપ્રભસૂરિ ૧૩૩૨** મા વર્ષમાં થયાં. અત્ર 'વિશ્વ' ચૌદ નહિ પણ તેર સંખ્યાવાચક છે.[2] **ઉપદેશ૦**માં તેમની યન્ત્ર-તન્ત્ર શક્તિનો આબેહુબ ચિતાર આપવામાં આવ્યો છે. જેમકે યોગિનીપુરમાંના

---

૧ શ્રીમલ્લિષેણસૂરિ આરમ્ભસિદ્ધિ, ધર્માભ્યુદય કાવ્ય, ઉપદેશમાલાકર્ણિકાવૃત્તિ પ્રમુખ ગ્રન્થોના કર્તા શ્રીઉદયપ્રભસૂરિના શિષ્ય થાય છે, જ્યારે કલિકાલગૌતમ એવા બિરૂદધારી શ્રીહરિભદ્રસૂરિના શિષ્ય શ્રીવિજયસેનસૂરિના તેઓ પ્રશિષ્ય થાય છે.

૨ આ હકીકતનું સંદેહવિષૌષધિના નિમ્ન-લિખિત પદ્યથી સમર્થન થાય છે:—

" सूरीन्द्रस्यान्वये जातो, नवाङ्गीवृत्तिवेधसः ।
श्रीजिनेश्वरसूरीणां, पौत्रः पात्रमवेधसः ॥ १ ॥
पुत्रः श्रीमज्जिनसिंह-सूरीणां रीणरेफसाम् ।
जग्रन्थ ग्रन्थमेतं श्री-जिनप्रभमुनिप्रभुः ॥ २ ॥
वैक्रमेऽस्ति कलाविश्व-देवसङ्ख्येऽनुवत्सरे । "

તેમના ચાતુર્માસ દરમ્યાન તેમણે મ્લેચ્છોના આક્રમણથી પીરોજ સુલતાન (પીરોજશાહ?)નું કેવી રીતે વિજય-યન્ત્ર દ્વારા રક્ષણ કર્યું એ વાત, અન્યદા ગુજરાતમાં જવાની ઈચ્છાવાળા આ સુલતાનની સાથે જતાં સૂરિજીએ વટ વૃક્ષને પોતાની સાથે કેવી રીતે ચલાવ્યો તેમજ સુલતાનને વન્દન કરાવીને સ્વસ્થાને પહોંચાડ્યો એ હકીકત, મરૂસ્થલીમાં નિર્ધનતાનો નિવાસ જોઈ ત્યાંના પ્રત્યેક પુરૂષને તેમણે પાંચ દિવ્ય વસ્ત્રો અને પ્રત્યેક પ્રમદાને બે સુવર્ણ ટંક અને સાડી આપી એ બીના, ત્યાર બાદ જંઘરાલ નગરમાં તપાગચ્છીય શ્રીસોમપ્રભસૂરિ સાથેનો તેમનો સમાગમ, વિદ્યાબળથી ઉંદરોનું આકર્ષણ અને ચોરેલી સાધુની સિદ્ધિકા (?)ની પુનઃ પ્રાપ્તિ ઇત્યાદિ ચમત્કાર, સુલતાન સાથે શત્રુંજય ગિરિની યાત્રા કરતી વેળાએ રાયણના ઝાડમાંથી દૂધની વૃષ્ટિ તથા તેવી રીતે ગિરિનાર ગિરિની પણ યાત્રા કરી તેમનું યોગિનીપુરમાં આગમન, ત્યાં સુલતાનની ટોપી એક વિદ્યાસિદ્ધે અદ્ધર ઉડાવી તેને રજોહરણ વડે ભૂમિ ઉપર આણીને તથા બીજે દિવસે જળપૂર્ણ ઘટ જે ઊંચે જઈ રહ્યો હતો તેના કકડા કરી નાંખ્યા પરંતુ પાણીને મન્ત્ર વડે સ્તંભિત કરી રાખ્યું ઇત્યાદિ આશ્ચર્યજનક ઘટના.

અંતમાં સૂરિજીને ઉદ્દેશીને એમ કહ્યું છે કે—

"इत्यादिनानाप्रवरप्रभावना-भरैः सुरत्राणमपि व्यबूबुधत् ।
स्तोत्राणि यः सप्तशतीमितानि च, ग्रन्थांश्च जग्रन्थ बहूपकारिणः ॥ ४९ ॥"

દક્ષિણવિહારી મુનિરત્ન શ્રીઅમરવિજયના જ્ઞાનભંડારની શ્રીપાદલિપ્તસૂરિકૃત ચાર ગાથાના શ્રીવીર-સ્તવની અવચૂરિની પ્રતિના નિમ્ન-લિખિત—

"इति श्रीजिनप्रभसूरिभिः संवत् १३८० वर्षे कृतायाः श्रीवीरस्तववृत्तेः संक्षिप्ताऽवचूरिः"

—ઉલ્લેખ ઉપરથી જણાય છે કે આ સૂરિવરે શ્રીવીરસ્તવની વૃત્તિ રચી હોવી જોઈએ.

ચુનીજીના ભંડારની ગુણસ્થાનપ્રકરણટીકાની હસ્તલિખિત પ્રતિના અંતમાંના નીચે મુજબના ઉલ્લેખમાં જે જિનપ્રભ નામ નજરે પડે છે, તે પ્રસ્તુત શ્રીજિનપ્રભસૂરિ હોય તો તેમની શિષ્ય-પરંપરા વિ. સં. ૧૬૩૧ સુધી તો ચાલી આવી હતી એમ ભાસે છે.

"संवत् १६३१ वर्षे ज्येष्ठ वदि १२ बुधदिने सिद्धियोगे लिपि( खि )तं श्रीखरतरगच्छे जिनप्रभसूरिसन्ताने वा. श्रीश्री २ भारतीचंद तत्सि( च्छि )ष्य लि. भानुतिलक ॥"

અત્ર એમના સંબંધમાં વિશેષ ઊહાપોહ ન કરતાં તેમને સવિનય પ્રણામ કરતો હું આ પ્રકરણ પૂર્ણ કરૂં છું.

આ પ્રમાણે ભૂમિકા પૂર્ણ થાય તે પૂર્વે, યમકમય કાવ્યોથી કશો લાભ નથી, એ ખાલી કાલ-ક્ષેપ છે, એમાં શબ્દ-રમત સિવાય કશું નથી, વગેરે ઉદ્ગારો કાઢી કેટલાક સુજ્ઞ જનો આવાં કાવ્યોને 'અધમ' ગણવા ઉશ્કેરાઈ જાય છે, તેમનું સવિનય ધ્યાન ખેંચવા માટે નિમ્ન-લિખિત નિવેદન કરવું હું ઉચિત સમજું છું.

### યમકનો પ્રયોગ—

યમકબદ્ધ કાવ્યો પરત્વે શ્રીરુદ્રટકૃત કાવ્યાલંકારના શ્રીનમિસાધુકૃત ટિપ્પણ (પૃ૦ ૩૫)માં એવો ઉલ્લેખ છે કે યમક, શ્લેષ અને ચિત્રોને રસમય-ખાસ કરીને શૃંગાર અને કરૂણ રસમય

કાવ્યમાં સ્થાન આપવાથી રસભંગ થાય છે. વિશેષમાં એ સંબંધમાં "अभिधानमात्रमेतद् गड्डरिकादिप्रवाहो वा" એવો સાક્ષીભૂત પાઠ પણ ત્યાં રજુ કરવામાં આવ્યો છે. છતાં એ ન ભૂલવું જોઇએ કે 'प्रयोगस्तु तेषां खण्डकाव्येषु देवतास्तुतिषु रणवर्णनेषु च" એમ કહી ટિપ્પણકાર યમકાદિનો પ્રયોગ ખણ્ડ-કાવ્યોને વિષે, દેવતાની સ્તુતિઓમાં તેમજ યુદ્ધના વર્ણનોમાં અસ્થાને નથી એવો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે. આથી સમજાય છે કે આ ગ્રન્થ મુખ્યત્વે કરીને જિનેશ્વરોની સ્તુતિરૂપ હોવાથી અત્ર યમકનો પ્રયોગ સમુચિતજ છે. વિશેષમાં જોકે નાટક, કથા તથા આખ્યાયિકામાં આને માટે અલ્પ અવકાશ છે, પરંતુ સર્ગ-બંધોમાં-મહાકાવ્યોમાં એને સારૂ વિશેષ અવકાશ છે. આ વાત **કાવ્યાલંકાર** ( અ૦ ૩ )ના નિમ્ન-લિખિત અન્તિમ પદ્યમાં ઝળકી ઊઠે છેઃ—

" इति यमकमशेषं सम्यगालोचयद्भिः
सुकविभिरभियुक्तैर्वस्तु चौचित्यविद्भिः ।
सुविहितपदभङ्गं सुप्रसिद्धाभिधानं
तदनु विरचनीयं सर्गबन्धेषु भूम्ना ॥ ५९ ॥ "

આથી ભૂમિકા સમાપ્ત થાય છે ખરી, પરંતુ પૂજ્યપાદ પ્રવર્તક મુનિવર્ય શ્રી**કાન્તિવિજય**ના જ્ઞાનભંડારની સ્તુતિ-સ્તોત્રો સંબંધી કેટલીક [1]પ્રતિઓ, સ્વર્ગસ્થ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી**વિજયધર્મ**સૂરિએ એકત્રિત કરેલ **પ્રશસ્તિ-સંગ્રહ** ઇત્યાદિમાંથી કેટલીક નિમ્ન-સૂચિત

## વિશેષ હકીકત

મળી આવે છે એટલે તેનો અત્ર ઉલ્લેખ કરવો અસ્થાને નહિ ગણાય.

સૌથી પ્રથમ તો ભૂમિકાના ૧૭ મા પૃષ્ઠગત પ્રથમ ટિપ્પણને પુષ્ટ કરનારાં પદ્યો રજુ કરવામાં આવે છે.

( १ ) " [2]जिनशासनभासनभासुरभानुसमान ! सुरसुन्दरसेवित ! वृषभ ! जिनौघप्रधान ! ।
परमागमसम्मतनयधनरत्ननिधान ! श्रेयःश्रियमर्पय कमलविजयाप्रियदान ! ॥ " १-४ ॥

( २ ) " जय नेमिजिनेश्वर ! समुदयसमयाचार ! यतनाहुतपातक ! केवलकमलागार ! ।
वन्दारुसुरासुरविपुलविलासविहार ! तीर्थङ्करपदकजपुष्पन्धयमन्दार ! ॥ " १-४ ॥

( ३ ) " वासवस्तुतपदो महामहा भक्तदत्तविलसन्महापदः ।
वागुपासितसमस्तमाजिनः स्वामिनो विदधतो सुखश्रियम् ॥ " १-४ ॥

---

૧ આ પ્રતિઓ તેમના શિષ્યરત્ન મુનિરાજ શ્રી**ચતુરવિજય** દ્વારા મળી હતી, તે બદલ હું તેમનો આભારી છું.

૨ આ તેર સ્તુતિઓ પૈકી પહેલીમાં શ્રી**ઋષભદેવ**ની, બીજીમાં શ્રી**નેમિનાથ**ની, ત્યાર પછીની ચોથી અને પાંચમીમાં શ્રી**પાર્શ્વનાથ**ની, ત્યાર પછીની ૬ થી ૧૧ સુધીમાં શ્રી**મહાવીર**ની, બારમીમાં શ્રી**સીમંધરસ્વામી**ની અને તેરમીમાં શ્રી**સિદ્ધચક્ર**ની મુખ્યતા છે. વિશેષમાં દશમી અને અગ્યારમી સ્તુતિમાં શ્રી**ગૌતમસ્વામી** પણ પ્રધાન પદ ભોગવે છે. આ બધી સ્તુતિઓના કર્તાની ખબર નથી, કિન્તુ પહેલી, બીજી, પાંચમી, છઠ્ઠી, દશમી, અગ્યારમી, બારમી અને તેરમીના કર્તા શ્રી**વિજયસેન**સૂરિના શિષ્ય શ્રી**કમલવિજય** છે.

(४) " कल्याणानि समुल्लसन्ति जगतां दारिद्र्यविद्रावण-
द्राघीयःपदवीप्रबर्हघटनाकल्याणकल्पद्रुमात् ।
कल्याणप्रगुणीभवत्प्रवचनश्रीसिद्धसारस्वत-
श्रीमत्पार्श्वजिनेश्वरस्मरणतः कल्याणमाहात्म्यतः ॥ " १-४ ॥

(५) " सकलजिनराजकोटीरहीराङ्कुरं, पार्श्वपरमेश्वरं समयकमलाकरम् ॥
स्मरत कंसारिपुररत्नतिलकोत्तरं, विजयलक्ष्मीवरं नीलरुचिसुन्दरम् ॥ " १-४ ॥

(६) " कमलदललोचनं विमलकुलरोचनं, भजत भयभञ्जनं भुवनजनरञ्जनम् ।
समयमभिवन्दितं त्रिजगतीजीवनं, वीरमर्हद्गुणं शासनस्वामिनम् ॥ " १-४ ॥

(७) " वीर ! देवव्रजाराध्ययक्ष ! सिद्धान्ततत्त्ववित् ! ।
श्रीमद्विजयसेनाख्य ! कुरु भद्रं महोदयम् ॥ " १-४ ॥

(८) " श्रीवर्धमान ! प्रभुताऽभिराम ! श्रीतीर्थराजः शिवशूचिवाचः ।
सर्वानुभूतिप्रभवः प्रसर्पत्-सौख्यं प्रकर्षं ददतां जनानाम् ॥ " १-४ ॥

(९) " श्रीवर्धमान ! जय ! सर्वजिनेशसिद्ध-सिद्धान्तगोमुखहिमद्युतिकान्तिकान्त-।
सौवर्णवर्णवरदेहसमुल्लसच्छ्री-लावण्यतोषितसुधीजनलोचनाली ॥ " १-४ ॥

(१०) " जिनशासनभासन ! श्रीगौतमगणधर ! गुणनिधान ! ।
जिनसमुदयसमयसुरप्रधान ! । जय दीपालीध्येयाभिधान ! ॥ " १-८ ॥

(११) " जय जय करमङ्गलदीपक ! जिनवरवीर ! वीर ! श्रीगौतमगणधर ! ।
भवदवनीरदनीर ! प्रवचन जनसमुदयसुन्दर ! सुरकोटीरदीपालीकमलामालतिलकवरवीर !" १-८

(१२) " सीमन्धरभूधरबन्धुरसिन्धुरचारी सर्वज्ञसुधाकरप्रकरप्रभुताधारी ।
सभयामयवारणनिष्कारणमुपकारी जय शासन ! सुरवरकमलविजय ! जयकारी ॥ " १-४ ॥

(१३) " जगतीजनजीव ! सिद्धचक्र ! कमनीयप्रवचन ! जिनपुङ्गवसिद्धचक्रगणनीय ! ।
जय सूरिपुरन्दरवाचकमुनिमहनीय ! दर्शनात्रिक ! तपसा कमलविजयभजनीय ! ॥ " १-४ ॥

વિશેષમાં જેમ એકજ પદ્ય ચાર સ્તુતિઓની ગરજ સારે છે તેમ બબ્બે અક્ષરવાળા ' શ્રી છંદમાં રચાયેલી સ્તુતિઓ નીચે મુજબ મળી આવે છે.

(१४) " दद्यादर्हन् शान्तिः शान्तिं १ सार्वस्तोमं स्तौम्यस्ताघम् । २
सिद्धान्तः स्ताज्जैनो मुक्त्यै ३ निर्वाणी वो विघ्नं हन्यात् ॥ ४ ॥ "

(१५) " नेमिं नाथं वन्दे बाढं १ सर्वे सार्वाः सिद्धिं दद्युः २ ।
जैनी वाणी सिद्ध्यै भूयात् ३ वाणी विद्यां दद्याद् हृद्याम् ॥ ४ ॥ "

(१६) " नेमिनाथं वन्दे बाढं १ सर्वे सार्वाः शं मे दद्यात् २ ।
सार्वं वाक्यं कुर्यात् सिद्धिं ३ कल्याणं मे दद्यादम्बा ॥ ४ ॥ "

(१७) " पार्श्वः प्रभुः जीयान्नित्यं १ सार्वः सङ्घः दद्याच्छं मे । २
अर्हद्वाक्यं सिद्धिं दद्यात् ३ भद्रं नित्यं देयात् पद्मा ॥ ४ ॥ "

(૧૮) " वीरं हीरं सेवे भक्त्या १ सर्वेऽर्हन्तः शान्तिं कुर्युः । २
जैनं वाक्यं सिद्धिं दद्यात् ३ विद्यादेवी दद्यात् विद्याम् ॥ ४ ॥ "

૧૮ મા પૃષ્ઠમાં જે ચરણુસમાનતારૂપ યમકમય કાવ્યોની યાદી આપવામાં આવી છે. તેમાં નીચે મુજબ ઉમેરો થઇ શકે છેઃ—

| કાવ્યનું નામ | કર્તા | છંદ | પદ્ય-સંખ્યા |
|---|---|---|---|
| (૧) [1]શ્રીચતુર્વિંશતિજિનસ્તોત્ર (સાવચૂરિ) | શ્રીજિનસુન્દરસૂરિ | રથોદ્ધતા | ૨૯ |
| (૨) [2] ,, (સાવચૂરિ) | શ્રીચારિત્રરત્નગણિ | અનુષ્ટુપ્ | ૨૯ |
| (૩) [3]શ્રીચતુર્વિંશતિજિનાદિસ્તોત્ર | શ્રીધર્મઘોષસૂરિ | અનુષ્ટુપ્ | ૩૯ |

૧૯ મા પૃષ્ઠમાં ચોવીસ સ્તુતિ-કદમ્બકો તરીકે જેનો ઉપયોગ થઇ શકે એવાં સ્તોત્રોમાં ૪૨મા પૃષ્ઠગત કેટલાંક સ્તોત્રોનો સમાવેશ થાય છે. આ ઉપરાંત નીચેનાંની નોંધ લેવી આવશ્યક છેઃ—

| કર્તા | છંદ | પદ્ય-સંખ્યા | વિશેષતા |
|---|---|---|---|
| (૧) [4]ઉપાધ્યાય શ્રીધર્મસાગરગણિ | દ્રુતવિલંબિત | ૨૯ | ત્રણ ત્રણ અક્ષરોની પુનરાવૃત્તિ |
| (૨) [5]શ્રીચારિત્રરત્નગણિ | વસંતતિલકા | ૨૯ | પાદાન્તયમક |
| (૩) [6]કવિચક્રવર્તી શ્રીપાલ | અનુષ્ટુપ્ | ૨૯ | ચરણુ-સમાનતા |

પં૦ કેસરવિજયના ભંડાર (વઢવાણુ કૅમ્પ)ની વીરજિનસ્તુતિસ્વોપજ્ઞાવચૂરિની પ્રતિના અંતમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

---

૧ **સ્તોત્રસમુચ્ચય**માં પ્રસિદ્ધ થનાર આ સ્તોત્રનું આદ્ય પદ્ય નીચે મુજબ છેઃ—

" श्रीजिनर्षभ ! भवन्तमाश्रितो देव ! भव्यनयनाभिनन्दन ! ।
भूरिवैभवभरो भवी भवेद्देव भव्यनय ! नाभिनन्दन ! ॥ १ ॥ "

२ " यस्ते श्रीऋषभ ! स्तौमि, पदतामरसद्वयम् ।
स भुङ्क्ते परमानन्द-पदतामरसद्वयम् ॥ १ ॥ "

३ " जिनं यशः प्रतापास्त-पुष्पदन्तं समन्ततः ।
संस्तुवे यत्क्रमौ मोहं, पुष्पदन्तं समं ततः ॥ १ ॥ "

४ " ऋषभनम्रगतिर्दिविषद्द्रुमः समभवद् यदवेक्ष्य विधानतः ।
अहमपि प्रणमामि नुवामि ते प्रणतदेवतदेवपदाम्बुजम् ॥ १ ॥ "

५ " आनन्दनम्रसुरनायक ! नाभिजात ! भक्ताङ्गिसङ्घटितदिव्यकुनाभिजात ! ।
चित्ते ममैव भवभञ्जननाभिजात ! कस्त्वां शिवेच्छुरभिवाञ्छितनाभिजात ! ॥१॥ "

६ " भक्त्या सर्वजिनश्रेणि-रसंसारमहामया ।
स्तोतुमारभते वद्ध-रसं सारमहामया ॥ १ ॥ "

" संवत्१६६२वर्षे तपागच्छाधिराजभट्टारकश्रीहरिविजयसूरीश्वरपट्टालङ्कारभट्टारकश्रीविजयसेनसूरीन्द्रराज्ये पण्डितश्रीआनन्दविजयगणिचरणकमलालिना पण्डितमेरुविजयगणिना विरचिता चिरं नन्दतु "

આ ઉપરથી એ ફલિતાર્થ છે કે શ્રીચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિના કર્તા શ્રીમેરૂવિજયગણિ વિ. સં. ૧૬૬૨ સુધી તો વિદ્યમાન હતા. વળી તેમણે વીરજિનસ્તુતિ ( સ્વોપજ્ઞ અવચૂરિ સહિત ) રચી છે. આ સ્તુતિ અત્ર મુદ્રિત સ્તુતિનો એક અંશ છે કે સ્વતંત્ર કૃતિ છે તે જાણવું બાકી રહે છે.

શ્રીમેરૂસુન્દર મુનિરાજે રચેલ ભક્તામર સ્તોત્રના વાર્તા યુક્ત બાલાવબોધની રૉયલ એશિયાટિક સોસાયટી ( મુંબાઈ )ની હસ્ત-લિખિત પ્રતિના નિમ્ન-લિખિત ઉલ્લેખ—

" मुनिश्रीप्रेमविजयेन हर्षप्रमोदेन लिषिताः संवत् १७८३ वर्षे श्रीराजनगरे लिषितं सकलभट्टारकपू(पु)रंदरभट्टारकश्रीश्रीश्री१०८श्रीश्रीश्रीहीरविजयसूरि(री)श्वरचरणसेविपंडितश्रीश्रीश्रीआणंदविजयगणिशिष्यपंडितश्रीश्रीश्री१९( २० ? )श्रीश्रीश्रीमेरू(रु)विजयगणिशिष्यपं०महोपाध्यायश्रीश्री१९-श्रीलावण्यविजयगणिशिष्यपंडितश्री२१श्रीज्ञानविजयगणिशिष्यपं०श्रीवृद्धिविजयगणिपं०श्रीनयविजयगणिशिष्यपं०शुभविजयगणिशिष्यमुनिप्रेमविजय( येन ) लिषितं "

—ઉપરથી શ્રીમેરૂવિજયની શિષ્ય-પરંપરા નીચે મુજબ તારવી શકાય છે.




ઉપર્યુક્ત પ્રશસ્તિસંગ્રહમાંની નિમ્ન-લિખિત પ્રશસ્તિ આ વાતનું સમર્થન કરે છે—

---

૧ આ મુનીશ્વરે વાચક શ્રીધર્મવિજયની જેમ શ્રીશુભવિજયગણિકૃત કાવ્યકલ્પલતાવૃત્તિમકરન્દ નામનો ગ્રન્થ શોધ્યો છે. આ વાત પ્રો. પિટર્સનના છટ્ઠા રિપૉર્ટ ( પૃ૦ ૨૬ )ગત નિમ્નલિખિત પદ્ય ઉપરથી જોઈ શકાય છે:—

" ततश्च पण्डितोत्तंस-मेरुविजयकोविदाः ।
तच्छिष्यैः शोधिता, प्राज्ञलावण्यविजयाभिधैः ॥ १३ ॥ "

"तत्पट्टेऽभूत् प्रभूतश्री-र्विजयप्रभसूरिराट् ।
शुद्धाचारविचाराणां, यः प्रवर्तयिता भृशम् ॥ ८ ॥—अनु०

तत्पट्टेऽभूत् प्रकटमहिमा भूरिधामा सुनामा
श्रीमान् धीमान् सुभुवि विजयाद् रत्नसूरीश्वराख्यः ।
आयन् साहिः सुवचनगुणै रञ्जितश्चामरेशो
हर्षान् मेपानथ च महिषान् मोचयामास भक्त्या ॥ ९ ॥—मन्दाक्रान्ता

तत्पट्टे विजयक्षमाभिधगुरुः पट्टाभिषेकं दधद्
धीमान् श्रीउदयापुरीयकसुसङ्घेनैव सन्निर्मितं
भक्त्याऽनेकनमद्विवेकिजनतानन्दप्रदः सम्पदा-
माधारो विजयी सदा विजयतां सूरीश्वरो भूतले ॥ १० ॥—शार्दूल०

श्रीहीरविजयसूरेः शिष्य-श्चानन्दविजय इत्यासीत् ।
तच्छिष्योऽभून्मेरु-विजयाख्यः पण्डितप्रवरः ॥ ११ ॥—आर्या०

लावण्यविजयाख्यास्तच्छिष्याः सद्वाचकोत्तमाः ।
तेषां शिष्योऽभवज्ज्ञानविजयो विजयालयः ॥ १२ ॥

शिष्यस्तदीयो विकसद्विशेष-धियो नयादिविजयो जयीह ।
शिशुः शुभादिविजयस्तदीयो-ऽलिखन्मुदा चित्रचरित्रमेतत् ॥ १३ ॥

श्रीविजयक्षमासूरीश्वरराज्ये रचितमेतदतिसुगमम् ।
श्रीश्रीपालचरित्रं शुभविजयेनोदयाख्यपुरे ॥ १४ ॥

वेदर्षिसंयमभिदा( १७७४ )निवेदिताख्यस्य शस्यवर्षस्य
विरचिततम( तमा ? )श्विनमासोज्ज्वलदशमीदिवस एवैतत् ॥ १५ ॥"

અત્ર એ ધ્યાનમાં લેવા જેવી વાત છે કે જેસલમેરના ભંડારમાં વિ. સં. ૧૬૫૯ માં (પૃ. ૨૪) **નલાયન**ની પ્રતિ મૂકનારા **શ્રીઆનન્દવિજયગણિ** તો **શ્રીવાનરર્ષિ**ના શિષ્ય થાય છે[1], જ્યારે આ **શ્રીઆનન્દવિજય** તો **શ્રીહીરવિજયસૂરિ**ના શિષ્ય છે. વળી નિમ્ન-લિખિત પ્રશસ્તિના અંતમાં તો એવો ઉલ્લેખ છે કે—

---

૧ **ગચ્છાચાર** પ્રકીર્ણકની વિ. સં. ૧૬૩૪ માં રચાયેલી ટીકાની ૪૬૪ મી પ્રશસ્તિમાં પણ **શ્રીઆનન્દવિજયગણિ** નામના **શ્રીવિજયવિમલ (વાનરર્ષિ)**ને શિષ્ય હતા એ વાત દૃષ્ટિગોચર થાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"शिष्यो भूरिगुणानां युगोत्तमानन्दविमलसूरीणाम् ।
निर्मितवान् वृत्तिमिमामुपकारकृते विजयविमलः ॥ ७४ ॥

कोविदविद्याविमला विवेकविमलाभिधाश्च विद्वांसः ।
आनन्दविजयगणयो[:] विचिन्तयन्तो गुरोम(र्भ)क्तिम् ॥ ७५ ॥"

આ ઉપરથી એ પણ જોઈ શકાય છે કે **શ્રીઆનન્દવિજયગણિ**નું અપર નામ **વિવેકવિમલ** હતું.

" सकलभट्टारकपुरन्दरश्रीश्री१०८श्रीविजयमा( दा ? )नसूरीश्वरशिष्यश्रीपं०श्रीपं०आणं (नं)दविजयगणिशिष्यखुसालविजयवाचनार्थं । लषीतं आमोदनगरमध्ये लिपीकृतम् ।"

અર્થાત્ આમાં શ્રીઆનન્દવિજયગણિનો નિર્દેશ કરવામાં આવ્યો છે, પરંતુ તેમને તો શ્રીવિજયમા(દા?)નસૂરીશ્વરના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે.

૨૯ મા પૃષ્ઠમાં લઘુસ્તોત્રના વૃત્તિકારનું સોમતિલક નામ સૂચવવામાં આવ્યું હતું. એના સંબંધમાં લઘુસ્તવટીકાની પ્રશસ્તિમાં લખ્યું છે કે—

" जाता(तो) नवाङ्गीविवृतेर्विधातु-रनुक्रमेणाभयदेवसूरिः ।
युगप्रधाना गुणशेषराह्वाः-सूरीश्वराः सम्प्रति तस्य पट्टे ॥ १ ॥
श्रीसिंहसूरि(सङ्घतिलक ?)स्तच्चरणाम्भोजोल्लेखनमरालः ।
श्रीसोमतिलकसूरिल(र्ल)घुस्तव(वं) व्यधित वृत्तिमिमाम् ॥ २ ॥
मुनिनन्दगुणक्षोणी( १३९७ )मिति(ते) विक्रमवत्सरे ।
कृता धृता घटीपुर्यामाचन्द्रार्कं प्रवर्तताम् ॥ ३ ॥"

અર્થાત્ શ્રીસોમતિલકસૂરિ એ શ્રીસિંહ(?)સૂરિના ભક્ત (શિષ્ય) છે અને તેઓ નવાંગી વૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિની પરંપરામાં થયેલા છે. આથી તેઓ સાધારણજિનસ્તુતિના કર્તાથી ભિન્ન છે.

'घात्याघे'થી શરૂ થતું ભોજયગર્ભિત [1]સ્તોત્ર તેમજ તેની અવચૂરિના કર્તા પણ શ્રીસોમતિલકસૂરિ છે. પરંતુ તેઓ પ્રસ્તુત છે કે નહિ તેનો નિર્ણય કરવો બાકી રહે છે. કિન્તુ સ્તોત્ર-સમુચ્ચય (પૃ. ૧૧૪-૧૧૬)ગત ચતુર્વિંશતિજિનસ્તવન તો શ્રીસોમપ્રભસૂરિના શિષ્ય શ્રીસોમતિલકસૂરિએ રચેલું છે, એ વાત એના [2]અન્તિમ પદ્યના પહેલાં ત્રણ ચરણોના ત્રીજા ત્રીજા, સત્તરમા સત્તરમા, છઠ્ઠા છઠ્ઠા અને ચૌદમા ચૌદમા વર્ણો એકત્રિત કરતાં 'श्रीसोमतिलकसूरिविरचितं' એવું જે બાર વર્ણાત્મક પદ ઉદ્‌ભવે છે તેથી સિદ્ધ થાય છે.

૩૧ મા પૃષ્ઠમાં શ્રીધર્મઘોષસૂરિકૃત અષ્ટયમકમય 'जयवृषभ०'થી શરૂ થતી સ્તુતિના [3]વૃત્તિકાર તરીકે શ્રીસોમતિલકસૂરિનું નામ સૂચવતાં તે સંદેહાત્મક હકીકત જણાવી હતી.

---

૧ જુઓ શ્રીશોભન-સ્તુતિની સંસ્કૃત ભૂમિકા (પૃ૦ ૨૦-૨૧).

૨ આ રહ્યું તે પદ્યઃ—

" यस्त्वां श्रीजिनसूदितोन्मदमनश्चौरः प्रणौति श्रमं
जित्वा सोढगरिष्ठकष्टदहनं रोचिष्णुभालद्युतम् ।
वृत्तामर्त्यपवित्रसम्भव ! पठन् कांतं विशं कः स्तवं
वन्द्याह्नाय भवान् जिनाः प्रददतामन्येऽपि तस्मै शिवम् ॥ १ ॥"

૩ આ વૃત્તિના પ્રારંભમાં નિમ્ન-લિખિત બે પદ્યો છે (જુઓ ઉપર્યુક્ત રિપોર્ટ, પૃ૦ ૩૧૧):—

" श्रेयःश्रीवरदं जिनौघमनघं प्रणम्य विवृणोमि ।
यमकैरलङ्कृतयतीर्जिनस्तुतीः स्वपरहितकृतये ॥ १ ॥
तास्वष्टाविंशतिः स्पष्टा मालिनीच्छन्दसाऽङ्कुताः ।
अष्टाष्टयमकै रम्या वर्णयुग्मविनिर्मिताः ॥ २ ॥"

પરંતુ સંદેહ રાખવાનું કંઇ પ્રયોજન નથી એમ પ્રો. પિટર્સનના ત્રીજા રિપૉર્ટના ૩૧૨ મા પૃષ્ઠ ઉપર નીચે મુજબનો ઉલ્લેખ મળી આવતાં સમજાય છે:—

" श्रीदेवेन्द्रमुनीन्द्रपट्टमुकुटैः श्रीधर्मघोषाख्यया
ख्यातैः सूरिवरैर्विशिष्टकविभिश्चारित्रिभिर्ज्ञानिभिः ।
सङ्घाचार इति प्रसिद्धमहिमा सिद्धान्ततत्त्वाचित-
श्चक्रे ग्रन्थवरः परोपकृतये यैः कृतयत्नैर्भृशम् ॥ १ ॥
तस्यान्तिर्यतिपर्यन्त-विन्यस्तयमका इमाः ।
व्यरच्यन्त च यैरष्टा-विंशतिः स्तुतयोऽनघाः ॥ २ ॥
तच्छिष्यशेखरश्री-सोमप्रभसूरिपादपद्मालिः ।
श्रीसोमतिलकसूरि-स्तनुमतिरपि विवृतिमकृतेमाम् ॥ ३ ॥ "

વળી આ રિપૉર્ટના ૩૧૧ મા પૃષ્ઠગત નિમ્ન-લિખિત નિર્દેશ ઉપરથી તો એ પણ જોઇ શકાય છે કે પ્રથમ પરિશિષ્ટમાં આપેલી તેમની સાધારણજિનસ્તુતિની કૃતિ ઉપર તેમણે પોતે વૃત્તિ રચી છે.

" श्रीसोमतिलकसूरिः स्तुतिमेकामपि स्वयं रचिताम् ।
विवृणोति स्म चतुर्द्धा श्लेषवशात् स्वपरहितकृतये ॥ १ ॥ "

આ વૃત્તિના પ્રારંભિક પદ્યો વગેરે નીચે મુજબ છે ( જુઓ પૃ૦ ૩૧૦-૩૧૧ ):—

" ॐ नमः सिद्धम् । अर्हम् ।
श्रीमत्तीर्थपतीन् सर्वाननर्वाचीनचिन्मयान् ।
अद्वैतसंविदे वन्दे सानन्देन स्वचेतसा ॥ १ ॥
अधिकृत्य श्लेषमहं प्रकृतिप्रत्ययविभक्तिरचनाढ्यम् ।
एकामपि हि चतुर्द्धा विवृणोमि स्तुतिमिमां सु( स्व )कृताम् ॥ १ (२) ॥ "

અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહી ગણાય કે પ્રથમ પરિશિષ્ટમાં આપેલી આ સાધારણ-જિનસ્તુતિ શ્લેષ નામના અલંકારથી અલંકૃત છે. આ અલંકારનું લક્ષણ કાવ્યાલંકાર ( પૃ. ૩૬ )માં એમ આપવામાં આવ્યું છે કે—

" वक्तुं समर्थमर्थं, सुश्लिष्टाक्लिष्टविविधपदसन्धि ।
युगपदनेकं वाक्यं, यत्र विधीयेत स ' श्लेषः ' ॥ "

અર્થાત અર્થ ( અભિધેય )નું નિવેદન કરવામાં સમર્થ, સુશ્લિષ્ટ ( સમુચિત પ્રયોગવાળી ), કષ્ટકારી કલ્પનાથી રહિત તેમજ તિઙન્તાદિ વિવિધ પદોની સંધિથી યુક્ત એવું સમકાલે અનેક વાકયનું જ્યાં વિધાન થાય, ત્યાં ' શ્લેષ ' અલંકાર છે. આ અલંકારના ( ૧ ) વર્ણ, ( ૨ ) પદ, ( ૩ ) લિંગ, ( ૪ ) ભાષા, ( ૫ ) પ્રકૃતિ, ( ૬ ) પ્રત્યય, ( ૭ ) વિભક્તિ અને ( ૮ ) વચન આશ્રીને આઠ પ્રકારો પડે છે.[3] તે પૈકી અત્ર છેલ્લા ચાર પ્રકારો વિશેષતઃ દૃષ્ટિગોચર થાય છે, વાસ્તે એ ચારનાંજ લક્ષણો વિચારીશું.

---

૧-૨ પાઠાંતર માટે જુઓ ( પૃ૦ ૨૬૪ )

" सिध्यति यत्रानन्यैः सारूप्यं प्रत्ययागमोपपदैः ।
प्रकृतीनां विविधानां ' प्रकृति 'श्लेषः स विज्ञेयः ॥ २४ ॥

यत्र प्रकृतिप्रत्ययसंघातानां भवत्यनेकेषाम् ।
सारूप्यं प्रत्ययतः स ज्ञेयः ' प्रत्यय 'श्लेषः ॥ २६ ॥

सारूप्यं यत्र सुपां तिङां तथा सर्वथा मिथो भवति ।
सोऽत्र ' विभक्ति 'श्लेषो ' वचन 'श्लेषस्तु वचनानाम् ॥ २८ "

—કાવ્યાલંકાર ( અ. ૪ )

દ્વિતીય સ્તુતિમાં પ્રકૃતિ–શ્લેષ અને વચન–શ્લેષ એમ બે છે; તૃતીય સ્તુતિમાં વિભકિત શ્લેષ, લિંગ–શ્લેષ, શબ્દ–શ્લેષ અને અર્થ–શ્લેષ છે; અને ચતુર્થ સ્તુતિમાં પ્રકૃતિ, પ્રત્યય વગેરે સંબંધી શ્લેષ છે.

૩૧ મા પૃષ્ઠમાં प्रशस्ताशर्म०ની ટીકાનો અનુપલબ્ધ તરીકે નિર્દેશ કર્યો છે, પરંતુ હાલમાં મને પ્રવર્તક શ્રીકાન્તિવિજય તરફથી ચાર શ્લોકના આ સ્તોત્રવાળી તેમજ તેની શ્રીસોમતિલક-સૂરિકૃત વૃત્તિ ઉપરથી ઉદ્દ્ધૃત અવચૂરિવાળી એક પ્રતિ મળી આવી છે.

આ પ્રમાણે ભૂમિકા સમાપ્ત થાય છે એટલે અંતમાં સ્પષ્ટીકરણાર્થે જે જે ગ્રન્થોનો મેં ઉપયોગ કર્યો છે તેના પ્રયોજકોનો ધન્યવાદપૂર્વક ઉપકાર માનતો, વળી આ ગ્રન્થ તૈયાર કરવામાં જે જે વ્યક્તિઓએ મને અલ્પાંશે પણ મદદ કરી છે તેમને શાસન–દેવતા આત્મોન્નતિના શિખર ઉપર આરૂઢ થવામાં સહાયભૂત થાઓ એવી ભાવના ભાવતો તથા આ ગ્રન્થમાં જે ન્યૂનતા દષ્ટિ–ગોચર થતી હોય તે બદલ સાક્ષર–સમૂહની ક્ષમા યાચતો તેમજ તેમના તરફથી તદંશે સૂચના-ઓની આશા રાખતો હું વિરમું છું.

ભગતવાડી, ભૂલેશ્વર, મુંબાઈ.
વીર સંવત ૨૪૫૩.

સાહિત્યરસપિપાસુ
હીરાલાલ રસિકદાસ કાપડિયા.

---

૨૫ મું પદ્ય ૨૪ માના ઉદાહરણરૂપ છે; એવી રીતે ૨૭ મા પરત્વે સમજી લેવું.

श्रीमत्पण्डितमेरुविजयगणिविरचिताः

# ॥ श्री चतुर्विंशतिजिनानन्दस्तुतयः ॥

## १ श्रीऋषभजिनस्तुतयः ।

अथ श्रीनाभिनन्दनस्य स्तुतिः—

आनन्दमन्दिरमुपैमि तमृद्धिविश्व-
नाभेय ! देवमहितं सकलाभवन्तम् ।
लब्ध्वा जयन्ति यतयो भवयोधमादौ
'नाभेय'देवमहितं सकला भवन्तम् ॥ १ ॥

—वसन्ततिलका ( ८, ६ )

समस्तजिनवराणां स्मरणम्—

तं तीर्थराजनिकरं स्मर मर्त्य ! मुक्त
पद्मेक्षणं सुमनसां प्रमदा दरेण ।
वृष्टिं व्यधुर्विविधवर्णजुषां यदंह्रि-
पद्मेऽक्षणं सुमनसां प्रमदादरेण ॥ २ ॥

श्रीसिद्धान्तस्वरूपम्—

चित्ते जिनप्रवचनं चतुराः ! कुरुध्वं
सद्धेतुलाञ्छितमदो दितसाङ्गजालम् ।
यत् प्राणिनामकथयद् वरवित्तिलक्ष्मीं
सद्धेऽतुलां छितमदोदितसाङ्गजालम् ॥ ३ ॥

श्रीचक्रेश्वर्याः प्रार्थना—

सा मे चिनोतु सुचिरं चलचञ्चुनेत्रा
'चक्रेश्वरी' मतिमतान्तिमिरम्मदाभा ।
या हन्ति हेलिरुचिवद् विलसन्नितम्ब-
चक्रेश्वरी मतिमतां तिमिरं मदाभा ॥ ४ ॥ १ ॥

## २ श्रीअजितजिनस्तुतयः ।

अथ श्रीअजितनाथस्य स्मरणम्—

सद्युक्तिमुक्तितरुणीनिरतं निरस्त-
रामानवस्मरपरं जितशत्रुजातम् ।
अन्तर्जवेन 'विजया'ङ्गजमात्तधर्म्म-
रा मानव ! स्मर परं 'जितशत्रु'जातम् ॥ १ ॥

विश्वविश्वेश्वराणां विज्ञप्तिः—

विश्वेश्वरा विशसनीकृतविश्वविश्वा-
वामप्रतापकमलास्ततमोविपक्षाः ।
निघ्नन्तु विघ्नमघवन्तमनन्तमाप्ता
वामप्रतापकमलास्ततमोविपक्षाः ॥ २ ॥

प्रवचनपरिचयः—

पीयूषपानमिव तोषमशेषपुंसां
निर्मायमुच्चरणकृद् भवतो ददानम् ।
ज्ञानं जिन ! प्रवचनं रचयत्वनल्पं
निर्मायमुच्चरणकृद् भवतोददानम् ॥ ३ ॥

## विवरणम्

हे सिद्धान्त ! त्वं भव्यान् अपायजलधेः–कष्टसिन्धोः अव–रक्ष । त्वं किंविशिष्टः ? सिद्धपुरुषोत्तमैः–जिनैः संप्रणीतः–प्रकाशितः । विश्वस्य–जगतः अवबोधकः तत्सं० । त्वं किं० ? रणोदरस्य–द्वन्द्वमध्यस्य दारो–विनाशः तत्र धीरः–समर्थः । प्रकटस्वरूपा–स्पष्टरूपा विश्वा–भूमिः यत्र तत्सं० । त्वं किं० ? बोधस्य–सम्यग्ज्ञानस्य करणं यस्य सः । पुनः किं० ? न विद्यन्ते दरो–भयं दाराः–स्त्रियश्च यत्र ईदृशीं धियं–बुद्धिं रातीति स तथा ॥ ११ ॥

### अन्वयः

( हे ) सिद्धान्त ! विश्व–अवबोधक ! प्रकट–स्वरूप–विश्व ! सिद्ध–पुरुष–उत्तम–संप्रणीतः, रण–उदर–दार–धीरः, बोध–करणः, अ–दर–दार–धीरः ( त्वं ) भव्यान् अपाय–जलधेः अव ।

### શબ્દાર્થ

सिद्धान्त ! ( मू० सिद्धान्त )=હે આગમ, હે શાસ્ત્ર !
सिद्ध=મોક્ષે ગયેલા.
पुरुष=પુરૂષ.
उत्तम=શ્રેષ્ઠ.
संप्रणीत ( धा० नी )=રચેલ.
सिद्धपुरुषोत्तमसंप्रणीतः=મોક્ષે ગયેલા એવા ઉત્તમ પુરૂષો વડે રચાયેલ.
अवबोधक=પ્રકાશક, જ્ઞાન કરાવનાર.
विश्वावबोधक !=હે વિશ્વના પ્રકાશક હે જગતનું જ્ઞાન કરાવનાર !
उदर=મધ્યભાગ.
दार=વિનાશ, વિદારણ.
धीर=સમર્થ.
रणोदरदारधीरः=યુદ્ધના મધ્યભાગનું વિદારણ કરવામાં ધીર.
भव्यान् ( मू० भव्य )=ભવ્યોને, વહેલા કે મોડા મોક્ષે જનારાને.
अपाय=કષ્ટ.
जलधि=સમુદ્ર.
अपायजलधेः=કષ્ટરૂપ સમુદ્રમાંથી.
प्रकट=સ્પષ્ટ, ખુલ્લું.
स्वरूप=સ્વરૂપ.
प्रकटस्वरूपविश्व !=સ્પષ્ટ છે ભૂમિ જેને વિષે એવા ! ( સં० )
अव ( धा० अव् )=તું રક્ષણ કર, બચાવ.
बोध=જ્ઞાન.
बोधकरणः=જ્ઞાનના હેતુભૂત.
दर=ભય, ભીતિ, બીક.
दार=સ્ત્રી, નારી.
धी=બુદ્ધિ, મતિ.
रा=આપવું.
अदरदारधीरः=અવિદ્યમાન છે ભીતિ અને નારી જ્યાં એવી મતિને અર્પણ કરનાર.

### શ્લોકાર્થ

**શ્રીસિદ્ધાન્તનું સ્વરૂપ—**

"હે આગમ ! હે બ્રહ્માણ્ડના પ્રકાશક ! સ્પષ્ટ છે ભૂમિ જેને વિષે એવા ( અર્થાત્ પ્રકટ રીતે વર્ણન કર્યું છે જગત્ના સ્વરૂપનું જેમાં એવા ) હે ( સિદ્ધાન્ત ) ! મોક્ષે ગયેલા

એવા ઉત્તમ પુરૂષોએ રચેલો ( અર્થાત્ મોક્ષે ગયા તે પૂર્વે જ્ઞાન-સિદ્ધ એવા જિનવરોએ પ્રરૂપેલો[1] ) એવો, તથા વળી યુદ્ધના મધ્ય ભાગનું વિદારણ કરવામાં સમર્થ એવો, વળી (સમ્યગ્-) જ્ઞાનના હેતુભૂત તેમજ અવિદ્યમાન છે ભીતિ અને ભામિની જ્યાં એવી ( અર્થાત્ નિર્ભય તેમજ વીતરાગ એવી) મતિને અર્પણ કરનારો તું ભવ્યોને કષ્ટરૂપ સમુદ્રમાંથી બચાવ."—૧૧

**श्रीदुरितायै विनतिः—**

माकन्दमञ्जरिरिवान्यभृतां भरैर्या
देवैरसेवि 'दुरितारि'रसावलक्षा ।
दारिद्र्यकृन् मम सपत्नजनेऽतिदुःख-
दे वैरसे विदुरितारिरसा वलक्षा ॥ १२ ॥ ३ ॥

—वसन्त०

## विवरणम्

असौ-देवी मम सपत्नजने-वैरिणि दारिद्र्यकृत् भवतु । असौ किंविशिष्टा ? अलक्षा-निर्दम्भा । सपत्नजने किंविशिष्टे ? अतिदुःखदे-अधिककष्टदे । पुनः किं० ? वैरस्य-विरोधस्य सा-सम्पद् यस्य तस्मिन् । असौ किं० ? विगतो दुरितारेः-पापशत्रोः रसो यस्याः सा । पुनः किं० ? वलक्षा-गौरा । असौ का ? या दुरितारिः देवैः-सुरैः असेवि-सेव्यते स्म । इव-यथा अन्यभृतां भरैः-पिकव्रजैः माकन्दमञ्जरिः सेव्यते ॥ १२ ॥

### अन्वयः

अन्य-भृतां भरैः माकन्द-मञ्जरिः इव या देवैः असेवि, असौ अ-लक्षा, वि-दुरित-अरि-रसा, वलक्षा 'दुरितारिः' मम अति-दुःख-दे, वैर-से सपत्न-जने दारिद्र्य-कृत् ( भवतु ) ।

### શબ્દાર્થ

माकन्द=આમ્ર, આંબો.
मञ्जरि=મોર, માંજર.
माकन्दमञ्जरिः=આંબાની મોર.
अन्य=પર.
अन्यभृतां (मू० अन्यभृत्)=કોકિલાના, કોયલોના.
भरैः ( मू० भर )=સમુદાયો વડે.
देवैः ( मू० देव )=દેવોથી.
असेवि ( धा० सेव् )=સેવા થઈ.

---

૧ આ ઉપરથી સમજી શકાય છે કે વેદ અપૌરૂષેય છે તેવી રીતે જૈન આગમ પણ છે, એ વાત જૈનોને સંમત નથી. વળી વેદ અપૌરૂષેય છે કે કેમ તેની સ્થૂલ રૂપરેખા **ન્યાયકુસુમાંજલિ** ( પૃ૦ ૨૪૦-૨૪૪ ) ઉપરથી જોઈ શકાશે.

दुरितारिः ( मू० दुरितारि )=દુરિતારિ ( દેવી ).
असौ ( मू० अदस् )=એ.
लक्ष=દગો, કપટ.
अलक्षा=અવિદ્યમાન છે કપટ જેને વિષે એવી, નિષ્કપટી.
दारिद्र्य=દરિદ્રતા, કંગાળ અવસ્થા.
दारिद्र्यकृत्=દરિદ્રતાની કરનારી.
मम ( मू० अस्मद् )=મારા.
सपत्न=શત્રુ.
जन=લોક.
सपत्नजने=વૈરિ-વર્ગને વિષે.
अति=ઘણા.
दुःख=કષ્ટ, પીડા.
दा=અર્પણ કરવું.
अतिदुःखदे=ઘણું દુઃખ દેનારા.
वैर=દુશ્મનાવટ, શત્રુતા.
वैरसे ( मू० वैर-स )=શત્રુતા છે સંપત્તિ જેની એવા.
वि=વિયોગવાચક ઉપસર્ગ.
दुरित=પાપ.
रस=રસ.
विदुरितारिरसा=જતો રહ્યો છે પાપરૂપ દુશ્મનનો રસ જેમાંથી એવી.
वलक्षा ( मू० वलक्ष )=ગૌરવર્ણી.

## શ્લોકાર્થ

" જેમ કોકિલાઓના સમુદાયો વડે આમ્ર-મંજરી સેવાય છે, તેમ જે ( દેવી ) દેવો વડે સેવિત છે (અર્થાત્ જેની સુરો સેવા કરે છે), તે નિષ્કપટી એવી તથા જતો રહ્યો છે પાપ-રૂપ દુશ્મનનો રસ જેમાંથી એવી ( અર્થાત્ પાપ-રહિત ) તેમજ ગૌરવર્ણી એવી દુરિતારિ ( દેવી ) અતિશય પીડાકારી એવા તથા શત્રુતારૂપી સંપત્તિથી વિભૂષિત એવા મારા વૈરિ-વર્ગને દરિદ્ર બનાવનારી ( અર્થાત તેને 'ખાખા વીખી' કરનારી ) થાઓ."—૧૨

## સ્પષ્ટીકરણ

### દુરિતારિ દેવીનું સ્વરૂપ—

તૃતીય તીર્થંકર **શ્રીસંભવનાથ**ની શાસન-દેવીનું નામ 'દુરિતારિ' છે. આનો ગૌર વર્ણ છે અને એને મેષનું વાહન છે. વિશેષમાં એને પણ ચાર હાથ છે. એના જમણા બે હાથમાં વરદ અને અક્ષસૂત્ર ( જપ-માલા ) છે, જ્યારે એના ડાબા બે હાથમાં ફલ અને 'અભય'[1] છે. આ દેવી પરત્વે **આચાર-દિનકર** ( પત્રાંક ૧૭૬ )માં એવો ઉલ્લેખ છે કે—

" मेषारूढा विशदकरणा दोश्चतुष्केण युक्ता
मुक्तामालावरदकलितं दक्षिणं पाणियुग्मम् ।
वामं तद्वाभयफलशुभं बिभ्रति पुण्यभाजां
दद्याद् भद्रं सपदि दुरिताराऽतिदेवी जनानाम् ॥"

—મન્દાક્રાન્તા.

### દરિદ્રતા—

કવિરાજ પોતાના વૈરિ-વર્ગને દરિદ્ર થયેલા જોવા ઇચ્છે છે તે વાસ્તવિક છે. કેમકે ગૃહસ્થને દરિદ્રતાના સમાન અન્ય કોઇ દુઃખ નથી. આ વાતનું અત્ર દિગ્દર્શન કરાવવામાં આવે છે.

---

૧ શરણાગતને એમ સૂચવવું કે બીવાનું કંઈ કારણ નથી એ 'અભય' છે.

એ તો જગજાહેર હકીકત છે કે દરિદ્રના મનોરથો મનમાં ને મનમાંજ સમાઈ જાય છે. વળી ધનિકના નહિ સગાં પણ સગાં થવા તૈયાર થઈ જાય છે, જ્યારે દરિદ્રને તો સ્વજન પણ પરજનની ગરજ સારે છે; અરે એટલુંજ નહિ પણ તેની સ્ત્રી પણ ભોગજોગે કુભાર્યા હોય તો તે પણ તેનો તિરસ્કાર કરે છે. વિશેષમાં દરિદ્ર અને ચાણ્ડાલમાં કંઈ બહુ ભેદ નથી, કેમકે જેમ ચાણ્ડાલની પાસેથી તે અસ્પૃશ્ય હોવાને લીધે કંઈ કોઇ લેતું નથી, તેમ દરિદ્ર કોઈને પણ કંઇ આપતો નથી.[1] વળી જેમ મરનારો મનુષ્ય ગદ્ગદ કણ્ઠે બોલે છે અને તેના મુખ ઉપર પરસેવાનાં બિન્દુઓ દૃષ્ટિગોચર થાય છે તેમજ તેનો ચહેરો ફિક્કો પડી ગયેલો હોય છે, તેવી વાત દરિદ્રને-યાચકને પણ લાગુ પડે છે. આ ઉપરાંત જેને ઘેર પુત્ર ન હોય, તેનું તો ફક્ત ઘર શૂન્ય ગણાય છે, અને મૂર્ખના સંબંધમાં તો દિશાઓજ શૂન્ય લેખાય છે, જ્યારે દરિદ્ર આશ્રીને તો સમસ્ત જગત્ શૂન્ય છે. એમ કહેવાય છે કે હમેશાં પ્રવાસમાં જીવન વ્યતીત થાય તે કષ્ટકારી છે, પરંતુ તેનાથી પણ વિશેષ કષ્ટદાયક તો પરના ઘરમાં નિવાસ કરવો તે છે; અરે એથી પણ વધારે કલેશજનક વાત તો નીચ મનુષ્યની સેવા ગણાય છે. પરંતુ આ બધાં કરતાં દુઃખની અપેક્ષાએ ચડિયાતી વસ્તુ તો દરિદ્રતા છે. હજી એકલી દરિદ્રતા હોય તો તો ઠીક છે, પણ સાથોસાથ તપશ્ચર્યાનો અભાવ હોય, તો તો પછી થઇ રહ્યું. આ સંબંધમાં નીચેનો શ્લોક વિચારવા જેવો છેઃ—

" द्वाविमावम्भसि क्षेप्यौ, गाढं बद्ध्वा गले शिलाम् ।
धनिनं चाप्रदातारं, दरिद्रं चातपस्विनम् ॥ "

અર્થાત્—ધનિક હોઈ કરીને જે દાન દેતો ન હોય અને દરિદ્ર હોઇ કરીને જે તપશ્ચર્યા કરતો ન હોય, તે બંનેના ગળામાં મજબૂત રીતે શિલા બાંધીને તે બંનેને જલમાં ડૂબાડી દેવા જોઇએ.

આ ઉપરથી જોઈ શકાય છે કે દરિદ્રતા એ સર્વ આપદાઓનું મૂળ છે. કહ્યું પણ છે કે—

" दारिद्र्याद्धियमेति ह्रीपरिगतः सत्वात् परिभ्रश्यते
निःसत्त्वः परिभूयते परिभवान्निर्वेदमापद्यते ।
निर्विण्णः शुचमेति शोकनिहतो बुद्ध्या परित्यज्यते
निर्बुद्धिः क्षयमेत्यहो ! निधनता सर्वापदामास्पदम् ॥"

અર્થાત્—દરિદ્રતાને લઇને તો મનુષ્ય શરમાઇ જાય છે અને શરમનો માર્યો તે સત્ત્વથી ભ્રષ્ટ થાય છે. આ પ્રમાણે નિઃસત્ત્વ બનેલો તે મનુષ્ય પરાભવને પામે છે અને તેમ થતાં તે નિર્વેદી બની જાય છે. તેનું પરિણામ એ આવે છે કે તે શોકાતુર બને છે. આમ થતાં તે બુદ્ધિ-હીન બને છે અને મતિ-ભ્રષ્ટ થવાથી તો તેનો નાશ થાય છે. આ ઉપરથી સમજી શકાય છે કે દરિદ્રતા એ સમસ્ત આપત્તિનું કારણ છે.



---

1 સરખાવો—

" चाण्डालश्च दरिद्रश्च, द्वावेतौ सदृशाविह ।
चाण्डालस्य न गृह्णन्ति, दरिद्रो न प्रयच्छति ॥"

## ४ श्रीअभिनन्दनजिनस्तुतयः

**अथ श्रीअभिनन्दननाथस्य स्तुतिः—**

निःशेषसत्त्वपरिपालनसत्यसन्धा
भूपाल'संवर'कुलाम्बरपद्मबन्धो ! ।
कुर्वन् कृपां भवभिदे जिन ! मे विनम्र-
भूपाल संवरकुलां वरपद्म ! बन्धो ! ॥ १३ ॥

—वसन्त०

### विवरणम्

हे भूपाल'संवर'कुलाम्बरपद्मबन्धो !–अभिनन्दनजिन ! त्वं मे-मम भवभिदे–संसारघाताय अल–उद्यमंकुरु । त्वं किंविशिष्टः ? निश्शेषसत्त्वानां–सर्व्वाङ्गिणां परिपालनाय–रक्षणाय सत्यसन्धः–सम्यक्प्रतिज्ञः । त्वं किं० ? कुर्वन् । कां ? कृपां–करुणाम् । विनम्रा–नम्रीभूता भूपा यस्य तत्सं० । कृपां किंविशिष्टां ? संवरस्य–संयमस्य कुलं–समूहो यत्र ताम् । वरा–प्रधाना पद्मा–ज्ञानरमा यस्य तत्सं० । हे बन्धो !–मित्र ! ॥ १३ ॥

### अन्वयः

भूपाल–'संवर–'कुल–अम्बर–पद्म–बन्धो ! जिन ! विनम्र–भूप । वर–पद्म ! बन्धो ! निः-शेष–सत्त्व–परिपालन–सत्य–सन्धः संवर–कुलां कृपां कुर्वन् ( त्वं ) मे भव–भिदे अल ।

### શબ્દાર્થ

निःशेष=સમસ્ત.
सत्त्व=પ્રાણી, જીવ.
परिपालन=રક્ષણ.
सत्य=સત્ય, સાચી.
सन्धा=પ્રતિજ્ઞા.
निःशेषसत्त्वपरिपालनसत्यसन्धः=સમસ્ત પ્રાણીઓની રક્ષણને માટે ( લીધી ) છે સત્ય પ્રતિજ્ઞા જેણે એવા.
भू=પૃથ્વી.
पाल्=પાળવું, રક્ષણ કરવું.
भूपाल=પૃથ્વીપતિ, રાજા.
संवर=સંવર ( રાજા ).
कुल=કુળ, વંશ.
अम्बर=આકાશ, ગગન.
बन्धु=મિત્ર.
पद्म–बन्धु=સૂર્ય.

भूपालसंवरकुलाम्बरपद्मबन्धो !=હે સંવર રાજાના કુલરૂપી ગગનને વિષે સૂર્યસમાન !
कुर्वन् ( મૂ૦ कुर्वत् )=કરનારો.
कृपां ( મૂ૦ कृपा )=કૃપાને, મહેરબાનીને.
भवभिदे=ભવને ભેદવામાં.
विनम्र=અત્યંત નમનશીલ.
पा=રક્ષણ કરવું.
भूप=ભૂપતિ, નૃપતિ.
विनम्रभूप !=નમન કર્યું છે નૃપતિઓએ જેને એવા ! ( સં૦ )
अल (ધા૦ अल्)=તું ઉદ્યમ કર, શક્તિમાન્ થા.
संवर=સંયમ.
कुल=સમૂહ.
संवरकुलां=સંયમના સમૂહરૂપી.
पद्मा=લક્ષ્મી.
वरपद्म !=ઉત્તમ છે લક્ષ્મી જેની એવા !(સં૦)
बन्धो ! ( મૂ૦ बन्धु )=હે મિત્ર, હે બાન્ધવ !

## શ્લોકાર્થ

### શ્રીઅભિનન્દનનાથની સ્તુતિ—

"હે સંવર ( નામના ) પૃથ્વીપતિના કુલરૂપ ગગનને વિષે ( પ્રકાશ કરવામાં ) સૂર્યસમાન (જિનેશ્વર) ! હે વીતરાગ ! નમન કર્યું છે નૃપતિઓએ જેને એવા હે ( ચતુર્થ તીર્થંકર **શ્રીઅભિનન્દન** ) ! ઉત્તમ છે ( જ્ઞાનરૂપી ) લક્ષ્મી જેની એવા હે ( જગન્નાથ) ! હે ( ત્રૈલોક્યના ) બાન્ધવ ! સમસ્ત પ્રાણીઓના રક્ષણને માટે ( લીધી ) છે સત્ય પ્રતિજ્ઞા જેણે એવો તું સંયમના સમૂહરૂપી કૃપા કરતો થકો મારા ભવને ભેદવાને માટે ઉદ્યમ કર."—૧૩

## સ્પષ્ટીકરણ

### શ્રીઅભિનન્દન-ચરિત્ર—

અત્ર પણ એ નિવેદન કરવું પડશે કે આ **અભિનન્દનનાથના** સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં સ્વતંત્ર લખાયેલ ચરિત્રો દૃષ્ટિગોચર થતાં નથી. પરંતુ તેના અસ્તિત્વના સંબંધમાં બૃહત્-ટિપ્પનિકામાં ઉલ્લેખ છે. આ તીર્થંકરના ચરિત્રનું વિહંગાવલોકન કરવું હોય, તો જુઓ **સ્તુતિચતુર્વિંશતિકા** ( પૃ૦ ૬૪ ).

### तीर्थराजस्तवनम्—

यत्पाणिजव्रजमभाद् धुतबुद्धनीर-
जं बालघर्मकरपादसमस्तपद्मम् ।
तं नौमि तीर्थकरसार्थ ! भवन्तमेनो-
जम्बालघर्म ! करपादसमस्तपद्मम् ॥ १४ ॥

—वसन्त०

## विवरणम्

हे तीर्थंकरसार्थ!–जिनव्रज! तं भवन्तं अहं नौमि–स्तौमि। एनोजम्बाले–पापपङ्के घर्मो–निदाघसमः तत्सं०। भवन्तं किंविशिष्टं? करपादाभ्यां–हस्ताङ्घ्रिभ्यां समस्तं–सम्यग् जितं पद्मं–कमलं येन तम्। तं कं? यत्पाणिजव्रजं–पद्मखौघोऽभात्–शोभते स्म। व्रजं किं०? धुतं–जितं बुद्धनीरजं–स्वेराब्जं येन तत्। पुनः किं०? बालो–नवो घर्मकरः–सूर्यः तस्य पादा–रश्मयः तद्वत् रक्ता समस्ता–सर्वा पद्मा–शोभा यस्य तत्॥ १४॥

## अन्वयः

एनस्–जम्बाल–घर्म! तीर्थंकर–सार्थ! धुत–बुद्ध–नीरजं, बाल–घर्म–कर–पाद–समस्त–पद्मं यत्–पाणि–ज–व्रजं अभात्, तं कर–पाद–समस्त–पद्मं भवन्तं नौमि।

## શબ્દાર્થ

पाणि=હસ્ત, હાથ.
पाणिज=હાથના નખ.
व्रज=સમુદાય.
यत्पाणिजव्रजं=જેના હાથના નખોનો સમૂહ.
अभात् (ધા૦ भा)=શોભતો હવો.
धुत (ધા૦ धु)=હલાવેલું, જીતેલું.
बुद्ध (ધા૦ बुध्)=વિકસ્વર, ખીલેલ.
नीर=જલ, પાણી.
नीरज=જલમાં ઉત્પન્ન થાય તે, કમલ.
धुतबुद्धनीरजं=જીત્યું છે વિકસ્વર કમલને જેણે એવો.
बाल=બાળ.
घर्म=તાપ.
कर=કિરણ.
घर्मकर=સૂર્ય, રવિ.
पाद=કિરણ.
पद्मा=શોભા.
बालघर्मकरपादसमस्तपद्मं=બાલ સૂર્યનાં કિરણોના સમાન (રક્ત) છે સમસ્ત શોભા જેની એવાને.
नौमि (ધા૦ नु)=હું સ્તવું છું.
तीर्थंकर=તીર્થંકર, તીર્થપતિ.
सार्थ=સમૂહ.
तीर्थंकरसार्थ!=હે તીર્થંકરોના સમૂહ!
एनस्=પાપ.
जम्बाल=કાદવ, કીચ્ચડ.
एनोजम्बालघर्म!=હે પાપરૂપ કાદવ પ્રતિ તાપ-સમાન!
कर=હસ્ત, હાથ.
पाद=ચરણ, પગ.
समस्त (ધા૦ अस्)=સર્વથા પરાસ્ત કરેલ.
करपादसमस्तपद्मं=હસ્ત અને ચરણ વડે સર્વથા પરાસ્ત કર્યું છે પદ્મને જેણે એવાને.

## શ્લોકાર્થ

**તીર્થંકરોની સ્તુતિ –**

"હે પાપરૂપ કાદવને (સૂકાવી નાંખવામાં) સૂર્યસમાન! હે તીર્થંકરોના સમુદાય! (રક્તતાના સંબંધમાં) ધુતકારી કાઢ્યું છે વિકસ્વર કમલને જેણે એવા, તેમજ બાલ

( અર્થાત્ ઉગતા ) સૂર્યનાં કિરણોના જેવી ( રક્ત ) છે સમસ્ત શોભા જેની એવા જે ( આપ તીર્થંકર-વર્ગ )ના હસ્તોના નખોનો સમૂહ શોભતો હવો, તે ( જિન-વૃન્દ ) કે જેણે હસ્ત અને ચરણ ( ની પ્રભા) વડે પદ્મને સર્વથા પરાસ્ત કર્યાં છે એવા આપને હું સ્તવું છું."–૧૪

**जिनमतप्रशंसा:—**

कामं मते जिनमते रमतां मनो मे
ऽमुद्दामकामभिदसंवरहेतुलाभे ।
चण्डद्युताविव वितन्वति सत्प्रकाशम्
उद्दामकामभिदसंवरहेऽतुलाभे ॥ १५ ॥

—वसन्त०

## विवरणम्

मते–मान्ये जिनमते मे–मम मनः–चित्तं रमतां–क्रीडतु । मते किंविशिष्टे ? अमुद्दौ–निर्मदौ आमकामौ–रोगकन्दर्पौ तयोर्भिदा–भेदनं यस्मात् एवंविधोऽयं संवरः–संयमः तस्य हेतवः तेषां लाभः–प्राप्तिः यस्मात् यस्मिन् वा तस्मिन् । मते किं कुर्वति ? वितन्वति–सृजति । कं ? सत्प्रकाशं–सद्ज्ञानम् । इव–यथा । चण्डद्युतौ–रवौ सत्प्रकाशं–सदुद्योतं तन्वति । उद्दामः कामः–अभिलाषः तस्य भिद्–भेदकोऽसंवरः–असंयमः तद्धन्तरि । पुनः किं० ? अतुला–अनुपमा आभा–श्रीर्यस्य तस्मिन् । कामं–अत्यर्थम् ॥ १५ ॥

## अन्वयः

चण्ड-द्युतौ इव सत्-प्रकाशं वितन्वति, उद्दाम-काम-भिद्-अ-संवर-हे, अ-तुल-आभे, मते, अ-मुद्-द-आम-काम-भिद्-संवर-हेतु-लाभे जिन-मते मे मनः कामं रमताम् ।

## શબ્દાર્થ

कामं=અત્યંતપણું બતાવનાર અવ્યય.
मते ( મૂ૦ मत )=અભીષ્ટ, પ્રિય.
मत=દર્શન, સિદ્ધાન્ત.
जिनमते=જૈન સિદ્ધાન્તને વિષે.
रमतां ( ધા૦ रम् )=રમો, રમણ કરો.
मनस्=મન, ચિત્ત.
काम=મદન.
भिदा=ભેદન.
हेतु=કારણ.
अमुद्दामकामभिदसंवरहेतुलाभे=અપ્રીતિકર એવા રોગ અને કંદર્પને ભેદનારા એવા સંયમના કારણની પ્રાપ્તિરૂપ.

**चण्ड**=પ્રખર.
**द्युति**=તેજ.
**चण्डद्युति**=પ્રખર છે તેજ જેનું તે, સૂર્ય.
**चण्डद्युतौ**=સૂર્યને વિષે.
**वितन्वति** ( મૂ० वितन्वत् )=વિસ્તાર કરનાર.
**प्रकाश**=પ્રકાશ.
**सत्प्रकाशं**=સુપ્રકાશ.
**उद्दाम**=અત્યંત તીવ્ર.
**काम**=અભિલાષા, ઇચ્છા.
**हन्**=નાશ કરવો.
**उद्दामकामभिदसंवरहे**=તીવ્ર અભિલાષાને ભેદનારા અસંયમના ઘાતક.
**अतुल**=અવિદ્યમાન છે તુલના જેની તે, અનુપમ.
**अतुलाभे**=અનુપમ છે શોભા જેની એવા.

## શ્લોકાર્થ

**જૈન-મતની પ્રશંસા—**

"સૂર્યની માફક (યથાર્થ જ્ઞાનરૂપ ) સત્પ્રકાશનો વિસ્તાર કરનારા, વળી (ચારિત્ર ગ્રહણ કરવાની ) તીવ્ર અભિલાષાનો નાશ કરનારા એવા અસંયમના ઘાતક, તથા વળી અનુપમ શોભાથી યુક્ત, તેમજ ( સજ્જનોને ) અભીષ્ટ, તથા વળી અપ્રીતિકર ( અર્થાત્ શોકાતુર બનાવનારા ) એવા રોગ અને મદનનો વિનાશ કરનારા સંયમના કારણના લાભરૂપ એવા જૈન મતને વિષે મારૂં મન અત્યંત રમણ કરો."—૧૫

**रोहिणीदेव्याः स्तुतिः---**

धर्मद्विषां क्षयमधर्मजुषां करोतु
सा ' रोहिणी ' सुरभियातवपू रमाया ।
यस्या बभौ हृदयवृत्तिरजस्रमूना
सारोहिणी सुरभिया तव पू रमायाः ॥ १६ ॥ ४ ॥

—वसन्त०

## विवरणम्

सा 'रोहिणी' देवी अधर्म्मजुषां नृणां क्षयं करोतु–तनोतु । किंभूतानां ? अधर्मजुषां धर्म्मद्विषां–धर्म्मध्वंसकानां । सा किंविशिष्टा ? सुरभौ–गवि यातं–गतं वपुः–तनुः यस्याः सा । पुनः किं० ? रमो–रम्यः आयो–लाभो यस्याः सा । (सा का?) यस्याः तव हृदयवृत्तिः बभौ–भाति स्म । अजस्रं–निरन्तरम् । वृत्तिः किं० ? ऊना–रहिता । कया ? सुरभिया–देवभीत्या । पुनः किं० ? सारः–प्रधानः ऊहः–तर्को विद्यते यस्याः सा । पुनः किं० ? पूः–नगरी । कस्याः ? रमायाः–श्रियः ॥ १६ ॥

## अन्वयः

यस्याः तव सुर–भिया ऊना, सार–ऊहिणी, रमायाः पूः हृदय–वृत्तिः अजस्रं बभौ, सा सुरभि–यात–वपूः रम–आया 'रोहिणी' धर्म–द्विषां अधर्म–जुषां क्षयं करोतु ।

## શબ્દાર્થ

द्विष्=દ્વેષ કરનાર, શત્રુ.
धर्मद्विषां=ધર્મના દ્વેષીઓના.
क्षयं ( મૂ૦ क्षय )=નાશને.
अधर्मजुषां=અધર્મને સેવનારાઓના.
करोतु ( ધા૦ कृ )=કરો.
रोहिणी=રોહિણી ( દેવી ).
सुरभि=ધેનુ, ગાય.
यात=( ધા૦ या ) =પ્રાપ્ત થયેલ.
वपुस्=દેહ, શરીર.
सुरभियातवपूः=ધેનુને પ્રાપ્ત થયો છે દેહ જેનો એવી.
रम=રમ્ય, મનોહર.
आय=લાભ.
रमाया=રમ્ય છે લાભ જેનો એવી.
यस्याः=( મૂ૦ यद् )=જેની.
बभौ= ( ધા૦ भा )=શોભી નીકળી.
हृदय=અંતઃકરણ.
वृत्ति=વળણ.
हृदयवृत्तिः=અંતઃકરણની વૃત્તિ.
अजस्रं=નિરંતર, હમેશાં.
ऊना ( મૂ૦ ऊन )=અપૂર્ણ, અધુરી, રહિત.
सार=શ્રેષ્ઠ, ઉત્તમ.
ऊह=તર્ક.
सारोहिणी=ઉત્તમ છે તર્કો જેના એવી.
सुर=દેવ.
भी=ભીતિ, બીક.
सुरभिया=દેવોની બીકથી.
तव ( મૂ૦ युष्मद् )=તારી.
पूः ( મૂ૦ पुर् )=નગર.
रमायाः= ( મૂ૦ रमा )=લક્ષ્મીના.

## શ્લોકાર્થ

### રોહિણી દેવીની સ્તુતિ—

" તારી કે જેની, દેવોના ભયથી મુક્ત તેમજ ઉત્તમ તર્કોથી યુક્ત તથા લક્ષ્મીના નગરરૂપ એવી હૃદય–વૃત્તિ નિરંતર શોભી રહી, તે (તું) રોહિણી (દેવી) કે જે ધેનુ ઉપર સ્વારી કરનારી છે તેમજ જેનો લાભ મનોહર છે તે ( દેવી ) ધર્મના દ્વેષી તેમજ અધર્મને સેવનારા ( એવા જનો )નો વિનાશ કરો. "—૧૬.

## સ્પષ્ટીકરણ

### રોહિણી દેવીની સ્તુતિ કરવાનું કારણ—

પ્રથમ, દ્વિતીય અને તૃતીય જિનેશ્વરના સ્તુતિ–કદમ્બક આશ્રીને તો તે તે જિનેશ્વરની શાસન–દેવીની સ્તુતિ કરવામાં આવી છે, પરંતુ અત્ર તે નિયમ પાળવામાં આવ્યો નથી; કેમકે

ચતુર્થ જિનેશ્વરની શાસન-દેવીનું નામ તો કાલી છે અને અત્ર તો **રોહિણી** દેવીની સ્તુતિ કરવામાં આવી છે. આ સ્તુતિના સંબંધમાં એમ કહી શકાય તેમ છે કે **મેરૂવિજયજી** **શ્રીશોભન** કવીશ્વરે રચેલી 'સ્તુતિ-ચતુર્વિંશતિકા'ને અનુસરે છે (કેમકે ત્યાં પણ સોળમા શ્લોકમાં **રોહિણી** નામની વિદ્યા-દેવીની સ્તુતિ કરવામાં આવી છે), છતાં પણ દરેક સ્થલે તેવું અનુકરણ નહિ કરેલું હોવાથી આ પ્રમાણે એકાએક **રોહિણી** દેવીની કેમ સ્તુતિ કરી તે સમજી શકાતું નથી.

## શ્રીરોહિણીનું સ્વરૂપ—

'પુણ્ય બીજને ઉત્પન્ન કરે તે રોહિણી' એ **રોહિણી** શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. **રોહિણી** દેવી એ સોળ વિદ્યા-દેવીઓ પૈકી એક છે. તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ જપ-માલા અને બાણથી અલંકૃત છે, જ્યારે ડાબા બે હાથ શંખ અને ધનુષ્યથી શોભે છે. વળી તે કુન્દ, પુષ્પ, હિમ ઇત્યાદિકના જેવી શ્વેતવર્ણી છે અને ગાય એ એનું વાહન છે. આ હકીકત **નિર્વાણ-કલિકા** ઉપરથી જોઇ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"तत्राद्यां रोहिणीं धवलवर्णां सुरभिवाहनां चतुर्भुजामक्षसूत्रबाणान्वितदक्षिणपाणिं शङ्खधनुर्युक्तवामपाणिं चेति"

આ વાતની નિમ્ન-લિખિત શ્લોક પણ સાક્ષી પૂરે છેઃ—

"शङ्खाक्षमालाशरचापशालि-
चतुष्करा कुन्दतुषारगौरा ।
गोगामिनी गीतवरप्रभावा
श्री'रोहिणी' सिद्धिमिमां ददातु ॥"

—આચાર-દિનકર, પત્રાંક ૧૬૧



## ५ श्रीसुमतिजिनस्तुतयः

**अथ श्रीसुमतिनाथस्य महिमा—**

भक्तिर्व्रजेन विहिता तव पादपद्म—
सत्काऽमिता सुमनसां सुमते ! नतेन ।
लब्धा सुखेन जिन ! सिद्धिसमृद्धिवृद्धिः
सत्कामिता सुमनसां सुमतेन तेन ॥ १७ ॥

—वसन्त०

### विवरणम्

हे सुमते !—सुमतिजिन ! तव पादपद्मसत्का भक्तिः येन सुमनसां—विदुषां व्रजेन विहिता-कृता । भक्तिः किंविशिष्टा ? अमिता—भूयसी । व्रजेन किंविशिष्टेन ? नतेन—नम्रेण । तेन व्रजेन सिद्धिसमृद्धिवृद्धिः—मुक्तिसंपद्वृद्धिः लब्धा—प्राप्ता । केन ? सुखेन—शर्मणा । वृद्धिः किंविशिष्टा ? सद्भिः—विज्ञैः कामिता—प्रार्थिता । तेन किंविशिष्टेन ? सुमतेन—अतिमान्येन । केषां ? सुमनसां—सुराणाम् ॥ १७ ॥

### अन्वयः

( हे ) सुमते ! सुमनसां ( येन ) नतेन व्रजेन तव पाद—पद्म—सत्का, अमिता भक्तिः विहिता, तेन सुमनसां सु—मतेन ( हे ) जिन ! सत्—कामिता सिद्धि—समृद्धि—वृद्धिः सुखेन लब्धा ।

### શબ્દાર્થ

भक्तिः ( मू० भक्ति )=સેવા, ઉપાસના.
व्रजेन ( मू० व्रज )=સમુદાય વડે.
विहिता( धा० धा )=કરવામાં આવી.
पादपद्मसत्का=ચરણ-કમલના સંબંધી.
अमिता ( मू० अमित )=માપ-રહિત.
सुमनसां ( मू० सुमनस् )=(૧) શુદ્ધ ચિત્તવાળાના, વિદ્વાનોના; (૨) સુરોના.
सुमते ! ( मू० सुमति )=હે સુમતિ( નાથ ) !
नतेन ( मू० नत )=પ્રણામ કરેલ.
लब्धा ( धा० लभ् )=પ્રાપ્ત થઇ.
सुखेन=સુખપૂર્વક, કષ્ટ વિના.
सिद्धि=મુક્તિ.
समृद्धि=સંપત્તિ.
वृद्धि=આબાદી.
सिद्धिसमृद्धिवृद्धिः=મુક્તિ, સંપત્તિ અને આબાદી.
कामित ( धा० कम् )=ઇચ્છિત, ઇચ્છેલી.
सत्कामिता=સજ્જનોએ ઇચ્છેલી.
मत ( धा० मन् )=માન્ય.
सुमतेन=અત્યંત માન્ય.
तेन ( मू० तद् )=તે વડે.

## શ્લોકાર્થ

**શ્રીસુમતિનાથનો મહિમા—**

"હે સુમતિ ( નાથ ) ! જે પ્રણામ કરેલા વિદ્વાનોના [ અથવા સુરોના ] સમૂહે તારા ચરણ-કમલ-વિષયક ( અર્થાત્ તારા ચરણ-કમલની ) અનુપમ સેવા બજાવી, તે સુરોને ( પણ ) અતિશય માન્ય એવા વિદ્વદ્-વર્ગે હે જિન ! સજ્જનોએ ઇચ્છેલી એવી મુક્તિ, સંપત્તિ અને આબાદી સુખેથી પ્રાપ્ત કરી."—૧૭

## સ્પષ્ટીકરણ

**સુમતિનાથ-ચરિત્ર—**

શ્રીવિજયસિંહસૂરિના શિષ્ય શતાર્થિક [1]સોમપ્રભસૂરિએ પરમાર્હત **કુમારપાલ** નૃપતિના રાજ્ય દરમ્યાન ૯૮૨૧ શ્લોક પ્રમાણનું **સુમતિનાથ-ચરિત્ર** લખ્યું છે. આ ચરિત્રનો ઘણો ખરો ભાગ પ્રાકૃત ભાષામાં રચાયેલો છે. આ તીર્થંકરના ચરિત્રની સ્થૂલ રૂપરેખા સારૂ જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૭૮ ).

**जिनवरेभ्यः प्रार्थना—**

येषां स्तुवन्त्यपि ततिश्चरणानि नृणा-
मज्ञानघस्मरपराभवभां जिना वः ।
दुःखाम्बुधाविव घनं मरुतः क्षिपन्ता-
मज्ञाऽनघस्मरपरा भवभाञ्जि नावः ॥ १८ ॥

—वसन्त०

## विवरणम्

ते जिना वो-युष्माकं अज्ञानमेव घस्मरो-भक्षकः पुमान् तस्य पराभवभां-पराभूतिप्रभां क्षिपन्तां-दलयन्तु । इव-यथा घनं-मेघं मरुतः-प्रभञ्जनाः क्षिपन्ते । ते किंविशिष्टाः ? नावः-नौसमाः । क्व ? दुःखाम्बुधौ-पीडाम्भोधौ । ते के ? येषां चरणानि-पदानि स्तुवन्ती-नुवन्ती सती नृणां ततिः-नरश्रेणिः बभूव । कीदृशी ? न सन्ति अघं-पापं स्मरः-कामः परे-वैरिणो यस्याः सा । ततिः किंविशिष्टा ? अपेर्भिन्नक्रमत्वात् अज्ञाऽपि-मूर्खाऽपि । चरणानि किंविशिष्टानि ? भवं-कल्याणं भजन्तीति तथा ॥ १८ ॥

---

[1] આ સૂરિજીને લગતી હકીકત સારૂ જુઓ તેમણે રચેલ શૃંગાર-વૈરાગ્ય-તરંગિણી નામના કાવ્ય ઉપરની મારી પ્રસ્તાવના.

## अन्वयः

येषां भव-भाजि चरणानि स्तुवन्ती ( सती ) नृणां अज्ञा अपि ततिः अन्-अघ-स्मर-परा (बभूव), (ते) दुःख-अम्बुधौ नावः जिनाः मरुतः घनं इव अज्ञान-घस्मर-पराभव-भां क्षिपन्ताम्।

## શબ્દાર્થ

येषां ( मू० यत् )=જેમનાં.
स्तुवन्ती ( धा० स्तु )=સ્તવના કરતી, સ્તુતિ કરતી.
अपि=પણ.
ततिः ( मू० तति )=શ્રેણિ, સમુદાય.
चरणानि=ચરણોને.
नृणां ( मू० नृ )=માનવોની.
अज्ञान=અજ્ઞાન, મોહ.
घस्मर=ભક્ષક.
पराभव=(૧)અપમાન, તિરસ્કાર; (૨)પરાજય.
भा=પ્રભા, તેજ.
अज्ञानघस्मरपराभवभां=અજ્ઞાનરૂપ ભક્ષકને ( હાથે થતી ) પરાભવની પ્રભાને.
जिनाः ( मू० जिन )=જિનો, તીર્થંકરો.
अम्बुधि=સમુદ્ર, સાગર.
दुःखाम्बुधौ=દુ:ખરૂપ સમુદ્રમાં.
घनं ( मू० घन )=મેઘને.
मरुतः ( मू० मरुत् )=પવનો.
क्षिपन्ताम् ( धा० क्षिप् )=દૂર ફેંકી દો, નષ્ટ કરો.
अज्ञा ( मू० अज्ञ )=મૂર્ખ.
अनघस्मरपरा=અવિદ્યમાન છે પાપ, મદન અને દુશ્મન જેને વિષે એવી.
भव=કલ્યાણ.
भज्=ભજવું.
भवभाजि=કલ્યાણને ભજનારાં.
नावः ( मू० नौ )=નૌકાઓ, વહાણો.

## શ્લોકાર્થ

### જિનેશ્વરોને પ્રાર્થના—

"જેમનાં કલ્યાણકારી ચરણોની સ્તુતિ કરતી થકી ( અર્થાત્ સ્તવના કરવાથી ) મૂર્ખ એવી પણ માનવ-શ્રેણિ પાપ, મદન અને દુશ્મનથી રહિત થઇ (અને થાય છે), તે દુ:ખ-સાગરમાં (આલંબનાથ) નૌકાસમાન તીર્થંકરો, જેમ પવનો વાદળને વિખેરી નાંખે છે, તેમ તમારા અજ્ઞાનરૂપ ભક્ષકને (હાથે થતા) પરાભવની પ્રભાને નિસ્તેજ કરો ( નષ્ટ કરો )."-૧૮

### जिनवाण्या माहात्म्यम्—

या हेलया हतवती कुमतिं कुपक्षै-
विंज्ञा नराऽजितपदा शिवरा जिनेन ।
वाचं तमस्सु रचितां हृदि धेहि शैल-
विज्ञानराजितपदा शिवराजिनेनम् ॥ १९ ॥

—वसन्त०

## विवरणम्

हे नर ! त्वं तां वाचं हृदि विधेहि–वहस्व । वाचं किंविशिष्टां ? रचितां–निर्मिताम् । केन ? जिनेन । जिनेन किंविशिष्टेन ? शैलाकृतिरेखाविज्ञानेन राजितौ पदौ–पादौ यस्य तेन । पुनः किं० ? शिवेन–मङ्गलेन राजत इत्येवंशीलः स तेन । तां कां ? या हेलया–लीलया कुमतिं–कुबुद्धिं हतवती–जघान । या किंविशिष्टा ? विज्ञा–निपुणा । पुनः किं० ? अजितानि–अनभिभूतानि पदानि यस्याः सा । कैः ? कुपक्षैः–कुवादिभिः । पुनः किं० ? शिवं–सिद्धिं राति–ददातीति तथा । पुनः किं० ? इनं–सूर्यसमाम् । क्व ? तमस्सु–पापेषु ॥ १९ ॥

### अन्वयः

(हे) नर ! या कु-पक्षैः अजित–पदा, विज्ञा, शिव–रा (वाक्) कुमतिं हेलया हतवती, (तां) तमस्सु इनं, शैल–विज्ञान–राजित–पदा, शिव–राजिना जिनेन रचितां वाचं हृदि धेहि ।

### શબ્દાર્થ

हेलया (મૂ૦ हेला)=લીલા વડે.
हतवती (ધા૦ हन्)=નષ્ટ કરી, હણી નાંખી.
कुमतिं (મૂ૦ कुमति)=દુર્બુદ્ધિને.
पक्षः પક્ષ.
कुपक्षः (મૂ૦ कुपक्ष)=દુષ્ટ પક્ષો વડે, કુવાદીઓ વડે.
विज्ञा (મૂ૦ विज्ञ)=નિપુણ, ચતુર.
नर ! (મૂ૦ नर)=હે માનવ !
पद=પદ.
अजितपदा=નથી પરાસ્ત થયાં પદો જેનાં એવી.
શિવ=મોક્ષ, નિર્વાણ.
शिवरा=મોક્ષને આપનારી, મુક્તિ–દાયક.
जिनेन (મૂ૦ जिन)=જિન વડે.
वाचं (મૂ૦ वाच्)=વાણીને.
तमस्सु (મૂ૦ तमस्)=(૧) અંધકારોને વિષે; (૨) અજ્ઞાનોને વિષે.
रचितां (મૂ૦ रचिता)=રચેલી.
हृदि (મૂ૦ हृद्)=અંતઃકરણમાં.
धेहि (ધા૦ धा)=તું ધારણ કર.
शैल=પર્વત.
विज्ञान=જ્ઞાન.
राजित (ધા૦ राज्)=સુશોભિત.
पद=ચરણ.
शैलविज्ञानराजितपदा=પર્વતના આકાર જેવી રેખાલક્ષણે કરીને શોભાયમાન છે જેમનાં ચરણો એવા.
शिव=કલ્યાણ, મંગલ.
राजिन्=શોભન–શીલ.
शिवराजिना=કલ્યાણ વડે શોભતા.
इनं (મૂ૦ इन)=સૂર્ય.

### શ્લોકાર્થ

**જિન–વાણીનું માહાત્મ્ય—**

"કુવાદીઓ વડે પરાજિત નથી થયાં પદો જેનાં એવી, તથા નિપુણ એવી તેમજ મુક્તિ–દાયક એવી જે (વાણીએ) દુર્બુદ્ધિને લીલામાત્રમાં હણી નાંખી, તે (અજ્ઞાનરૂપી)

અંધકારને ( દૂર કરવામાં ) સૂર્યસમાન એવી તેમજ પર્વતના આકાર જેવી રેખાલક્ષણે કરી શોભાયમાન છે ચરણો જેમનાં એવા તથા કલ્યાણકારી એવા જિન વડે રચાયેલી [ અર્થાત્ જિને પ્રરૂપેલી ] એવી વાણીને હે માનવ ! તું હૃદયમાં ધારણ કર. "—૧૯

श्रीकालीदेव्या स्तुतिः—

उद्यद्गदा मृगमदाविलकज्जलाङ्क-
काली सुरीतिमतिरा जितराजदन्ता ।
मुष्णातु मर्मजननीमनिशं मुनीनां
काली सुरीतिमतिराजितराजदन्ता ॥ २० ॥ ५ ॥

—वसन्त०

## विवरणम्

काली सुरी—कालीनाम्नी देवी मुनीनां ईतिं—उपप्लवं मुष्णातु—स्यतु । अनिशं—नित्यम् । काली किंविशिष्टा ? उद्यन्ती—दीप्यन्ती गदा—प्रहरणं यस्याः सा । पुनः किं० ? मृगमदेन—कस्तूर्या आविलं—आक्तं कज्जलाङ्कं—अञ्जनचिह्नं तद्वत् काली—श्यामवर्णा । पुनः किं० ? शोभना रीतिः—मर्यादा यत्र ईदृशीं मतिं रातीति तथा । पुनः किं० ? जितो—विनाशितो राजतां—उत्तमानां अन्तो—मरणं यया सा । ईतिं किं० ? मर्मजननीं—मर्मकरीम् । काली किं० ? अतिराजितौ—अतिशोभितौ राजदन्तौ—मध्यदन्तौ यस्याः सा ॥ २० ॥

## अन्वयः

उद्यत्-गदा, मृग-मद-आविल-कज्जल-अङ्क-काली, सु-रीति-मति-रा, जित-राजत्-अन्ता, अति-राजित-राजन्-दन्ता काली सुरी मुनीनां मर्मन्-जननीं ईतिं अनिशं मुष्णातु ।

## શબ્દાર્થ

उद्यत् ( धा० या )=પ્રકાશમાન.
गदा=ગદા.
उद्यद्गदा=પ્રકાશમાન છે ગદા જેની એવી.
मृग=હરણ.
मृगमद=કસ્તૂરી.
आविल=વ્યાપ્ત.
कज्जल=કાજલ.

अङ्क=ચિન્હ.
काली=શ્યામવર્ણી.
मृगमदाविलकज्जलाङ्ककाली=કસ્તૂરીથી લિપ્ત એવા કાજલના ચિહ્નં જેવી શ્યામવર્ણી.
रीति=સીમા, મર્યાદા.
मति=બુદ્ધિ.

## ६ श्रीपद्मप्रभजिनस्तुतयः

अथ श्रीपद्मप्रभस्य प्रार्थना—

भव्याङ्गिवारिजविबोधरविर्नवीन-
पद्मप्रभेशकरणोऽर्जितमुक्तिकान्तः ।
त्वं देहि निर्वृतिसुखं तपसा विभञ्जन्
पद्मप्रभेश ! करणोर्जितमुक्तिकान्तः ॥ २१ ॥

—वसन्त०

### विवरणम्

हे पद्मप्रभेश ! षष्ठजिन ! त्वं निर्वृतिसुखं—मुक्तिशर्म देहि—दिश । त्वं किंविशिष्टः ? भव्याङ्गिवारिजानां—प्राणिपद्मानां विबोधने रविः—सूर्यसमः । पुनः किं० ? नवीनौ—नव्यौ पद्मप्रभेशौ—कजसूर्यौ तद्वत् करणं—तनुः यस्य सः । पुनः किं० ? अर्जिता—उपार्जिता मुक्तिकान्ता—सिद्धिवधूः येन सः । त्वं किं कुर्वन् ? तपसा विभञ्जन्—निरस्यन् । किं ? करणानां-इन्द्रियाणां ऊर्जितं—बलम् । त्वं किं० ? उक्त्या—वचसा कान्तः—प्रशस्यः ॥ २१ ॥

### अन्वयः

( हे ) पद्मप्रभ-ईश ! भव्य-अङ्गि-वारिज-विबोध-रविः, नवीन-पद्म-प्रभा-ईश-करणः, अर्जित-मुक्ति-कान्तः, तपसा करण-ऊर्जितं विभञ्जन्, उक्ति-कान्तः, त्वं निर्वृति-सुखं देहि ।

### શબ્દાર્થ

अङ्गिन्=જીવ, પ્રાણી.
वारि=જલ.
वारिज=જલજ, કમલ.
विबोध=વિકાસ, ખીલવણી.
रवि=સૂર્ય, ભાનુ.
भव्याङ्गिवारिजविबोधरविः=ભવ્ય જીવરૂપ કમલના વિકાસ પ્રતિ સૂર્ય-સમાન.
नवीन=નૂતન.
प्रभा=સૂર્યની એક સ્ત્રી.
प्रभेश=પ્રભા-પતિ, સૂર્ય.
नवीनपद्मप्रभेशकरणः=નૂતન કમલ અને સૂર્યના સમાન છે શરીર જેનું એવા.
अर्जित ( ધા० अर्ज् )=મેળવેલ.
कान्ता=રમણી, સ્ત્રી.
अर्जितमुक्तिकान्तः=ઉપાર્જન કરી છે સિદ્ધિરૂપી સુન્દરીને જેણે એવા.
त्वं ( મૂ० युष्मद् )=તું.
देहि ( ધા० दा )=અર્પણ કર.

---

૧ સરખાવો શોભનસૂરીશ્વરકૃત ' સ્તુતિ-ચતુર્વિંશતિકાના પ્રથમ પદ્યનું પ્રથમ ચરણ.

निर्वृति=નિર્વાણ, મોક્ષ.
निर्वृतिसुखं=નિર્વાણના સુખને.
तपसा ( मू० तपस् )=તપશ્ચર્યા વડે.
विभञ्ज- ( मू० विभञ्जत् )=ભાંગતો.
पद्मप्रभ=પદ્મપ્રભ(નાથ).
पद्मप्रभेश !=હે પદ્મપ્રભ પ્રભુ !
करण=ઇન્દ્રિય.
ऊर्जित=પરાક્રમ, બળ.
करणोर्जितं=ઇન્દ્રિયોના પરાક્રમને.
उक्ति=વાણી.
कान्त=પ્રશસ્ય, મનોહર.
उक्तिकान्तः=વાણી વડે પ્રશસ્ય.

## શ્લોકાર્થ

**શ્રીપદ્મપ્રભને પ્રાર્થના—**

"હે પદ્મપ્રભ પ્રભુ ! ભવ્ય જીવોરૂપી કમલોનો વિકાસ કરવામાં સૂર્યના સમાન એવો, તથા નૂતન પદ્મ અને ( ઉગતા )સૂર્યના જેવું ( રક્ત ) છે શરીર જેનું એવો, વળી ( સમ્યક્-ચારિત્ર દ્વારા ) પ્રાપ્ત કરી છે સિદ્ધિરૂપી સુંદરીને જેણે એવો, તથા વળી તપશ્ચર્યા વડે ઇન્દ્રિયોના પરાક્રમને પરાસ્ત કરનારો ( અર્થાત્ પાંચે ઇન્દ્રિયોને કાબુમાં રાખનારો ) તેમજ વાણી વડે મનોહર એવો તું ભવ્ય જનોને મોક્ષ-સુખ અર્પણ કર."—૨૧

## સ્પષ્ટીકરણ

**પદ્મપ્રભ-ચરિત્ર—**

શ્રીદેવસૂરિએ પ્રાકૃત ભાષામાં ૮૪૦૦ શ્લોક પ્રમાણનું પદ્મપ્રભ-ચરિત્ર રચ્યું છે. આ તીર્થંકર સંબંધી થોડી ઘણી માહિતી સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૭૮)માંથી મળી શકશે.

**जिनसमुदायस्य स्तुतिः—**

सिद्धिं सतां वितर तुल्यगत ! गजस्य
विध्वस्तमोहनतमा नवदानवारेः ।
तीर्थङ्करव्रज ! दधद् वदनं विभास्त-
विध्वस्तमोह ! नतमानवदानवारे ! ॥ २२ ॥

—वसन्त०

## विवरणम्

हे तीर्थङ्करव्रज !—जिनव्रज ! त्वं सतां सिद्धिं वितर—देहि । तुल्या—समाना गतिः—गमनं यस्य तत्सं० । ( समाना ) कस्य ? गजस्य—नागस्य । त्वं किंविशिष्टः ? विध्वस्ते मोहनतमसी—सुरतपापे येन सः । गजस्य किंविशिष्टस्य ? नवं—नवीनं दानवारि—मदजलं यस्य तस्य । त्वं

किं कुर्वन् ? दधत्–धरन् । किं ? वदनं–वक्त्रम् । वदनं किंविशिष्टं ? विभया–प्रभया अस्तो–जितो विधुः–इन्दुर्येन तत् । अस्तो मोहो–मौढ्यं येन तत्सं० । नताः–प्रणता मानवा–नरा दानवारयो–देवा यस्य तत्सं० ॥ २२ ॥

### अन्वयः

नव-दान-वारेः गजस्य तुल्य-गते ! अस्त-मोह ! नत-मानव-दानव-अरे ! तीर्थंकर-व्रज ! विध्वस्त-मोहन-तमाः, विभा-अस्त-विधु वदनं दधत् ( त्वं ) सतां सिद्धिं वितर ।

### શબ્દાર્થ

सिद्धिं ( मू० सिद्धि )=મુક્તિને.
सतां ( मू० सत् )=સજ્જનોને.
वितर ( धा० तॄ )=અર્પણ કર.
तुल्य=સમાન.
गति=ચાલ.
तुल्यगते !=સમાન છે ચાલ જેની એવા ! (સં૦)
गजस्य ( मू० गज )=કુંજરના, હાથીના.
विध्वस्त ( धा० ध्वंस् )=નષ્ટ કરેલ.
मोहन=મૈથુન, વિષય-સેવન.
विध्वस्तमोहनतमाः=નાશ કર્યો છે મૈથુનનો અને પાપનો જેણે એવો.
दान=હાથીના કુમ્ભસ્થલમાંથી ઝરતો પ્રવાહી પદાર્થ, મદ.
नवदानवारेः=નવીન છે મદ-જલ જેનું એવા.
तीर्थङ्कर=તીર્થંકર.
तीर्थङ्करव्रज !=હે તીર્થંકરોના સમૂહ !
दधत् ( धा० धा )=ધારણ કરનારા.
वदनं ( मू० वदन )=મુખને.
विभा=પ્રભા, તેજ.
विधु=ચન્દ્ર.
विभास्तविधु=પ્રભા વડે પરાસ્ત કર્યો છે ચન્દ્રને જેણે એવા ! (સં૦)
मोह=અજ્ઞાન.
अस्तमोह !=નાશ કર્યો છે અજ્ઞાનનો જેણે એવા ! (સં૦)
नत ( धा० नम् )=નમન કરેલ.
मानव=મનુષ્ય.
दानव=દાનવ, અસુર.
नतमानवदानवारे !=નમન કર્યું છે મનુષ્યોએ તેમજ દેવોએ જેને એવા ! (સં૦)

### શ્લોકાર્થ

#### જિન-સમુદાયની સ્તુતિ—

" નવીન મદ-જલથી યુક્ત ( અર્થાત્ મદોન્મત્ત ) એવા કુંજરની સમાન ચાલ છે જેની એવા હે ( તીર્થપતિઓના સમુદાય ) ! પરાસ્ત કર્યો છે મોહને એવા હે ( વીતરાગોના વૃન્દ ) ! નમસ્કાર કર્યો છે માનવોએ તેમજ દાનવોના દુશ્મનોએ ( અર્થાત્ દેવોએ ) જેને એવા હે ( જિનવરોના નિકર ) ! હે તીર્થંકરોના સમૂહ ! વિનાશ કર્યો છે ( અર્થાત્ જલાંજલિ આપી છે ) મૈથુનને તેમજ પાપને જેણે એવો તેમજ તેજ વડે તિરોહિત કર્યો છે ચન્દ્રને જેણે એવા મુખને ધારણ કરનારો તું સજ્જનોને મુક્તિ અર્પણ કર. "—૨૨.

जिनागमस्य स्तुतिः—

गम्भीरशब्दभर ! गर्वितवादिघूक-
वीथीकृतान्तजनकोपम ! हारिशान्तिः ।
त्रायस्व मां जिनपतेः प्रवरापवर्ग-
वीथी कृतान्त ! जनकोपमहारिशान्तिः ॥ २३ ॥

—वसन्त०

## विवरणम्

हे जिनपतेः कृतान्त !—सिद्धान्त ! त्वं मां त्रायस्व—रक्ष । गम्भीरः शब्दानां भरः—समूहो यत्र तत्सं० । गर्विता—गर्ववती या वादिघूकानां वीथी—राजी तस्यां कृतान्तजनकस्य—रवेः उपमा यस्य तत्सं० । त्वं किंविशिष्टः ? हारिणी—रम्या शान्तिः—शिवं यस्मात् सः । पुनः किं० ? प्रवरा—प्रधाना अपवर्गस्य—मोक्षस्य वीथी—मार्गः । पुनः किं० ? जनानां कोपरूपमहारेः—शत्रोः शान्तिः—शमनं यस्मिन् सः ॥ २३ ॥

## अन्वयः

(हे) गम्भीर—शब्द—भर ! गर्वित—वादिन्—घूक—वीथी—कृतान्तजनक—उपम ! जिन—पतेः कृतान्त ! हारिन्—शान्तिः, प्रवर—अपवर्ग—वीथी, जन—कोप—महत्—अरि—शान्तिः (त्वं) मां त्रायस्व ।

## શબ્દાર્થ

गम्भीर=ગંભીર.
शब्द=શબ્દ.
भर=સમૂહ.
गम्भीरशब्दभर !=ગંભીર શબ્દોનો સમૂહ છે જેને વિષે એવા ! (સં०)
गर्वित=અહંકારી, ગર્વિષ્ઠ, અભિમાની.
वादिन्=વાદી.
घूक=ઘૂવડ.
वीथी=પંક્તિ, હાર.
कृतान्त=યમ.
जनक=પિતા, બાપ.
कृतान्तजनक=યમ-પિતા, સૂર્ય.
उपमा=ઉપમા.
गर्वितवादिघूकवीथीकृतान्तजनकोपम !=હે ગર્વિષ્ઠ વાદીરૂપ ઘુવડોની શ્રેણિ પ્રતિ સૂર્યની ઉપમાવાળો !
हारिन्=મનોહર, રમ્ય.
शान्ति=કલ્યાણ.
हारिशान्तिः=મનોહર કલ્યાણ છે જેથી એવો.
त्रायस्व (धा० त्रै)=તું પરિપાલન કર.
मां (मू० अस्मद्)=મને.
पति=સ્વામી, નાથ.
जिनपतेः=જિનેશ્વરના, તીર્થંકરના.
प्रवर=ઉત્તમ.
अपवर्ग=મોક્ષ.
वीथी=માર્ગ, રસ્તો.

મ રાપવર્ગવીથી=મોક્ષના ઉત્તમ માર્ગરૂપ.
कृतान्त ! ( मू० कृतान्त )=હે સિદ્ધાન્ત !
महत्=મોટો.
शान्ति=શમન, નાશ.
जनकोपमहारिशान्तिः=માનવોના ક્રોધરૂપી મહાન્ વૈરીનો નાશ છે જે દ્વારા એવો.

## શ્લોકાર્થ

### જિનાગમની સ્તુતિ—

"ગંભીર શબ્દોનો સમૂહ છે જેમાં એવા હે ( આગમ ) ! હે અભિમાની વાદીરૂપ ઘુવડની પંક્તિને પરાસ્ત કરવામાં સૂર્યની ઉપમાવાળા ( પ્રવચન ) ! હે તીર્થંકરના સિદ્ધાન્ત ! મનોહર કલ્યાણ [ મળે ] છે જે દ્વારા એવો, તથા મોક્ષના સર્વોત્તમ માર્ગરૂપ એવો તેમજ માનવોના ક્રોધરૂપી કટ્ટા શત્રુને શાંત કરનારો ( અર્થાત્ તેને નષ્ટ કરનારો ) એવો તું મારૂં [ ભવ-ભ્રમણથી ] રક્ષણ કર. "—૨૩

### श्यामायाः स्तुतिः—

या सेव्यते स्म दनुजैर्वरदायिवक्त्र-
श्यामावरा सुरवशोचितदैत्यरामा ।
श्यामं निरस्यतु ममेयमनन्तशोकं
'श्यामा' वरा सुरवशोचितदैत्य रामा ॥ २४ ॥ ६ ॥

—वसन्त०

## विवरणम्

इयं श्यामानाम्नी सुरी मम अनन्तशोकं निरस्यतु—क्षिपतु । शोकं किंविशिष्टं ? श्यामं—कृष्णम् । श्यामा किंविशिष्टा ? वरा—उत्कृष्टा । पुनः किं० ? सुरवैः—अधिकशब्दैः शोचिताः—शोकं नीता दैत्यरामाः—असुराङ्गना यया । सा का ? या सुरवशा—देवी दनुजैः—दानवैः सेव्यते स्म । एत्य—आगत्य । सा किं० ? वरदायि—वाञ्छितप्रदो वक्त्रश्यामावरो—मुखेन्दुः यस्याः सा । पुनः किं० ? उचिता—योग्यवरप्रदा । पुनः किं० ? रामा—रमणीया ॥ २४ ॥

### अन्वयः

या वर-दायिन्-वक्त्र-श्यामा-वरा, उचित-दा, रामा सुर-वशा दनुजैः सेव्यते स्म, ( सा ) इयं सु-रव-शोचित-दैत्य-रामा वरा 'श्यामा' एत्य मम श्यामं अनन्त-शोकं निरस्यतु ।

---

१ 'मनोहरा—सुन्दरा इत्यर्थः' इत्यपिक्वचित्पाठः ।



कुसुमयक्षं नीलवर्णं कुरङ्गवाहनं चतुर्भुजं फलाभययुक्त-
दक्षिणपाणिं नकुलकाक्षसूत्रयुक्तवामपाणिं चेति ।



अच्युतां देवीं श्यामवर्णां नरवाहनां चतुर्भुजां वरदवीणापाशाऽन्वित-
दक्षिणकरां कार्मुकाभययुक्तवामहस्तां चेति ।

## શબ્દાર્થ

सेव्यते स्म ( धा० सेव् )=સેવાતી હતી.
दनुजैः ( मू० दनुज )=દાનવો વડે.
वर=વરદાન, અભીષ્ટ.
दायिन्=અર્પણ કરનાર.
वक्त्र=વદન, મુખ.
श्यामा=રજની.
वर=નાથ, કાન્ત.
श्यामावर=રજની-કાન્ત, ચન્દ્ર.
वर...यिवक्त्रश्यामावरा=વરદાન દેનારૂં છે વદન-ચન્દ્ર જેનું એવી.
सु=શ્રેષ્ઠતાવાચક શબ્દ.
रव=ધ્વનિ, અવાજ.
शोचित ( धा० शुच् )=શોકગ્રસ્ત કરેલ, દિલગીર બનાવેલ.
...=દાનવ.
...स्वरामा=મધુર ધ્વનિ વડે શોકાતુર કરી ... દૈત્યોની પત્નીઓને જેણે એવી.
श्यामं ( मू० श्याम )=કૃષ્ણ.
निरस्य ( धा० अस् )=નિરાસ કરો, દૂર કરો.
इयं ( मू० इदम् )=આ.
अनन्त=અપાર.
शोक=શોક, દિલગીરી.
अनन्त...कं=અપાર શોકને.
श्यामा=શ્યામા ( દેવી ).
वरा ( मू० वर )=ઉત્કૃષ્ટ, પ્રધાન.
वशा=સ્ત્રી.
सुरवशा=દેવી.
उचित=યોગ્ય.
...=યોગ્ય ( વસ્તુ )ને આપનારી.
एत्य ( धा० इ )=આવીને.
रामा ( मू० राम )=રમણીય, મનોહર.

## શ્લોકાર્થ

**શ્યામા દેવીની સ્તુતિ—**

"વરદાન દેનારૂં છે વદન-ચન્દ્ર જેનું એવી, તથા યોગ્ય (વસ્તુઓ) ને અર્પણ કરનારી તેમજ મનોહર એવી જે દેવીની દાનવો સેવા કરતા હવા, (તે) આ સર્વોત્તમ શ્યામા (દેવી) કે જેણે અસુરોની અંગનાઓને સુસ્વર વડે (પરાસ્ત કરીને) શોકાતુર બનાવી છે, તે (દેવી અત્ર) આવીને મારા કૃષ્ણ ( અર્થાત્ અતિશય દિલ... ) તેમજ અપાર શોકને દૂર કરો."—૨૪

## સ્પષ્ટીકરણ

**શ્યામા દેવીનું સ્વરૂપ—**

શ્યામા એ છઠ્ઠા તીર્થંકર શ્રીપદ્મપ્રભની શાસનદેવીનું નામ છે. એનું વધારે પ્રચલિત નામ તો અચ્યુતા છે. તેનું સ્વરૂપ પ્રવચન-સારોદ્ધાર ( પત્રાંક ૯૪ )માં નીચે મુજબ આપ્યું છે:—

આ દેવીનો વર્ણ શ્યામ છે, વળી તેને મનુષ્યનું વાહન છે તેમજ તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને બાણથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ બીજોરા અને અંકુશથી અલંકૃત છે.

આચાર-દિનકરમાં આ દેવીના સંબંધમાં નીચે મુજબ ઉલ્લેખ છે:—

"श्यामा चतुर्भुजधरा नरवा नस्था
पाशं तथा च वरदं करयो... ना ।
वामान्ययो... ...न्पूरबीजपूरं
ता... ... च धरयोः प्रमुदेऽच्युताद... ॥"

## ७ श्रीसुपार्श्वजिनस्तुतयः

**श्रीसुपार्श्वनाथस्य सेवायाः फलम्—**

यं प्रास्तवीदतिशयानमृताशनानां
कान्ता रसारसपदं परमानवन्तम् ।
विज्ञः श्रियं भजति कां न नतः 'सुपार्श्वं'
कां तारसारसपदं परमानवन्तम् ॥ २५ ॥

—वसन्त०

### विवरणम्

तं सुपार्श्वं–सप्तमजिनं नतः–प्रणतः सन् विज्ञः–प्राज्ञः कां कां श्रियं–रमां न भजति–न श्रयति ? अपितु सर्वां रमां श्रयति । सुपार्श्वं किंविशिष्टं ? तारं–सुन्दरं सारसं–कमलं तद्वत् पादौ यस्य तम् । पुनः किं० ? परं–प्रकृष्टं मानं–पूजा तद्वन्तम् । तं कं ? यं जिनं अमृताशनानां–देवानां कान्ता प्रास्तवीत्–स्तौति स्म । कान्ता किंविशिष्टा ? रसायां–पृथिव्यां ये रसाः–शृङ्गारादयः तेषां पदं–स्थानम् । यं किं कुर्वन्तं ? अवन्तं–रक्षन्तम् । कान् ? अतिशयान् । किंविशिष्टान् ? परमान्–उत्कृष्टान् ॥ २५ ॥

### अन्वयः

परमान् अतिशयान् अवन्तं यं अमृत–अशनानां रसा–रस–पदं कान्ता प्रास्तवीत्, (तं) तार–सारस–पदं पर–मान–वन्तं 'सुपार्श्वं' नतः विज्ञः कां कां श्रियं न भजति ? ।

### શબ્દાર્થ

यं ( मू० यद् )=જેને.
प्रास्तवीत् ( धा० स्तु )=સ્તુતિ કરી.
अतिशयान् ( मू० अतिशय )=અતિશયોને.
अमृत=અમૃત.
अशन=ભોજન.
अमृताशनानां=અમૃતનું ભોજન કરનારાની, દેવોની.
रसा=પૃથ્વી.
पद=સ્થાન.
रसारसपदं=પૃથ્વીના રસોના સ્થાનરૂપ.
परमान् ( मू० परम )=શ્રેષ્ઠ.
अवन्तं ( मू० अवत् )=રક્ષણ કરનારા.
विज्ञः ( मू० विज्ञ )=વિદ્વાન્, પણ્ડિત.
श्रियं ( मू० श्री )=લક્ષ્મીને, સંપત્તિને.
भजति ( धा० भज् )=ભોગવે છે.
कां ( मू० किम् )=કઈ.
न=નહિ.

नतः ( મૂ० नत )=પ્રણામ કરેલ.
सुपार्श्वं ( મૂ० सुपार्श्व )=સુપાર્શ્વ( નાથ )ને.
तार=મનોહર, સુન્દર.
पद=ચરણ.
तारस=પદ્મ, કમલ.
तारतारसपदं=સુંદર કમલોનાં જેવાં ચરણો છે જેનાં એવા.
पर=ઉત્તમ.
मान=પૂજા.
परमानवन्तं=ઉત્તમ પૂજાથી યુક્ત.

## શ્લોકાર્થ

**શ્રીસુપાર્શ્વનાથની સેવાનું ફળ—**

"( ચોત્રીસ ) ઉત્કૃષ્ટ અતિશયોનું રક્ષણ કરનારા ( અર્થાત્ સર્વદા અતિશયોથી યુક્ત ) એવા જે (સપ્તમ તીર્થંકર )ની, પૃથ્વીને વિષે ( રહેલા શૃંગારાદિ ) રસોના સ્થાનરૂપ એવી દિવ્યાંગના સ્તુતિ કરતી હવી, તે સુન્દર કમલોનાં સમાન ચરણોવાળા તેમજ પરમ પૂજાથી યુક્ત ( અર્થાત્ અત્યંત પૂજનીય ) એવા સુપાર્શ્વ( નાથ )ને પ્રણામ કરનારો વિદ્વાન્ કઇ કઇ સંપત્તિને ભોગવતો નથી ?"—૨૫

## સ્પષ્ટીકરણ

**સુપાર્શ્વનાથ-ચરિત્ર—**

શ્રીલક્ષ્મણગણિએ આશરે નવ હજાર શ્લોક પ્રમાણનું સુપાર્શ્વનાથ-ચરિત્ર પ્રાકૃત ભાષામાં રચ્યું છે. એને सुपासनाहचरिअं તરીકે ઓળખવામાં આવે છે. આ ગ્રન્થ ત્રણ ભાગમાં છાપવામાં આવ્યો છે અને પંડિત હરગોવિન્દદાસે તેનું સંશોધન કરવા ઉપરાંત તે ગ્રન્થના ઉપર સંસ્કૃત છાયા પણ લખી છે. આ તીર્થંકરના ચરિત્ર ઉપર સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૯૯-૧૦૦) પણ પ્રકાશ પાડે છે.

**जिनपतिभ्यः प्रणामः—**

निःशेषदोषरजनीकजिनीशमास-
संसारपारगतमण्डलमानमारम् ।
प्राज्यप्रभावभवनं भुवनातिशायि-
संसारपारगतमण्डलमानमारम् ॥ २६ ॥

—वसन्त०

## विवरणम्

हे नर ! त्वं संसारपारगतमण्डलं-जिनव्रजं आनम-नमस्कुरु । अरं-अत्यर्थम् । मण्डलं किंविशिष्टं ? निःशेषाः-सर्वे दोषा-मिथ्यात्वादयः त एव रजन्यो-रात्रयः तासु कजिनीशं-

रविम् । पुनः किं० ? आप्तः संसारस्य-भवस्य पारः-पर्यन्तो येन तत्, गता-नष्टाः मण्डलो-कगूविशेषः मानः-स्मयो मारो-मदनश्च यस्मात् तत्, पश्चात् पूर्वविशेषणेन कर्मधारयः । पुनः किं० ? प्राज्यप्रभावस्य-प्रौढमहिम्नो भवनं-गृहम् । पुनः किं० ? भुवनातिशायिनी-जगति अतिशयवती सा-[illegible] यस्य तत् ॥ २६ ॥

## अन्वयः

निःशेष-दोष-रजनी-कजिनी-ईशं, आप्त-संसार-पार-गतमण्डल-मान-मारं, प्राज्य-प्रभाव-भवनं, भुवन-अतिशायिन्-सं सार-पारगत-मण्डलं अरं आनम ।

## શબ્દાર્થ

दोष=દોષ.
रजनी=રાત્રિ, રાત.
कजिनी=કમલિની, પદ્મ-લતા.
कजिनीश=સૂર્ય.
निःशेषदोषरजनीकजिनीशं=સમસ્ત દોષરૂપી રાત્રિ પ્રતિ રવિસમાન.
आप्त ( धा० आप् )=પ્રાપ્ત, મેળવેલ.
संसार=સંસાર, ભવ.
पार=અન્ત, છેડો.
गत ( धा० गम् )=ગયેલ.
मण्डल=કોઢ, એક જાતનો રોગ.
मार=મદન, કામદેવ.
आप्तसंसारपारगतमण्डलमानमारं=પ્રાપ્ત કર્યો છે સંસારનો અન્ત જેમણે એવા તેમજ ગયાં છે કોઢ, ગર્વ અને મદન જેમાંનાં એવા.
प्राज्य=પ્રૌઢ, અત્યંત.
प्रभाव=પ્રભાવ, મહિમા.
भवन=ગૃહ.
प्राज्यप्रभावभवनं=પ્રૌઢ પ્રભાવના ગૃહરૂપ.
भुवन=જગત્, દુનિયા.
अतिशायिन्=અતિશયથી યુક્ત.
भुवनातिशायिसं=જગત્‌ને વિષે અતિશયથી યુક્ત છે લક્ષ્મી જેમની એવા.
पारगत=જિન, તીર્થંકર.
मण्डल=સમુદાય.
सारपारगतमण्डलं=શ્રેષ્ઠ એવા તીર્થંકરોના સમુદાયને.
आनम ( धा० नम् )=તું નમસ્કાર કર.
अरं=શીઘ્ર, સત્વર.

## શ્લોકાર્થ

### જિનપતિઓને પ્રણામ—

"સમસ્ત દોષરૂપી રાત્રિનો ( અંત આણવામાં ) રવિસમાન એવા, તથા પ્રાપ્ત કર્યો છે સંસારનો અન્ત જેમણે એવા ( અર્થાત્ સંસારનો પાર પામેલા ), તેમજ નાશ કર્યો છે કોઢ, દર્પ અને કંદર્પનો જેમણે એવા, અને વળી મહામહિમાના ધામરૂપ તેમજ જગત્‌ને વિષે અતિશયયુક્ત છે ( કેવલ-જ્ઞાનરૂપી ) લક્ષ્મી જેમની એવા શ્રેષ્ઠ તીર્થપતિઓના સમુદાયને ( હે ભવ્ય ! ) તું નમસ્કાર કર."—૨૬

प्रवचन–प्रणामः—

सर्वार्थसार्थखचितं रचितं यतीन्द्र–
भारा! जिनेन मतमानतमानवेनम्।
हेलावहेलितकुकर्म शिवाय शर्म–
भाराजिने नमत मानतमानवेनम् ॥ २७ ॥

—वसन्त०

## विवरणम्

हे यतीन्द्रभाराः!–सूरिसङ्घाः! यूयं शिवाय–मोक्षाय मतं–प्रवचनं नमत–नमस्कुरुत। मतं किं०? सर्वार्थानां–सर्वपदार्थानां सार्थः–समूहः तेन खचितं–व्याप्तम्। पुनः किं० रचितं–निर्मितम्। केन? जिनेन। पुनः किं०? आनताः–प्रणता मानवेना–नरेन्द्रा यस्य तत्। पुनः किं०? हेलया–लीलया अवहेलितं–अवगणितं कुकर्म–पापकर्म येन तत्। शिवाय किंविशिष्टाय? शर्मभया–सुखप्रभया राजिने–शोभिने। मतं किं०? मानो–गर्व एव तमा–रात्रिस्तत्र नवेनं–नवं–रविसमम् ॥ २७ ॥

## अन्वयः

(हे) यति–इन्द्र–भाराः! सर्व–अर्थ–सार्थ–खचितं, जिनेन रचितं, आनत–मानव–इनं, हेला–अवहेलित–कु–कर्म, मान–तमा–नव–इनं मतं शर्म–भा–राजिने शिवाय नमत।

## શબ્દાર્થ

सर्व=સમસ્ત, બધા.
अर्थ=પદાર્થ, વસ્તુ.
खचित ( धा० खच् )=વ્યાપ્ત.
सर्वार्थसार्थखचितं=સમસ્ત પદાર્થોથી વ્યાપ્ત.
रचितं ( मू० रचित )=રચેલું.
इन्द्र=મુખ્ય.
यतीन्द्र=મુનિવર, આચાર્ય, સૂરિ.
भार=સમૂહ.
यतीन्द्रभाराः=હે સૂરિઓના સમૂહો!
मतं ( मू० मत )=દર્શનને.
आनत ( धा० नम् )=પ્રણામ કરેલ.
इन=સ્વામી.
आनतमानवेनं=પ્રણામ કર્યો છે નૃપતિઓએ જેને એવા.
हेला=લીલા.
अवहेलित=અવગણના કરેલ, તિરસ્કાર કરેલ.
कु=અનિષ્ટવાચક શબ્દ.
कर्मन्=કાર્ય.
हेलावहेलितकुकर्म=લીલાપૂર્વક તિરસ્કાર કર્યો છે પાપનો જેણે એવા.
शिवाय ( मू० शिव )=મોક્ષને માટે.
शर्मन्=સુખ.

शर्मभाराजिने=સુખની કાંતિ વડે શોભતા.
नमत ( धा० नम् )=તમે નમસ્કાર કરો.
तमा=નિશા, રાત્રિ.
इन=સૂર્ય.
मानतमानवेनं=અભિમાનરૂપ રાત્રિ પ્રતિ નવીન સૂર્યસમાન.

## શ્લોકાર્થ

**પ્રવચનને પ્રણામ—**

" સમસ્ત પદાર્થોના સમૂહ વડે વ્યાપ્ત એવા, તથા તીર્થંકરે રચેલા ( પ્રરૂપેલા ) એવા, વળી નમસ્કાર કર્યો છે નરેન્દ્રોએ જેને એવા, તથા લીલાપૂર્વક તિરસ્કાર કર્યો છે પાપનો જેણે એવા તેમજ ગર્વરૂપી રાત્રિનો અંત આણવામાં નવીન ( અર્થાત્ ઉદય પામતા ) સૂર્ય-સમાન એવા સિદ્ધાન્તને હે સૂરિઓના સમુદાયો ! તમે સુખની પ્રભા વડે સુશોભિત એવા મોક્ષને માટે પ્રણામ કરો."—૨૭

## સ્પષ્ટીકરણ

**શું મુક્તિમાં સુખ છે ?—**

કેટલાકોની એવી માન્યતા છે કે મુક્તિમાં વાડી, ગાડી કે લાડી નહિ હોવાથી ત્યાં સુખ સંભવી શકે નહિ. આ વાત એક રીતે ખરી છે, કેમકે અષ્ટ કર્મથી મુક્ત થયેલા જીવને ત્યાં અવા-સ્તવિક-પૌદ્ગલિક સુખનો સંભવ નથી. પરંતુ મુક્તિમાં આત્મિક-નૈસર્ગિક સુખનો પણ અભાવ છે એમ માનવું તો સયુક્તિક નથી. આ પરત્વે અત્ર વિચાર કરવો આવશ્યક સમજાય છે.

એ તો સહજ સમજી શકાય છે કે દરેક પ્રાણી સુખની અભિલાષા રાખે છે. આવી પરિ-સ્થિતિમાં કયો વિદ્વાન્ સુખથી રહિત એવી મુક્તિને સારૂ પ્રયત્ન કરે ? કેમકે જે મુક્તાવસ્થામાં જીવ પાષાણ જેવો જડરૂપજ બની જાય, તે મુક્તાવસ્થા કરતાં તો સાંસારિક અવસ્થા હજાર દરજ્જે સારી, કારણ કે આ સંસારમાં તો ક્વચિત્ પણ સુખનો લાભ મળી શકે છે. આથી કરીને તો ગૌતમ મહર્ષિએ કહ્યું છે કે—

" वरं वृन्दावने रम्ये, क्रोष्टुत्वमभिवाञ्छितम् ।
न तु वैशेषिकीं मुक्तिं, गौतमो गन्तुमिच्छति ॥ "

અર્થાત્-રમણીય વૃન્દાવનમાં શિયાળ તરીકે ઉત્પન્ન થવાની અભિલાષા રાખવી એ વૈશે-ષિકે માનેલી મુક્તિ મેળવવાની ઇચ્છા રાખવા કરતાં વધારે પસંદ કરવા જેવું છે અને એથી કરીને તો ગૌતમ આવી મુક્તિમાં જવા ઇચ્છતા નથી.

અત્ર એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે " दुःखात्यन्ताभावो हि मोक्षः " અર્થાત્ " દુઃખનો અત્યંત અભાવ એ મોક્ષ છે" એમ માનવામાં આવે તો શું વાંધો છે ? આના સમાધાનમાં સમજવું કે દુઃખરહિત બનવાનો પ્રયાસ કરવામાં પણ એ હેતુ સમાયેલો છે કે તેમ કરવાથી સુખ પ્રાપ્ત થાય; બાકી તો મૂર્છા, નિદ્રા ઇત્યાદિ અવસ્થામાં શું દુઃખનો અભાવ અનુભવાતો નથી વારૂ ?

કહ્યું પણ છે કે—

"दुःखाभावोऽपि नावेद्यः, पुरुषार्थतयेष्यते ।
नहि मूर्च्छाद्यवस्थायां, प्रवृत्तो दृश्यते सुधीः ॥"

વિશેષમાં, જેમ જીવોને સાંસારિક અવસ્થામાં સુખ ઇષ્ટ છે અને દુઃખ અનિષ્ટ છે, તેમ મોક્ષમાં પણ દુઃખની નિવૃત્તિ ઇષ્ટ છે પરંતુ સુખની નિવૃત્તિ તો નહિજ.

અત્ર એ દલીલ કરવી નિરર્થક છે કે મુક્તાવસ્થામાં સુખ માનવામાં તેને પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરનારા આત્માને રાગરૂપ દૂષણ લાગૂ પડશે અને તેમ થતાં તેને મુક્તિ મળી શકશે નહિ. કારણ કે આવી પરિસ્થિતિમાં તો મુક્તિમાં દુઃખનો અભાવ હોવાથી એવી મુક્તિ મેળવવાને માટે મહેનત કરનારા દુઃખના દ્વેષી બનવાથી તેઓ પણ મુક્તિ નહિ મેળવી શકે એમ કેમ ન માનવું એવો પ્રશ્ન ઉદ્ભવે છે, કેમકે બન્ને સ્થળે ન્યાય તો સમાન છે.

વિશેષમાં એ ધ્યાનમાં રાખવું કે જ્યાં સુધી ક્ષપક શ્રેણિમાં આરૂઢ ન થવાય ત્યાં સુધીજ મોક્ષની અભિલાષારૂપી રાગ રહી શકે છે અને આવી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત થતાં રાગ તો સ્વયં પલાયન કરી જાય છે. એટલે સુખસંવેદનરૂપ મોક્ષ માનવામાં દોષને સારૂ અવકાશ રહેતો નથી.

વળી "अशरीरं वा वसन्तं प्रियाप्रिये न स्पृशतः" ( છાન્દો૦ ૮।૧૨।૧ ) અર્થાત્ અશરીરી મુક્ત જીવનો પ્રિય–અપ્રિય ( સુખ–દુઃખ ) સ્પર્શ કરતા નથી, એ ઉપરથી કંઇ મુક્તિમાં વાસ્તવિક સુખનો અભાવ સિદ્ધ થતો નથી, પરંતુ એક બીજાની સાથે સંબંધ ધરાવનારા, અદૃષ્ટના પરિપાકરૂપ વિષય–જન્ય સાંસારિક સુખ–દુઃખોનો મુક્તિમાં અભાવ છે એમ સમજવું યુક્તિ–યુક્ત છે. પરંતુ વેદનીય કર્મના ક્ષયથી ઉત્પન્ન થનારા, ક્ષાયિક, વિષયોથી વિરક્ત, પારમાર્થિક, નિરતિશય, નિરપેક્ષ, અક્ષય, અનન્ત, આત્યન્તિક, આત્મિક સુખનો અભાવ માનવો ઇષ્ટ નથી. વળી આ કથનને નીચેનું વાકય પણ ટેકો આપે છે.

"सुखमात्यन्तिकं यत्र, बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
तं वै मोक्षं विजानीयाद्, दुष्प्रापमकृतात्मभिः ॥"

અર્થાત્–જ્યાં આત્યન્તિક, બુદ્ધિ–ગ્રાહ્ય, અતીન્દ્રિય અને અકૃત આત્માઓને દુર્લભ એવું સુખ હોય, તેને 'મોક્ષ' જાણવો.

હવે આ પ્રકરણ આપણે સમાપ્ત કરીએ તે પૂર્વે એટલું નિવેદન કરવું ઉચિત સમજાય છે કે આથી કરીને મુક્તિમાં નૈસર્ગિક સુખનો અભાવ માનનારે પૂર્ણ વિચાર કરવો જોઇએ.

शान्तादेव्याः स्तुतिः—

भक्तिं बभार हृदये जिनसामजानां
शान्ताशिवं शमवतां वसुधामदेहा ।
सीमन्तिनी क्रतुभुजां कुरुतां सदा सा
'शान्ता' शिवं शमवतां वसुधामदेहा ॥ ९८ ॥ ७ ॥

—वसन्त०

## विवरणम्

सा शान्तानाम्नी (देवी) शमवतां—साधूनां शिवं—कुशलं कुरुतां—दिशतु । सदा—सर्वदा । शान्ता किंविशिष्टा ? क्रतुभुजां सीमन्तिनी—देवी । पुनः किं० ? वसूनां—रुचीनां धाम—गृहं देहं यस्याः सा । सा का ? या जिनसामजानां—जिनेन्द्राणां भक्तिं हृदये—हृदि बभार—दधौ । जिनसामजानां किं कुर्वतां ? अवतां—धरताम् । किं ? शं—सुखम् । शं किं० ? शान्तं—शमितं अशिवं—अमङ्गलं येन तत् । या किं० ? वसुधायां—भुवि ये आमा—रोगाः तच्छेदिनी ईहा—वाञ्छा यस्याः सा ॥ २८ ॥

### अन्वयः

वसुधा-आम-दा-ईहा (या) शान्त-अशिवं शं अवतां जिन-सामजानां भक्तिं हृदये बभार, सा वसु-धाम-देहा क्रतु-भुजां सीमन्तिनी शान्ता शमवतां शिवं सदा कुरुताम् ।

### શબ્દાર્થ

भक्तिं ( मू० भक्ति )=ઉપાસનાને, સેવાને.
बभार ( धा० भृ )=ધારણ કરી.
हृदये ( मू० हृदय )=હૃદયમાં.
सामज=કુંજર, હાથી.
जिनसामजानां=જિનરૂપી કુંજરોની.
शान्त ( धा० शम् )=શમાવી દીધેલ, નષ્ટ કરેલ.
अशिव=અમંગલ.
शान्ताशिवं=નાશ પામ્યાં છે અમંગલો જેનાથી એવા.
शं=સુખને.
अवतां ( मू० अवत् )=રાખનારા.
वसुधा=વિશ્વ, ભૂમંડળ.
दा=છેદવું, કાપવું.
ईहा=વાંછા, ઇચ્છા.
वसुधामदेहा=ભૂમંડળના રોગોને છેદવાની વાંછાવાળી.

सीमन्तिनी=લલના, સ્ત્રી.
क्रतु=યજ્ઞ.
भुज्=ભક્ષણ કરવું.
क्रतुभुजां ( मू० क्रतुभुज् )=દેવોની.
कुरुतां ( धा० कृ )=કરો.
सदा=હમેશાં.
शान्ता=શાન્તા ( દેવી ).
शिवं ( मू० शिव )=કલ્યાણ.
शम=ઉપશમ, પ્રશમ.
शमवतां ( मू० शमवत् )=ઉપશમધારીઓનું.
वसु=તેજ.
धामन्=ગૃહ.
देह=શરીર.
वसुधामदेहा=તેજના ગૃહરૂપ છે શરીર જેનું એવી.

### શ્લોકાર્થ

**શાન્તા દેવીની સ્તુતિ—**

"ભૂમંડલ વિષેના ( સમસ્ત ) રોગોને નષ્ટ કરવાની અભિલાષાવાળી જે ( શાન્તા દેવીએ ), નાશ પામ્યાં છે અમંગલો જે દ્વારા એવા સુખને ધારણ કરનારા જિનરૂપી કુંજરોની

સેવા હૃદયમાં ધારણ કરી, તે, કાંતિના ગૃહરૂપ શરીરવાળી દિવ્યાંગના શાન્તા ( દેવી ) ઉપશમધારી ( માનવો )નું સર્વદા કલ્યાણ કરો. "—૨૮

## સ્પષ્ટીકરણ

**ઉપશમ—**

જે અવસ્થામાં અનન્તાનુબન્ધી ( અર્થાત્ અતિશય મલિન તેમજ અત્યંત અનર્થકારી ) એવા ક્રોધ, માન, માયા અને લોભરૂપી ચાર કષાયો ઉદયમાં ન હોય, તે અવસ્થાને 'ઉપશમ' યાને 'શમ' કહેવામાં આવે છે.

**શાન્તા દેવી—**

સાતમા તીર્થંકર શ્રીસુપાર્શ્વનાથની શાસન-દેવીને શાન્તાના નામથી ઓળખવામાં આવે છે. આનો વર્ણ સુવર્ણની જેમ પીળો છે અને એને હાથીનું વાહન છે. વિશેષમાં એને ચાર હાથ છે. તેના જમણા બે હાથમાં વરદ અને અક્ષ-સૂત્ર છે, જ્યારે ડાબા બે હાથમાં શૂલ અને અભય છે. આ વાતની આચાર-દિનકર પણ સાક્ષી પૂરે છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

" गजारूढा पीता द्विगुणभुजयुग्मेन सहिता
लसन्मुक्तामालां वरदमपि सव्यान्यकरयोः ।
वहन्ती शूलं चाभयमपि च सा वामकरयो—
र्निशान्तं भद्राणां प्रतिदिशतु शान्ता सदुदयम् ॥ "

—પત્રાંક ૧૭૧.



अथ श्रीचन्द्रप्रभप्रभोः प्रार्थना—

पूज्यार्चितश्चतुरचित्तचकोरचक्र—
चन्द्र ! प्रभावभवनं दितमोहसारः ।
संसारसागरजले पुरुषं पतन्तं
'चन्द्रप्रभा'व भवनन्दितमोहसारः ॥ २९ ॥

—वसन्त०

## विवरणम्

हे चन्द्रप्रभ ! त्वं पुरुषं अव—रक्ष । त्वं किं० ? पूज्यैः—अर्च्यैः अर्चितो—महितः । चतुराणां—विदुषां चित्तानि—मनांसि तान्येव चकोराः तेषां चक्रे—चये चन्द्रसमः तत्सं० । त्वं किं० ? प्रभावस्य—अनुभावस्य भवनं—गृहम् । पुनः किं० ? दितं—भिन्नं मोहस्य सारं—धनं येन सः । पुरुषं किं० ? पतन्तं—मज्जन्तम् । क्व ? संसारसागरजले—भवाब्धिनीरे । त्वं किं० ? भवनन्दिसंसारवर्धकं यत् तमः—पापं तद् हन्तृ सारं—बलं यस्य सः ॥ २९ ॥

## अन्वयः

(हे) चतुर—चित्त—चकोर—चक्र—चन्द्र ! चन्द्रप्रभ ! पूज्य—अर्चितः, प्रभाव—भवनं, दित—मोह—सारः, भव—नन्दिन्—तमस्—हन्—सारः (त्वं) संसार—सागर—जले पतन्तं पुरुषं अव ।

## શબ્દાર્થ

पूज्य=પૂજનીય, અર્ચનપાત્ર.
अर्चित (धा० अर्च्)=પૂજાયેલ.
पूज्यार्चितः=પૂજનીય વડે પૂજાયેલ.
चतुर=નિપુણ.
चित्त=મન.
चकोर=ચકોર (પક્ષી).
चक्र=સમુદાય.
चन्द्र=ચન્દ્રમા.
चतुरचित्तचकोरचक्रचन्द्र!=હે નિપુણના મન-રૂપી ચકોર-ચક્ર પ્રતિ ચન્દ્રમાના સમાન!
प्रभावभवनं=માહાત્મ્યના ગૃહરૂપ.
दित (धा० दो)=કાપી નાંખેલ, ભેદી નાંખેલ.
सार=ધન.
दितमोहसारः=ભેદી નાંખ્યું છે મોહરૂપી ધન જેણે એવા.
सागर=સમુદ્ર, દરિયો.
जल=પાણી.
संसारसागरजले=સંસારરૂપી સમુદ્રના પાણીમાં.
पुरुषं (मू० पुरुष)=મનુષ્યને.
पतन्तं (मू० पतत्)=પડતા.

चन्द्रप्रभ !=હે ચન્દ્રપ્રભ !
नन्दिन्=આનંદી.
सार=પરાક્રમ, બલ.
भवनन्दितमोहसारः=સંસાર પ્રતિ આનંદી એવા પાપનો નાશ કરનારૂં છે પરાક્રમ જેનું એવા.

## શ્લોકાર્થ

**શ્રીચન્દ્રપ્રભ પ્રભુની પ્રાર્થના—**

" ચતુર ( જનો )ના ચિત્તરૂપ ચકોર-ચક્રને ( આનંદિત કરવામાં ) ચન્દ્ર ( સમાન અષ્ટમ તીર્થંકર )! હે ચન્દ્રપ્રભ ! પૂજ્યો વડે પૂજાયેલો તથા મહિમાના ધામરૂપ, વળી નાશ કર્યો છે અજ્ઞાનરૂપી ધનનો જેણે એવો તેમજ વળી સંસાર પ્રતિ હર્ષ ધારણ કરનારા ( અર્થાત્ ભવવર્ધક ) પાપનો નાશ કરનારૂં પરાક્રમ છે જેનું એવો તું સંસારરૂપી સમુદ્રના જલમાં પડતા ( અર્થાત્ ડૂબી મરતા ) મનુષ્યનું રક્ષણ કર. "—૨૯

## સ્પષ્ટીકરણ

**શ્રીચન્દ્રપ્રભ-ચરિત્ર—**

ચન્દ્રપ્રભ-ચરિત્રો તો ઘણા મુનિવરોએ રચ્યાં છે. તેમાં **યશોદેવ**, **હરિભદ્ર**, **દેવેન્દ્રસૂરિ** અને **સર્વાનંદ** એ ચારનાં નામો પ્રસિદ્ધ છે.

**तीर्थंकरनिकरप्रणिपातः—**

तीर्थेशसार्थ ! नतिरस्तु भवत्युदारा-
ऽऽरम्भागसामज ! समाननतारकान्ते ! ।
सन्दोहराहुबलनिर्मथने तमःसं-
रम्भागसामऽजसमान ! नतारकान्ते ॥ ३० ॥

—वसन्त०

## विवरणम्

हे तीर्थेशसार्थ !-जिनौघ ! भवति-भवद्विषये नतिरस्तु-प्रणामोऽस्तु । नतिः किं० ? उदारा-स्फारा । ( ती०सार्थः किं० ? ) आरम्भो-जीवहिंसा तल्लक्षणे अगे-वृक्षे सामजो-हस्ती तत्सं० । समा-समग्रा आननस्य-मुखस्य तारा-मनोज्ञा कान्तिः-श्रीर्यस्य तत्सं० । हे अज-समान !-कृष्णसम !। क्व ? सन्दोहः-समूहः तद्रूपराहु (हुः तस्य) बलनिर्मथने । केषां ? तमःसं-रम्भागसां-शापक्रोधापराधानाम् । भवति किंविशिष्टे ? नतानां पुंसां आरं-वैरिवृन्दं तस्य कस्य-सुखस्य अन्तो-विनाशो यस्मात् तस्मिन् ॥ ३० ॥

## अन्वयः

( हे ) आरम्भ-अग-सामज ! सम-आनन-तार-कान्ते ! तमस्-संरम्भ-आगसां सन्दोह-राहु-बल-निर्मथने अज-समान ! तीर्थ-ईश-सार्थ ! नत-आर-क-अन्ते भवति उदारा नतिः अस्तु ।

## શબ્દાર્થ

तीर्थेशसार्थ !=હે તીર્થંકરોના સમૂહ !
नतिः ( મૂ૦ नति )=પ્રણામ, નમસ્કાર.
भवति ( મૂ૦ भवत् )=આપને વિષે.
उदारा( મૂ૦ उदार )=અસાધારણ.
आरम्भ=પાપમય આચરણ.
अग=વૃક્ષ, તરૂ.
आरम्भागसामज !=હે પાપમય આચરણરૂપી વૃક્ષ પ્રતિ કુંજર !
सम=સમગ્ર.
आनन=મુખ.
कान्ति=પ્રભા.
समाननतारकान्ते !=હે સમગ્ર છે જેમના મુખની મનોહર પ્રભા એવા ! (સં૦)
सन्दोह=સમુદાય.
राहु=રાહુ.
निर्मथन=નાશ.
सन्दोहराहुबलनिर्मथने=સમુદાયરૂપી રાહુના પરાક્રમનો નાશ કરવામાં.
संरम्भ=ક્રોધ, કોપ.
आगस्=અપરાધ.
तमःसंरम्भागसां=પાપ, ક્રોધ અને અપરાધના.
अज=કૃષ્ણ.
समान=જેવા.
अजसमान !=હે કૃષ્ણ જેવા !
आर=વૈરિ-મણ્ડલ, દુશ્મનોની ચોકડી.
नतारकान्ते=પ્રણામ કરેલાના દુશ્મનોના મણ્ડલના સુખનો નાશ છે જેથી એવાને વિષે.

## શ્લોકાર્થ

**તીર્થંકર-વર્ગને પ્રણામ—**

" હે ( જીવ-હિંસાદિક ) પાપમય આચરણરૂપી વૃક્ષને ( જડમૂળથી ઉખેડી નાંખવામાં ) હસ્તિ-સમાન ! વળી સમગ્ર છે જેમના મુખની મનોહર પ્રભા એવા હે ( તીર્થ-પતિઓના સમુદાય ) ! હે પાપ, કોપ અને અપરાધના સમૂહરૂપી રાહુના પરાક્રમને પરાસ્ત કરવામાં કૃષ્ણસમાન ! હે તીર્થપતિઓના વૃન્દ ! પ્રણામ કરેલા ( મનુષ્યો )ના દુશ્મનોના મણ્ડલના સુખનો નાશ કરનારા એવા આપને વિષે (મારા) અસાધારણ પ્રણામ હોજો."—૩૦

## સ્પષ્ટીકરણ

**રાહુ-વિચાર**

હિંદુ શાસ્ત્રોમાં રાહુને એક રાક્ષસ ગણવામાં આવ્યો છે અને સિંહિકા અને વિપ્રચિત્તિને તેનાં માતાપિતા તરીકે ઓળખાવ્યાં છે. વળી ત્યાં કહ્યું છે કે-સમુદ્રનું મંથન કરવાથી નીકળી આવેલ ચૌદ રત્નોમાંના અમૃત-રત્નનું દેવો જ્યારે પાન કરતા હતા, તે વખતે છૂપા વેશે રાહુએ પણ રાક્ષસ ( દાનવ ) હોવા છતાં તેનું પાન કરી લીધું. આ વાતની સૂર્ય અને ચન્દ્રને ખબર પડતાં તેમણે તે વાત વિષ્ણુને કહી સંભળાવી. આથી વિષ્ણુએ રાહુનું માથું કાપી નાંખ્યું. પરંતુ

થોડા ઘણા અમૃતનો તેણે આસ્વાદ કરેલો હોવાથી તે અમર બની ગયો હતો, એટલે તે હજુ પણ સૂર્ય અને ચન્દ્રના ઉપર તેમને ગ્રહણ કરવારૂપ પોતાનું વેર લઇ શકે છે.

અત્ર કોઇને શંકા થાય કે શ્લોકાર્થમાં તો રાહુને પરાસ્ત કરનાર તરીકે કૃષ્ણનો ઉલ્લેખ કર્યો છે અને અત્ર તો વિષ્ણુનું નામ આપવામાં આવે છે તે શું ન્યાય-સંગત છે? આના સમાધાનમાં સમજવું કે કૃષ્ણ એ વિષ્ણુના મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ આ દશ અવતારો પૈકી આઠમો છે; એટલે ઉપર્યુક્ત હકીકત ન્યાય્ય છે.[1]

जिनवाण्याः स्तुतिः—

सम्यग्दृशामसुमतां निचये चकार
सद्भा रतीरतिवरा मरराजिगे या ।
दिश्यादवश्यमखिलं मम शर्म जैनी
सद्भारती रतिवरामरराजिगेया ॥ ३१ ॥

—वसन्त०

## विवरणम्

सा जैनी—जिनसंबन्धिनी सद्भारती—उत्तमवाग् मम शर्म—सुखं दिश्यात्—कुर्यात् । अवश्यं—निश्चितम् । शर्म किं० ? अखिलं—सर्वम् । भारती किंविशिष्टा ? रत्या—सुखेन वरा या अमरराज्याः—सुराल्या गेया—स्तवनीया । सा का ? या असुमतां—प्राणिनां निचये—निकरे रतीः—सुखानि चकार—करोति स्म । असुमतां किंविशिष्टानां ? सम्यग्दृशां—सम्यक्त्वभृताम् । रतीः किं० ? सती—वरा भा—श्रीः याभ्यः ताः । या किं० ? अतिवरा—अत्युत्कृष्टा । निचये किंविशिष्टे ? मरराज्यां—मरणपरम्परायां ( गे ) गते ॥ ३१ ॥[2]

### अन्वयः

या सत्-भा, अति-वरा ( सत्-भारती ) सम्यक्-दृशां असुमतां मर-राजि-गे ( अथवा मर-रा-आजि-गे) निचये रतीः चकार, ( सा ) रति-वर-अमर-राजि-गेया जैनी सत्-भारती मम अखिलं शर्म अवश्यं दिश्यात् ।

---

૧ સરખાવો નીચેના શ્લોકમાં આપેલું દશે અવતારોનું વર્ણન—

"वेदानुद्धरते जगन्निवहते भूगोलमुद्बिभ्रते
दैत्यं दारयते बलिं छलयते क्षत्रक्षयं कुर्वते ।
पौलस्त्यं जयते हलं कलयते कारुण्यमातन्वते
म्लेच्छान् मूर्च्छयते दशाकृतिकृते कृष्णाय तुभ्यं नमः ॥"

—ગીત-ગોવિન્દ, પ્રથમ શ્લોક.

२ 'मरणप्रद्युद्धे गते' इति पाठान्तरं, अर्थान्तरं च ।

### શબ્દાર્થ

सम्यच्=યથાર્થ.
दृश्=દૃષ્ટિ.
सम्यग्दृशां=સમ્યક્ત્વધારીઓના.
असुमतां ( मू० असुमत् )=પ્રાણીઓના.
निचये ( मू० निचय )=સમૂહને વિષે.
चकार ( धा० कृ )=કર્યાં.
सद्भा=ઉત્તમ છે પ્રભા જેની એવી.
रतीः ( मू० रति )=સુખોને, આનંદોને.
अतिवरा=અત્યુત્તમ, સર્વોત્કૃષ્ટ.
मर=મરણ, મૃત્યુ.
राजि=પરંપરા, શ્રેણિ.
आजि=લડાઇ.
मरराजिगे=(૧)મરણની પરંપરાને પ્રાપ્ત થયેલ; (૨) મૃત્યુદાયક યુદ્ધમાં ગયેલ.
दिश्यात् ( धा० दिश् )=અર્પો.
अवश्यं=નક્કી, ખચિત.
अखिलं ( मू० अखिल )=સમસ્ત, સંપૂર્ણ.
शर्म ( मू० शर्मन् )=સુખને.
जैनी=જિન-વિષયક.
भारती =વાણી.
सद्भारती=ઉત્તમ વાણી.
रति=સુખ.
अमर=દેવ, સુર.
गेय=ગાવા લાયક.
रतिवरामरराजिगेया=સુખે કરીને ઉત્તમ એવી સુરોની શ્રેણિને સ્તુતિ કરવા લાયક.

### શ્લોકાર્થ

**જિન-વાણીની સ્તુતિ—**

"ઉત્તમ લક્ષ્મી ( પ્રાપ્ત થઇ શકે ) છે જેથી એવી [ અથવા સુશોભિત છે પ્રભા જેની એવી ] તેમજ અત્યુત્તમ એવી જે ( જિન-વાણીએ ) મરણની પરંપરાને પ્રાપ્ત થયેલા [ અથવા મૃત્યુ-દાયક યુદ્ધમાં ગયેલા ] સમ્યગ્દૃષ્ટિ પ્રાણીઓના સમુદાયને વિષે સુખો ( ઉત્પન્ન ) કર્યાં ( અર્થાત્ સમ્યગ્-દૃષ્ટિઓને જન્મ, જરા અને મરણને અગોચર એવી મુક્તિ અપાવી ), તે સુખે કરીને શ્રેષ્ઠ એવી સુરોની શ્રેણિને ( પણ ) સ્તુતિ કરવા યોગ્ય એવી જિન-વિષયક ( અર્થાત્ જિનેશ્વરે પ્રરૂપેલી ) વાણી મને ખચિત સંપૂર્ણ સુખ સમર્પો."—૩૧

**वज्राङ्कुशीदेव्याः स्तुतिः—**

अध्यासिता नवसुधाकरबिम्बदन्तं
स्वानेकपं कमलमुक्तघनाघनाभम् ।
'वज्राङ्कुशी' दिशतु शं समुपात्तपुण्य-
स्वाऽनेकपङ्कमलमुक्तघना घनाभम् ॥ ३२ ॥ ८ ॥

—वसन्त०

### विवरणम्

वज्राङ्कुशी-देवी शं-सुखं दिशतु-सृजतु । वज्राङ्कुशी किं० ? अध्यासिता-अधिगता । कं ? स्वानेकपं-निजनागम् । अनेकपं किं० ? नवं यत् सुधाकरबिम्बं-चन्द्रमण्डलं तद्वद् दन्तौ

यस्य तम् । पुनः किं० ? कमलेन–जलेन मुक्तो–रहितो घनाघनो–मेघः तन्निभम् । वज्राङ्कुशी किं० ? समुपात्तं–स्वीकृतं पुण्यस्वं–धर्मधनं यया सा । पुनः किं० ? अनेकेन–भूयसा पङ्कमलेन–पापकर्दमेन मुक्तः–त्यक्तो घनः–तनुर्यस्याः सा । अनेकपं किं० ? घना–निबिडा आभा–शोभा यस्य तम् ॥ ३२ ॥

## अन्वयः

नव–सुधा–कर–बिम्ब–दन्तं, कमल–मुक्त–घनाघन–आभं, घन–आभं स्व–अनेकपं अध्यासिता, समुपात्त–पुण्य–स्वा, अनेक–पङ्क–मल–मुक्त–घना वज्राङ्कुशी शं दिशतु ।

## શબ્દાર્થ

अध्यासिता ( ધા૦ आस् )=બેઠેલી.
सुधा=અમૃત.
सुधाकर=અમૃતમય કિરણવાળો, ચન્દ્ર.
बिम्ब=મણ્ડલ.
नवसुधाकरबिम्बदन्तं=નવીન ચન્દ્ર–મણ્ડલના જેવા દન્ત છે જેના એવા.
स्व=નિજ, પોતાના.
अनेकप=કુંજર, હાથી.
स्वानेकपं=નિજ કુંજર ઉપર.
कमल=જલ, પાણી.
मुक्त ( ધા૦ मुच् )=છોડી દીધેલ.
घनाघन=મેઘ.
कमलमुक्तघनाघनाभं=જલથી રહિત એવા મેઘના સમાન.
वज्राङ्कुशी=વજ્રાંકુશી ( દેવી ).
दिशतु ( ધા૦ दिश् )=આપો.
समुपात्त ( ધા૦ दा )=સ્વીકાર કરેલ.
पुण्य=પુણ્ય.
स्व=ધન.
समुपात्तपुण्यस्वा=સ્વીકાર કર્યો છે પુણ્યરૂપી ધનનો જેણે એવી.
अनेक=અનેક.
पङ्क=કાદવ, કીચ્ચડ.
घन=દેહ.
अनेकपङ्कमलमुक्तघना=અનેક ( જાતના ) પાપરૂપ કાદવથી મુક્ત છે દેહ જેનો એવી.
घनाभं=અતિશય છે શોભા જેની એવા.

## શ્લોકાર્થ

**વજ્રાંકુશી દેવીની સ્તુતિ—**

" નવીન ચન્દ્ર–મણ્ડલના સમાન (મનોરંજક) છે દંત જેના એવા, વળી જલ–રહિત મેઘના જેવા ( અર્થાત્ શ્વેતવર્ણી ) તેમજ અતિશય છે શોભા જેની એવા પોતાના ( ઐરાવત સમાન ) કુંજર ઉપર આરૂઢ થયેલી એવી, તથા સ્વીકાર્યું છે પુણ્યરૂપી ધન જેણે એવી, તેમજ અનેક ( પ્રકારના ) પાપરૂપી કાદવથી અલિપ્ત છે દેહ જેનો એવી વજ્રાંકુશી ( દેવી ) સુખ અર્પો. "—૩૨

## સ્પષ્ટીકરણ

**વજ્રાંકુશી દેવીનું સ્વરૂપ—**

અત્ર પણ આ કવિરાજે **શ્રીશોભનાચાર્ય**નું અનુકરણ કર્યું છે. આ **વજ્રાંકુશી** નામની વિદ્યા-દેવીનું સ્વરૂપ નીચે મુજબ છેઃ—

'વજ્ર અને અંકુશને જે ધારણ કરે તે વજ્રાંકુશી' એ **વજ્રાંકુશી** શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ વિદ્યા-દેવીની કાંચનવર્ણી કાયા છે અને તેને હાથીનું વાહન છે. વિશેષમાં તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને વજ્રથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ તો માતુલિંગ (બિજોરૂં) અને અંકુશથી અલંકૃત છે. આ પ્રમાણેનો ઉલ્લેખ **નિર્વાણકલિકા**માં છે. ત્યાં કહ્યું છે કે-

"तथा **वज्राङ्कुशीं** कनकवर्णां गजवाहनां चतुर्भुजां वरदवज्रयुतदक्षिणकरां मातुलिङ्गाङ्कुशयुक्तवामहस्तां चेति"

આ સંબંધમાં નીચેનો શ્લોક વિચારી લઇએ.

"निस्त्रिंशवज्रफलकोत्तमकुन्तयुक्त—
हस्ता सुतप्तविलसत्कलधौतकान्तिः ।
उन्मत्तदन्तिगमना भुवनस्य विघ्नं
वज्राङ्कुशी हरतु वज्रसमानशक्तिः ॥"

—આચાર૦ પત્રાંક ૧૬૨.



## ९ श्रीसुविधिजिनस्तुतयः

अथ श्रीसुविधिनाथस्य स्तुतिः—

निर्वाणमिन्दुयशसां वपुषा निरस्त-
रामाङ्गजोऽरुज ! गतः सुविधे ! निधे ! हि ।
विस्तारयन् सपदि शं परमे पदे मां
'रामा'ङ्गजोरु जगतः 'सुविधे !' निधेहि ॥ ३३ ॥

—वसन्त०

### विवरणम्

हे सुविधे !—नवमजिन ! त्वं मां परमे पदे—सत्तमे स्थाने निधेहि—स्थापय । त्वं किं० ? । गतः—प्राप्तः । किं ? निर्वाणं—मुक्तिं अथवा सुखम् । त्वं किं० ? वपुषा—शरीरेण निरस्तो—न्यक्कृतो रामाङ्गजो—रम्यकामो येन सः । नास्ति रुजा—रोगो यस्य तत्सं० । शोभनो विधिर्यस्य तत्सं० । हे निधे !—निधान ! । केषां ? इन्दुयशसां—चन्द्रसमकीर्त्तीनाम् । हीति निश्चितम् । त्वं किं कुर्वन् ? विस्तारयन्—तन्वन् । किं ? शं—शर्म । कस्य ? जगतो—विश्वस्य । शं किं० ? उरु—विततम् । सपदि—शीघ्रम् । हे रामाङ्गज !—रामाराज्ञीपुत्र ! ॥ ३३ ॥

### अन्वयः

इन्दु—यशसां निधे ! अ—रुज ! सु—विधे ! रामा—अङ्गज ! सुविधे ! निर्वाणं गतः, वपुषा निरस्त—राम—अङ्गजः, जगतः उरु शं सपदि विस्तारयन् ( त्वं ) मां हि परमे पदे निधेहि ।

### શબ્દાર્થ

निर्वाणं (मू० निर्वाण)=(१) મોક્ષને; (२) સુખને.
इन्दु=ચન્દ્ર.
यशस्=કીર્તિ.
इन्दुयशसां=ચન્દ્રસમાન કીર્તિઓના.
वपुषा ( मू० वपुस् )=દેહ વડે.
राम=રમણીય.
निरस्तरामाङ्गजः=નિરાસ કર્યો છે રમણીય કંદર્પનો જેણે એવા.
रुजा=રોગ.
अरुज !=અવિદ્યમાન છે રોગ જેને વિષે એવા ! (સં૦)
गतः ( मू० गत )=ગયેલ.
विधि=વિધાન, કામ.
सुविधे !=શોભન છે વિધાન જેનું એવા ! (સં૦)
निधे ! (मू० निधि )=હે ભંડાર !
हि=નિશ્ચયવાચક અવ્યય.
विस्तारयन् ( मू० विस्तारयत् )=ફેલાવો કરનારા
सपदि=એકદમ.

परमे ( मू० परम )=ઉત્કૃષ્ટ.
पदे ( मू० पद )સ્થાનમાં.
रामा=રામા ( રાણી ), સુવિધિનાથની માતા.
रामाङ्गज !=રામા ( રાણી )ના પુત્ર !
उरु=વિસ્તીર્ણ.
जगतः ( मू० जगत् )=જગત્‌ના, દુનિયાના.
सुविधे ! (मू० सुविधि )=હે સુવિધિ( નાથ ) !
निधेहि ( धा० धा )=સ્થાપો.

## શ્લોકાર્થ

**શ્રીસુવિધિનાથની સ્તુતિ—**

" હે ચન્દ્ર સમાન [ ઉજ્જવલ ) કીર્તિઓના ભંડાર ! હે રોગ–રહિત ( નવમા તીર્થંકર ) ! શોભન છે વિધાન જેનું એવા હે ( ઈશ ) ! હે રામા ( રાણી )ના નન્દન ! હે સુવિધિ ( નાથ ) ! મોક્ષને [ અથવા સુખને ] પ્રાપ્ત થયેલો, તથા દેહ ( ની શોભા ) વડે પરાસ્ત કર્યો છે રમણીય રતિ–રમણને ( પણ ) જેણે એવો તેમજ વળી જગત્‌ના વિશાળ સુખનો સત્વર વિસ્તાર કરનારો એવો તું મને ઉત્તમ સ્થાનમાં ( અર્થાત્ શિવ-પુરીમાં) નક્કી સ્થાપ. "—૩૩

## સ્પષ્ટીકરણ

**સુવિધિનાથ–ચરિત્ર—**

સુવિધિનાથ–ચરિત્ર પણ પ્રાકૃત તેમજ સંસ્કૃત ભાષામાં રચાયેલું હોવું જોઇએ, એમ જૈન ગ્રન્થાવલી ઉપરથી જોઈ શકાય છે.

**जिनसमूहस्य प्रार्थना—**

संप्रापयन्नतिमतोऽसुमतोऽतिचण्ड–
भास्वन्महाः शिवपुरः सविधेऽयशस्तः ।
पायादपायरहितः पुरुषान् जिनौघो
भास्वन्महाः शिवपुरः सविधेयशस्तः ॥ ३४ ॥

—वसन्त०

## विवरणम्

जिनौघः पुरुषान् अयशस्तः–अपवादात् पायात्–रक्षतु । जिनौघः किं कुर्वन् ? संप्रापयन्–नयन् । कान् ? असुमतः प्राणिनः । क्व ? शिवपुरः सविधे–सिद्धिपुर्याः समीपे । पुनः किं० ? अतिमतः–अतिमान्यः । पुनः किं० ? अतिचण्डः–अतितीव्रो भास्वान्–रविः तद्वन्महः–तेजो यस्य सः । पुनः किं० ? अपायेन–कष्टेन रहितो–वर्जितः । पुनः किं० ? भास्वत्–राजमानं महः–उत्सवो यस्य सः । पुनः किं० ? शिवं–निरुपद्रवं पुरं–तनुर्यस्य सः । पुनः किं० ? सह विधेयेन–करणार्हेण शस्तेन–शिवेन वर्तते यः सः ॥ ३४ ॥

### अन्वयः

असुमतः शिव-पुरः सविधे संप्रापयन्, अति-मतः, अति-चण्ड-भास्वत्-महाः, अपाय-रहितः, भास्वत्-महाः, शिव-पुरः, स-विधेय-शस्तः जिन-ओघः पुरुषान् अ-यशस्तः पायात् ।

### શબ્દાર્થ

संप्रापयन् ( मू० संप्रापयत् )=પ્રાપ્ત કરાવતો.
मत ( धा० मन् )=માનેલ.
अतिमतः ( मू० अतिमत )=અતિશય માન્ય.
असुमतः ( मू० असुमत् )=પ્રાણીઓને.
भास्वत्=ભાનુ, સૂર્ય.
महस्=તેજ.
अतिचण्डभास्वन्महाः=અતિશય તીવ્ર એવા સૂર્યના જેવું તેજ છે જેનું એવો.
पुर्=નગર.
शिवपुरः=મોક્ષ નગરની.
सविधे ( मू० सविध )=સમીપમાં, પાસે.
अयशस्तः ( मू० अयशस् )=અપકીર્તિથી, બેઇજ્જતથી.
पायात् ( धा० पा )=રક્ષણ કરો, બચાવો.
रहित=વિનાનું.
अपायरहितः=કષ્ટથી મુક્ત.
पुरुषान् ( मू० पुरुष )=મનુષ્યોને.
ओघ=સમૂહ.
जिनौघः=જિનોનો સમુદાય.
भास्वत्=પ્રકાશમાન.
महस्=ઉત્સવ.
भास्वन्महाः=પ્રકાશમાન છે ઉત્સવ જેનો એવો.
शिव=કલ્યાણકારી.
पुरः=દેહ.
शिवपुरः=કલ્યાણકારી છે દેહ જેનો એવો.
विधेय ( धा० धा )=કરવા લાયક.
शस्त=કલ્યાણ.
सविधेयशस्तः=કરવા લાયક કલ્યાણથી યુક્ત.

### શ્લોકાર્થ

**જિન-સમૂહની પ્રાર્થના—**

"પ્રાણીને શિવ-પુરીની સમીપે લઇ જનારો, ( લોકને વિષે ) અતિશય માન્ય, અત્યન્ત પ્રચણ્ડ એવા ભાનુના સમાન તેજવાળો, વળી કષ્ટ-રહિત, તેમજ દેદીપ્યમાન છે મહોત્સવ જેનો એવો, તથા વળી ઉપદ્રવ-રહિત છે દેહ જેનો એવો તેમજ કરવા લાયક કલ્યાણથી યુક્ત એવો જિન-સમુદાય મનુષ્યોને અપકીર્તિથી બચાવો."—૩૪

**जिनवचनविचारः—**

ये प्रेरिताः प्रचुरपुण्यभरैर्विनम्रा-
ऽपापायमानव ! सुधारुचिरङ्गतारम् ।
कुर्वन्तु ते हृदि भवद्वचनं व्यपास्त-
पापायमान ! वसुधारुचिरं गतारम् ॥ ३५ ॥

—वसन्त०

## विवरणम्

ये प्रचुरपुण्यभरैः–बहुधर्मभारैः प्रेरिताः सन्ति ते नरा भवद्वचनं हृदि कुर्वन्तु–स्मरन्तु । विनम्राः–प्रणताः अपापाया–गतकष्टा मानवा–नरा यस्य तत्सं० । वचनं किं० ? सुधारुचिः–चन्द्रः तस्य रङ्गो–रागस्तद्वत् तारं–उज्ज्वलम् । व्यपास्तो–निरस्तः पापस्य आयो–लाभो यस्मात् एतादृग् मानः–स्मयो येन तत्सं० । वचनं किं० वसुधायां–धरित्र्यां रुचिरं–रमणीयम् । पुनः किं० ? । गतं-नष्टं आरं–वैरिवृन्दं यस्मात् तत् ॥ ३५ ॥

### अन्वयः

ये प्रचुर–पुण्य–भरैः प्रेरिताः ( सन्ति ), ते ( हे ) विनम्र–अप–अपाय–मानव ! व्यपास्त–पाप–आय–मान ! सुधा–रुचि– रङ्ग–तारं, वसुधा–रुचिरं, गत–आरं भवत्–वचनं हृदि कुर्वन्तु ।

### શબ્દાર્થ

ये ( मू० यद् )=જેઓ.
प्रेरिताः ( मू० प्रेरित )=પ્રેરાયેલા.
प्रचुर=બહુ, અત્યંત.
प्रचुरपुण्यभरैः=બહુ પુણ્યના સમૂહોથી.
अप=વિયોગવાચક અવ્યય.
विनम्रापापायमानव !=પ્રણામ કર્યો છે જતાં રહ્યાં છે કષ્ટો જેનાં એવા મનુષ્યોએ જેને એવા ! ( સં૦ )
सुधारुचि=અમૃતના સમાન કિરણો છે જેનાં તે, ચન્દ્ર.
रङ्ग=વર્ણ.
तार=ઉજ્જવલ.
सुधारुचिरङ्गतारं=ચન્દ્રના વર્ણના જેવું ઉજ્જવલ.
कुर्वन्तु ( धा० कृ )=કરો.
ते ( मू० तद् )=તેઓ.
भवत्=આપ.
वचन=વચન.
भवद्वचनं=આપના વચનને.
व्यपास्त ( धा० अस् )=દૂર ફેંકી દીધેલ.
पाप=પાપ.
व्यपास्तपापायमान=દૂર ફેંકી દીધો છે પાપનો લાભ છે જે થકી એવા ગર્વને જેણે એવા ! ( સં૦ )
रुचिर=મનોહર.
वसुधारुचिरं=જગત્‌ને વિષે મનોહર.
गतारं=નષ્ટ થયો છે શત્રુ–સમુદાય જે દ્વારા એવા.

### શ્લોકાર્થ

જિન-વચનનો વિચાર—

" પ્રણામ કર્યો છે કષ્ટ-મુક્ત માનવોએ જેને એવા હે ( પરમેશ્વર ) ! દૂર ફેંકી દીધો છે ( અર્થાત્ સર્વથા જલાંજલિ આપી છે) પાપનો લાભ કરી આપનારા એવા ગર્વને જેણે એવા હે ( વીતરાગ ) ! જેઓ બહુ પુણ્યના સમૂહોથી પ્રેરિત થયા છે, તે ( મનુષ્યો ) ચન્દ્રના વર્ણના જેવા ઉજ્જવલ, તેમજ જગતૂંને વિષે મનોરંજક તેમજ વળી નાશ પામ્યો છે શત્રુ–સમૂહ જે દ્વારા એવા આપના વચનને હૃદયમાં ( ધારણ ) કરો. "—૩૫

सुतारकादेव्याः स्तुतिः—

त्वं देवते ! विशदवाग्विभवाभिभूत-
सारामृता समुदितास्यसुतारकेशा ।
नृणामुपप्लवचमूमुचितप्रदाने-
ऽसारामृता समुदिता स्य 'सुतारके'शा ॥ ३६ ॥ ९ ॥

—वसन्त०

## विवरणम्

हे देवते ! नृणां—नराणां उपप्लवचमूं—उपद्रवसेनां स्य—दलय । त्वं किंविशिष्टा ? विशदेन—निर्मलेन वाग्विभवेन अभिभूतं—पराजितं सारं—वरं अमृतं—सुधा यया सा । पुनः किं० ? समुदितः—सम्यग् उदयं प्राप्त आस्यसुतारकेशो—मुखसुप्रुचन्द्रो यस्याः सा । चमूं किंविशिष्टां ? असारां—अप्रधानाम् । पुनः किंविशिष्टा (त्वं) ? ऋता—सत्यभाषिणी । पुनः किं० ? समुदिता—सहर्षा । पुनः किं० ? सुतारकानाम्नी देवी । पुनः किं० ? ईशा—समर्था । क्व ? उचितप्रदाने—योग्यवितरणे ॥ ३६ ॥

## अन्वयः

(हे) देवते ! विशद-वाच्-विभव-अभिभूत-सार-अमृता, समुदित-आस्य-सु-तारक-ईशा, उचित-प्रदाने ईशा, ऋता, स-मुदिता 'सुतारका' त्वं नृणां असारां उपप्लव-चमूं स्य ।

## શબ્દાર્થ

देवते ! ( मू० देवता )=હે દેવી !
विशद=નિર્મલ.
वाच्=વાણી.
विभव=સંપત્તિ, વૈભવ.
अभिभूत ( धा० भू )=પરાભવ પમાડેલ.
विशदवाग्विभवाभिभूतसारामृता=નિર્મલ વાણીના વૈભવ વડે પરાભવ પમાડ્યો છે ઉત્તમ અમૃતને જેણે એવી.
समुदित ( धा० इ )=સારી રીતે ઉદયને પ્રાપ્ત થયેલ.
आस्य=વદન, મુખ.
तारक=તારા, નક્ષત્ર.
तारकेश=તારા-પતિ, નક્ષત્ર-પતિ, ચન્દ્ર.
समुदितास्यसुतारकेशा=રૂડી રીતે ઉદય પામ્યો છે મુખરૂપી શુભ ચન્દ્ર જેનો એવી.
उपप्लव=(૧) ઉપદ્રવ; (૨) વિઘ્ન; (૩) આફત; (૪) ભય.
चमू=સેના, સૈન્ય.
उपप्लवचमूं=ઉપદ્રવની સેનાને.
प्रदान=અર્પણ.
उचितप्रदाने=યોગ્ય ( વસ્તુ ) અર્પણ કરવામાં.
असारां ( मू० असारा )=અસારભૂત.
ऋता ( मू० ऋत )=સત્યવતી.
समुदिता=હર્ષિત.
स्य ( धा० सो )=નાશ કર.
सुतारका=સુતારકા ( નામની દેવી ).
ईशा ( मू० ईश )=સમર્થ.

## શ્લોકાર્થ

**સુતારકા દેવીની સ્તુતિ—**

" હે દેવી ! જેણે ( પોતાની ) નિર્મલ વાણીના વૈભવ વડે ઉત્તમ અમૃતને ( પણ ) પરાભવ પમાડયો છે એવી ( અર્થાત્ જેનું વચન અમૃત કરતાં પણ અધિક છે એવી ), વળી જેનો મુખરૂપી સુચન્દ્ર રૂડી રીતે ઉદય પામ્યો છે એવી ( અર્થાત્ જેનું વદન શરદ્ ઋતુમાંના આશ્વિન શુક્લ પૂર્ણિમાના ચન્દ્રને પણ લીલામાત્રમાં જીતી લે છે એવી ), તથા વળી ( ભક્ત જનોને ) યોગ્ય ( વસ્તુ ) અર્પણ કરવામાં ( કલ્પવૃક્ષના સમાન ) સમર્થ એવી, તેમજ સત્ત્વવતી તથા હર્ષિત એવી તું સુતારકા ( દેવી ) મનુષ્યોને ઉપદ્રવ કરનારી એવી અસારભૂત સેનાનો નાશ કર."—૩૬

## સ્પષ્ટીકરણ

**સુતારકા ( સુતારા ) દેવી—**

'સુતારકા' કહો કે 'સુતારા' કહો તે બન્ને એકજ છે, કેમકે આ તો નવમા તીર્થંકર શ્રીસુવિધિનાથની શાસન-દેવી છે. એનો ગૌર વર્ણ છે અને એને વૃષભનું વાહન છે. વિશેષમાં એને ચાર હાથ છે. તેના જમણા બે હાથમાં વરદ અને અક્ષ-સૂત્ર છે, જ્યારે ડાબા બે હાથમાં કળશ અને અંકુશ છે. આ વાતની પુષ્ટિમાં કહેવાનું કે—

" वृषभगतिरथोद्यच्चारुबाहाचतुष्का
  शशधरकिरणाभा दक्षिणे हस्तयुग्मे ।
वरवरसजमाले बिभ्रती चैव वामे
  सृणिकलशमनोज्ञा स्तात् 'सुतारा' महर्द्ध्यै ॥"—मालिनी

—આચાર૦ પત્રાંક ૧૭૬.



अथ श्रीशीतलनाथस्य स्तुतिः—

पीडागमो न परिजेतरि दत्तमर्त्या-
नन्दातनूद्भवभयायशसां प्रसिद्धे ! ।
चित्ते विवर्तिनि विशां भवति त्वयीश !
'नन्दा'तनूद्भव ! भया यशसां प्रसिद्धे ॥ ३७ ॥

—वसन्त०

## विवरणम्

हे नन्दातनूद्भव !–शीतलजिन ! त्वयि विशां चित्ते–नराणां मनसि विवर्तिनि–वर्तनशीले सति पीडागमो–बाधागमो न भवति । त्वयि किंविशिष्टे ? परिजेतरि–जयनशीले । केषां ? अतनूनि–प्रचुराणि उद्भवभयायशांसि–उत्पत्तिभयापकीर्तयः तेषाम् । दत्तो–जनितो मर्त्यानां आनन्दो–हर्षो येन तत्सं० । प्रकृष्टा सिद्धिः अथवाऽष्टमहासिद्धिः यस्य तत्सं० । हे ईश ! । त्वयि किंविशिष्टे ? प्रसिद्धे–विख्याते । कया ? भया–प्रभया । केषां ? यशसां–कीर्तीनाम् ॥ ३७ ॥

## अन्वयः

(हे) दत्त-मर्त्य-आनन्द ! प्र-सिद्धे ! ईश ! 'नन्दा'-तनु-उद्भव ! अतनु-उद्भव-भय-अयशसां परिजेतरि, यशसां भया प्रसिद्धे त्वयि विशां चित्ते विवर्तिनि (सति) पीडा-आगमः न भवति ।

## शब्दार्थ

पीडा=કષ્ટ, દુઃખ.
आगम=આગમન, આવવું તે.
पीडागमः=કષ્ટનું આગમન.
परिजेतरि (मू० परिजेतृ)=વિજેતા, જીતનાર.
दत्त (धा० दा)=અર્પણ કરેલ.
मर्त्य=માનવ.
दत्तमर्त्यानन्द !=અર્પણ કર્યો છે માનવોને હર્ષ જેણે એવા ! (સં०)
तनु=અલ્પ.
अतनु=અનલ્પ, બહુ.
उद्भव=ઉત્પત્તિ.
भय=બીક.
अयशस्=અપકીર્તિ.
अतनूद्भवभयायशसां=અનલ્પ ઉત્પત્તિ, ભીતિ અને અપકીર્તિના.
सिद्धि=(૧) મુક્તિ; (૨) સિદ્ધિ.
प्रसिद्धे ! (मू० प्र-सिद्धि)=પ્રકૃષ્ટ સિદ્ધિ છે જેને એવા ! (સં०)
विवर्तिनि (मू० विवर्तिन्)=વર્તનાર.

विशां ( મૂ૦ विश् )=મનુષ્યોના, માણસોના.
भवति ( ધા૦ भू )=થાય છે.
त्वयि ( મૂ૦ युष्मद् )=તું.
नन्दा=નન્દા (રાણી), શીતલ જિનની જનની.
नन्दातनूद्भव !=નન્દા ( રાણી )ના દેહ દ્વારા ઉત્પત્તિ છે જેની એવા ! ( સં૦ )
भया ( મૂ૦ भा )=પ્રભા વડે, કાંતિ વડે.
यशसां ( મૂ૦ यशस् )=કીર્તિઓની.
प्रसिद्धे ( મૂ૦ प्रसिद्ध )=વિખ્યાત.

## શ્લોકાર્થ

**શ્રીશીતલનાથની સ્તુતિ—**

"જેણે માનવોને આનન્દ અર્પણ કર્યો છે એવા હે ( દશમા તીર્થંકર ) ! જેનું પ્રકૃષ્ટ નિર્વાણ છે એવા [ અથવા જેને ( અષ્ટ ) મહાસિદ્ધિઓ ( પ્રાપ્ત થઇ ) છે એવા હે (યોગિરાજ)] ! હે નાથ ! હે નન્દા ( રાણી )ના નન્દન ( [1]શીતલનાથ ) ! અનલ્પ ઉત્પત્તિ, ભીતિ અને અપકીર્તિને જીતનારા તેમજ કીર્તિઓની કાંતિ વડે (જગત્માં) વિખ્યાત એવા તમે જ્યારે મનુષ્યોના ચિત્તમાં વર્તો છો, ત્યારે તેમને (લેશતઃ પણ) પીડા ઉદ્ભવતી નથી."—૩૭

## સ્પષ્ટીકરણ

**સિદ્ધિ—**

જેની ચિત્ત-વૃત્તિ આત્મ-સ્વરૂપમાં લીન થયેલી હોય, જેને જગત્ની જંજાલ તરફ મધ્યસ્થ યાને ઉદાસીન ભાવ પ્રકટ થયો હોય, તેવા મહાનુભાવને યોગના ફળરૂપ અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે આવો યોગીશ્વર પણ જો કદાચ સિદ્ધિના ઉપર મુગ્ધ બને, તો તેનું પણ અધઃપતન થવાનુંજ. અર્થાત્ જયાં સુધી તે આ સિદ્ધિરૂપી સુન્દરીમાં આસક્ત રહે, ત્યાં સુધી તે મુક્તિ મેળવી શકે નહિ.

આ સિદ્ધિઓના શાસ્ત્રમાં અનેક પ્રકારો બતાવ્યા છે. કેટલેક સ્થળે [2]અણિમાદિ અષ્ટ સિદ્ધિઓનો ઉલ્લેખ કર્યો છે અને તેનું સ્વરૂપ નીચે મુજબ બતાવવામાં આવ્યું છેઃ—

**અણિમા** ( અણુત્વ )—આ સિદ્ધિ દ્વારા મનુષ્ય ધારે તેટલું પોતાનું શરીર નાનું બનાવી શકે. એક છિદ્રમાં પણ પેસી શકાય તેટલું તે નાનું બનાવે. સોયના છિદ્રમાંથી દોરાની માફક બહાર નીકળી શકે, કમલ-તન્તુના છિદ્રમાં પેસીને ચક્રવર્તીના ભોગો ભોગવી શકે, એ આ સિદ્ધિની બલિહારી છે.

**મહિમા** ( મહત્ત્વ )—આ સિદ્ધિ દ્વારા જેવડું મોટું શરીર બનાવવું હોય, તેટલું બનાવવામાં વાંધો આવે તેમ નથી.

---

૧ આ દશમા તીર્થંકરનાં ચરિત્રો પણ સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચાયેલાં હોવાનો ઉલ્લેખ **જૈન ગ્રન્થાવલી**માં છે.

૨ સરખાવો—

"अणिमा १ महिमा २ चैव, गरिमा ३ लघिमा ४ तथा ।
प्राप्तिः ५ प्राकाम्य ६ मीशित्वं ७, वशित्वं ८ चाष्ट सिद्धयः ॥ १ ॥"

**ગરિમા** ( ગુરૂત્વ )—આ સિદ્ધિની સહાયથી પોતાનો દેહ જોઇએ તેટલો ભારે બનાવી શકાય. વજ્ર કરતાં પણ વધારે વજનદાર શરીર આ સિદ્ધિથી બને છે.

**લઘિમા** ( લઘુત્વ )—આ સિદ્ધિથી શરીર જેટલું જોઇએ તેટલું હલકું બનાવી શકાય. રૂના કરતાં અરે પવનના કરતાં પણ હલકું શરીર બનાવવામાં આ સિદ્ધિ અનુપમ સાધન છે.

**પ્રાપ્તિ**—આ સિદ્ધિ દ્વારા જે વસ્તુની ઇચ્છા થાય તે મેળવી શકાય.[1]

**પ્રાકામ્ય**—પોતાના મનોબલને લઇને ધારવા કરતાં પણ વધારે મેળવવામાં આ સિદ્ધિ સહાયભૂત બને છે.[2]

**ઈશિત્વ**—આ સિદ્ધિ સમસ્ત બ્રહ્માણ્ડની પ્રભુતા પ્રાપ્ત કરાવનારી છે. ઇન્દ્ર અને તીર્થંકરની ઋદ્ધિનો દેખાવ પણ આ સિદ્ધિ દ્વારા આપી શકાય.

**વશિત્વ**—ગમે તે પ્રાણીને વશ કરવાની શક્તિ આ સિદ્ધિના સ્વામીમાં રહેલી છે.[3]

* * * * *

**जिनवरध्यानम्—**

यच्चित्तवृत्तिरवधीत् तमसां प्रशस्ता–
या तापदं मनसि तारतमोरु जालम् ।
तं मानवप्रकर ! तीर्थकृतां कलापं
यातापदं मन सितारतमोरुजालम् ॥ ३८ ॥

—वसन्त०

विवरणम्

**हे मानवप्रकर !–नरव्रज ! त्वं (तं) तीर्थकृतां कलापं–सार्वसङ्घं मन–मन्यस्व । कलापं किं० ? याता–नष्टा आपद्–विपत्तिः यस्य यस्माद् वा तम् । पुनः किं० ? सितं–नियन्त्रितं आरं–वैरिवृन्दं**

---

૧ આ સિદ્ધિનો અર્થ એમ પણ કરવામાં આવે છે કે આનું એટલું બધું સામર્થ્ય છે કે જમીન ઉપર ઊભા રહીને પણ મનુષ્ય પોતાની આંગળી વડે મેરૂ પર્વતને પણ સ્પર્શી શકે.

૨ આ સિદ્ધિની મદદથી જલમાં સ્થલચરની માફક અને સ્થલ ઉપર જલચરની માફક ગમન કરી શકાય છે, એવો પણ આ સિદ્ધિના સંબંધમાં ઉલ્લેખ છે.

૩ આ અષ્ટ સિદ્ધિઓ ઉપરાંત કેટલેક સ્થળે **અપ્રતિઘાતિત્વ**, **અન્તર્ધાન** અને **કામરૂપિત્વ** એવી બીજી ત્રણ સિદ્ધિઓનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આમાંની **અપ્રતિઘાતિત્વ** સિદ્ધિના બળથી તો પર્વતની અન્દરથી આઘાત વિના નીકળી શકાય. **અન્તર્ધાન** સિદ્ધિમાં એ સામર્થ્ય રહેલું છે કે આને લઇને પ્રાણી અદૃશ્ય બની શકે છે. **કામરૂપિત્વ** સિદ્ધિને લઇને પ્રાણી અનેક પ્રકારનાં રૂપો ધારણ કરી શકે છે.

तमो-दुरितं रुजा-रोगः आलं-अनर्थो येन तम् । तं कं ? यच्चित्तवृत्तिः-यस्यान्तःप्रवृत्तिः तमसां-अज्ञानानां जालं-वृन्दं अवधीत्-हन्ति स्म । वृत्तिः किंविशिष्टा ? प्रशस्तानां-मङ्गलानां आयो-लाभो यस्याः सा । जालं किंविशिष्टं ? तापदं-क्लेशप्रदम् । क्व ? मनसि-चित्ते । वृत्तिः किं० ? तारतमा-प्रधानतमा । जालं किं० ? ऊरु-विशालम् ॥ ३८ ॥

## अन्वयः

प्रशस्त-आया, तार-तमा यद्-चित्त-वृत्तिः मनसि ताप-दं तमसां उरु जालं अवधीत्, तं यात-आपदं, सित-आर-तमस्-रुजा-आलं, तीर्थ-कृतां कलापं (हे) मानव-प्रकर! मन।

## શબ્દાર્થ

यच्चित्तवृत्तिः=જેના મનની પ્રવૃત્તિ.
अवधीत् ( धा० हन् )=નાશ કરતી હવી.
तमसां ( मू० तमस् )=અજ્ઞાનોની.
प्रशस्त=(૧) મંગલ; (૨) પ્રશંસા-પાત્ર.
प्रशस्तायाः=મંગલોનો અથવા પ્રશંસા-પાત્ર લાભ છે જે દ્વારા એવી.
तापदं=સંતાપકારક.
मनसि ( मू० मनस् )=ચિત્તને વિષે.
तारतमा=સર્વોત્તમ.
जालं ( मू० जाल )=જાળને.
प्रकर=સમૂહ.
मानवप्रकर !=હે મનુષ્યોના સમૂહ !
तीर्थकृतां ( मू० तीर्थकृत् )=તીર્થંકરોના.
कलापं ( मू० कलाप )=સમુદાયને.
यात ( धा० या )=ગયેલ.
आपद्=વિપત્તિ.
यातापदं=ગયેલી છે વિપત્તિ જેનાથી અથવા જેની એવા.
मन ( धा० मन् )=તું ધ્યાન ધર.
सित ( धा० सो )=બાંધેલ, નિયન્ત્રિત.
सितारतमोरुजालं=નિયન્ત્રિત કર્યાં છે વૈરિ-વૃન્દને, પાપને, રોગને તેમજ અનર્થને જેણે એવા.

## શ્લોકાર્થ

**જિનેશ્વરોનું ધ્યાન—**

"જેથી મંગલોનો [ અથવા પ્રશંસા-પાત્ર ] લાભ છે એવી તેમજ સર્વોત્તમ એવી જે ( તીર્થંકર-સમુદાય )ના મનની પ્રવૃત્તિએ ચિત્તમાં સંતાપ ઉત્પન્ન કરનારી તેમજ વિસ્તીર્ણ એવી અજ્ઞાનોની જાળનો વિનાશ કર્યો, તે તીર્થંકરોના સમૂહને કે જે દ્વારા [ અથવા જેની ] વિપત્તિઓ નષ્ટ થઇ છે તેમજ જેણે શત્રુ-સમૂહને, પાપને, રોગને તેમજ અનર્થને નિયન્ત્રિત કર્યાં છે, તે તીર્થંકરોના સમૂહનું હે મનુષ્ય-વર્ગ! તું ધ્યાન ધર."—૩૮

सिद्धान्तस्य स्तुतिः—

गायन्ति सार्धममरेण यशस्तदीयं
रम्भा जिनागम ! दवारिहरे सवर्णे ।
ध्यानं धरन्ति तव ये पठने सदा सा–
रम्भाजिनागमदवारिहरेऽसवर्णे ॥ ३९ ॥

—वसन्त०

## विवरणम्

हे जिनागम ! ये पुरुषाः तव पठने–अध्ययने ध्यानं धरन्ति सदा–सर्वदा तदीयं यशः–तत्संबन्धिकीर्तिं रम्भा–अप्सरसो गायन्ति । अमरेण–देवेन सार्धं–समम् । पठने किंविशिष्टे ? दवो–दावानलः तद्वत् अरयः–शत्रवोऽनिष्टकारकत्वात् तेषां हरे–विनाशके । पुनः किं० ? सवर्णे–साक्षरे । सा[illegible]–जीवहिंसायुक्ता या आजिः–कलिः स एव नागो–गजस्तस्य मदवारिणि–मदजले हरिः–सिंहसमः तत्सं० । पठने किं० ? असवर्णे-असमाने ॥ ३९ ॥

## अन्वयः

स–आरम्भ–आजि–नाग–मद–वारि–हरे ! जिन–आगम ! ये तव दव–अरि–हरे, स–वर्णे असवर्णे पठने सदा ध्यानं धरन्ति, तदीयं यशः रम्भाः अमरेण सार्धं गायन्ति ।

## શબ્દાર્થ

गायन्ति ( धा० गै )=ગાય છે.
सार्धं=સહિત, સંઘાતે.
अमरेण ( मू० अमर )=સુરની.
यशः ( मू० यशस् )=યશને, કીર્તિને.
तदीयं ( मू० तदीय )=તેનો.
रम्भाः ( मू० रम्भा )=અપ્સરાઓ.
आगम=સિદ્ધાન્ત.
जिनागम !=હે જિનના સિદ્ધાન્ત !
दव=દાવાનલ.
हर=હરનાર, નાશ કરનાર.
दवारिहरे=દાવાનલ જેવા દુશ્મનનો નાશ કરનાર.
वर्ण=અક્ષર.
सवर्णे=અક્ષરાત્મક.
ध्यानं ( मू० ध्यान )=ધ્યાનને.
धरन्ति ( धा० धृ )=ધરે છે.
पठने (मू० पठन)=પઠનને વિષે, પાઠ કરવા વિષે.
नाग=કુંજર, હાથી.
मद=હાથીના કુંભસ્થલ પાસેથી ઝરતું પાણી.
हरि=સિંહ.
सारम्भाजिनागम वारिहरे !=આરમ્ભથી યુક્ત યુદ્ધરૂપી કુંજરના મદ–જલ પ્રતિ સિંહ ( સમાન ) !
असवर्णे ( मू० असवर्ण )=અનુપમ.

### શ્લોકાર્થ

**સિદ્ધાન્તની સ્તુતિ—**

"હે આરમ્ભથી યુક્ત યુદ્ધરૂપી કુંજરના મદ-જલને વિષે સિંહ સમાન (અર્થાત્ જીવ-હિંસા, કંકાસ, કજીઆ વિગેરે દુર્ગુણોનો નાશ કરનારા)! હે જૈન સિદ્ધાન્ત! દાવાનલ જેવા દુશ્મનોના વિનાશક, વળી અક્ષરોથી યુક્ત તેમજ અનુપમ એવા તારા પઠનનું જે (પ્રાણીઓ) અહોનિશ ધ્યાન ધરે છે, તેમની કીર્તિ તો અમરોની સંઘાતે અપ્સરાઓ (પણ) ગાય છે."—૩૯

* * * * * *

**अशोकादेव्याः स्तुतिः—**

या भेजुषी जिनपदं न्यदधद् विशाला-
पत्त्रं परागमधुरं विगतामशोकाम् ।
स्मेराननां सुजन ! भो स्मर तां सहस्र-
पत्त्रं परागमधुरं विगता'मशोकाम्' ॥ ४० ॥ १० ॥

—वसन्त०

### विवरणम्

भो सुजन!-सज्जन! तां अशोकां देवीं स्मर । अशोकां किंविशिष्टां? विगतां-याताम् । किं? सहस्रपत्त्रं-पद्मम् । सहस्रपत्त्रं किंविशिष्टं? परागैः-रजोभिर्मधुरं-मनोज्ञम् । पुनः किंविशिष्टां? स्मेरं-स्मितं आननं-मुखं यस्यास्ताम् । तां कां? या देवी परागमस्य-परसिद्धान्तस्य धुरं-भारं न्यदधत्-धरति स्म । या किं०? भेजुषी-श्रितवती । कं? जिनपदं-जिनचरणम् । जिनपदं किं०? विशालापत्त्रं-पृथुविपत्तेः त्रायकम् । पुनः किं०? विगतौ-नष्टौ आमशोकौ-रोगशुचौ यस्याः सकाशात् ताम् ॥ ४० ॥

### अन्वयः

भोः सु-जन! विशाल-आपद्-त्रं जिन-पदं भेजुषी या पर-आगम-धुरं न्यदधत्, तां विगत-आम-शोकां, स्मेर-आननां पराग-मधुरं सहस्र-पत्त्रं वि-गतां 'अशोकां' स्मर ।

### શબ્દાર્થ

भेजुषी (धा० भज्)=ભજેલી, આશ્રય લીધેલી.
जिनपदं=તીર્થંકરના ચરણને.
न्यदधत् (धा० धा)=ધારણ કરતી હવી.
त्रै=રક્ષણ કરવું.
विशालापत्त्रं=મોટી આફતમાંથી ઉગારનારા.
पर=ઉત્તમ.

धुर्=ધુરા, ધોંસરી.
परागमधुरं=ઉત્તમ સિદ્ધાન્તની ધુરાને.
विगत ( ધા૦ गम् )=વિશેષે કરીને ગયેલ.
शोक=દિલગીરી.
विगतामशोकां=વિશેષે કરીને ગયેલા છે રોગ તથા શોક જેનાથી અથવા જેના એવી.
स्मेर=હસમુખું, હાસ્ય-યુક્ત.
स्मेराननां=હાસ્ય-યુક્ત છે વદન જેનું એવી.
सुजन !=હે સજ્જન !
भोस्=સંબોધનવાચક અવ્યય.
तां ( મૂ૦ तद् )=તેને.
सहस्रपत्रं ( મૂ૦ सहस्रपत्र )=હજાર પાંખડીવાળા કમલને.
मधुर=મધુર, મનોહર.
परागमधुरं=પરાગ વડે મધુર.
विगतां (મૂ૦विगता)=વિશેષે કરીને પ્રાપ્ત થયેલી.
अशोकां ( મૂ૦ अशोका )=અશોકા ( દેવી )ને

## શ્લોકાર્થ

**અશોકા દેવીની સ્તુતિ—**

" મોટી મોટી આફતોમાંથી ઉગારનારા એવા જિન-ચરણની સેવાને પ્રાપ્ત થયેલી એવી જે ( દેવી )એ ઉત્તમ સિદ્ધાન્તની ધુરાનું વહન કર્યું, તે રોગ તેમજ શોકથી મુક્ત તથા હાસ્ય-યુક્ત વદનવાળી તેમજ પરાગ વડે મનોહર એવા સહસ્ર-પત્રને પ્રાપ્ત થયેલી એવી અશોકા ( દેવી )ને હે સજ્જન ! તું યાદ કર."—૪૦

## સ્પષ્ટીકરણ

**અશોકા દેવીનું સ્વરૂપ—**

અશોકા એ દશમા તીર્થંકર શ્રીશીતલનાથની શાસન-દેવી છે. એનો નીલ વર્ણ છે. એનું આસન પદ્માસન છે. વિશેષમાં એને ચાર હાથ છે. એના જમણા બે હાથમાં વરદ અને પાશ ( અથવા મુદ્ગર ) છે, જ્યારે ડાબા બે હાથમાં તો કળશ અને અંકુશ છે. આ વાત પ્રવચનસારોદ્ધાર ( પત્રાંક ૯૪ ) ઉપરથી જોઈ શકાય છે. આચાર-દિનકરમાં પણ કહ્યું છે કે—

" नीला पद्मकृतासना वरभुजैर्वेदप्रमाणैर्युता
पाशं सद्वरदं च दक्षिणकरे हस्तद्वये बिभ्रती ।
वामे चाङ्कुशवर्मणी बहुगुणाऽशोका विशोका जनं
कुर्वाद्प्सरसां गणैः परिवृता नृत्यद्भिरानन्दितैः ॥ "—शार्दूल०

—પત્રાંક ૧૭૧.



## ११ श्रीश्रेयांसजिनस्तुतयः

अथ श्रीश्रेयांसनाथाय नमः—

'श्रेयांस'सर्वविदमङ्गिगण ! त्रियामा-
कान्ताननं तमहिमानम मानवाते ।
यं भेजुषो भवति यस्य गुणान् न यातं
कान्ताननन्तमहिमानममा नवा ते ॥ ४१ ॥

—वसन्त०

### विवरणम्

हे अङ्गिगण !–प्राणिव्रज ! स त्वं तं श्रेयांससर्वविदं–एकादशजिनं आनम–नमस्कुरु । सर्वविदं किंविशिष्टं ? त्रियामाकान्तः–चन्द्रस्तद्वदाननं–मुखं यस्य तम् । पुनः किं० ? अहिं–सर्पसमम् । क्व ? मानवाते–दर्पसमीरे । तं कं ? यं जिनं भेजुषः–सेवां चक्रुषो यस्य ते–तव अङ्गिगणस्य अमा–अलक्ष्मीर्न भवति । यं किं० ? यातं–प्राप्तम् । कान् ? गुणान् । गुणान् किंविशिष्टान् ? कान्तान्–बन्धुरान् । यं किं० ? अनन्तो–मानातीतो महिमा–गरिमा यस्य तम् । अमा किं० ? नवा–नवीना ॥ ४१ ॥

### अन्वयः

(हे) अङ्गिन्–गण ! कान्तान् गुणान् यातं, अनन्त–महिमानं यं भेजुषः यस्य ते (अङ्गि–गणस्य) नवा अ–मा न भवति, तं त्रियामा–कान्त–आननं मान–वाते अहिं 'श्रेयांस'–सर्व–विदं आनम ।

### શબ્દાર્થ

श्रेयांस=શ્રેયાંસ (નાથ).
विद्=જાણવું.
सर्वविद्=સર્વના જાણકાર, સર્વજ્ઞ, કેવલજ્ઞાની.
श्रेयांससर्वविदं=શ્રેયાંસ (નામના) સર્વજ્ઞને.
गण=સમૂહ.
अङ्गिगण !=હે પ્રાણીઓના સમૂહ !
त्रियामा=રાત્રિ, નિશા.
कान्त=પતિ.
त्रियामाकान्त=નિશા-પતિ, ચન્દ્ર.
त्रियामाकान्ताननं=ચન્દ્રના જેવું મુખ છે જેનું એવા.
अहिं ( મૂ० अहि )=સર્પને, સાપને.
वात=વાયુ, પવન.
मानवाते=ગર્વરૂપી વાયુને વિષે.
भेजुषः ( મૂ० भेजुस् )=ભક્તિ કરનારની.
यस्य ( મૂ० यद् )=જેના.
गुणान् ( મૂ० गुण )=સદ્‌ગુણોને.
कान्तान् ( મૂ० कान्त )=મનોહર.
अनन्तमहिमानं=અનન્ત છે મહિમા જેનો એવાને.
मा=લક્ષ્મી.
अमा=દરિદ્રતા, લક્ષ્મીનો અભાવ.
नवा ( મૂ० नव )=નવીન.
ते ( મૂ० युष्मद् )=તારા.

## શ્લોકાર્થ

**શ્રેયાંસનાથને નમસ્કાર—**

"હે પ્રાણિ-વર્ગ! રમણીય ગુણોને પ્રાપ્ત કરેલા તેમજ નિઃસીમ મહિમાવાળા એવા જે (શ્રેયાંસનાથ)ની ભક્તિ કરનારો એવો જે તું કે જેને નવીન દરિદ્રતા થતી નથી (અર્થાત્ જે કદી પણ ભવિષ્યમાં દરિદ્રતાના દુઃખથી પીડિત થતો નથી), તે ચન્દ્રસમાન વદનવાળા તેમજ ગર્વરૂપી પવનનું (પાન કરવામાં) સર્પસમાન એવા શ્રેયાંસ સર્વજ્ઞને તું પ્રણામ કર."—૪૧

## સ્પષ્ટીકરણ

**શ્રેયાંસનાથ-ચરિત્ર—**

બે મુનિવરોએ શ્રેયાંસનાથ-ચરિત્ર પ્રાકૃત ભાષામાં રચ્યું છે. એક ભદ્રેશ્વરના શિષ્ય [1]અજિતસિંહે ૧૧૦૦ શ્લોક પ્રમાણનું રચ્યું છે, જ્યારે બીજું જયસિંહદેવના રાજ્યમાં હરિભદ્રે ૬૫૮૪ ગાથાનું રચ્યું છે. આ ઉપરાંત સં. ૧૩૩૨ માં માનતુંગે ૫૧૨૪ શ્લોક પ્રમાણક ચરિત્ર સંસ્કૃત ભાષામાં રચ્યું છે.

* * * * *

**आप्तनिकरस्य स्तुतिः—**

लक्ष्मीमितानभजतर्भुसदोऽङ्घ्रिशैल-
राजाननन्तमहिमप्रभवामकायम् ।
भिन्दन्तमाप्तनिकरं समुपैमि राका-
राजाननं तमहिमप्रभवामकायम् ॥ ४२ ॥

—वसन्त०

## विवरणम्

तं आप्तनिकरं–जिनव्रजं अहं समुपैमि–श्रये । निकरं किं० ? राकायाः–पूर्णिमाया राजा–चन्द्रस्तद्वद् आननं–मुखं यस्य तम् । निकरं किं कुर्वन्तं ? भिन्दन्तं–विदारयन्तम् । कं ? अकायं–कामम् । पुनः किं० ? अहिमप्रभः–तरणिस्तद्वद् वामो–रमणीयः कायः–तनुर्यस्य तम् । तं कं ? यस्य अंह्रिशैलराजान्–पादपर्वता(धिपा)न् ऋभुसदः–सुरसभा अभजत–सिषेवे । शैलराजान् किं० ? इतान्–प्राप्तान् । कां ? लक्ष्मीं–श्रियम् । किं० ? अनन्तो यो महिमा–प्रभावस्तस्मात् प्रभवः–संभवो यस्याः ताम् ॥ ४२ ॥

---

[1] બૃહત્-ટિપ્પનિકા પ્રમાણે તો આ ચરિત્રના કર્તા દેવભદ્રસૂરિ છે.

## अन्वयः

( यस्य ) अनन्त-महिमन्-प्रभवां लक्ष्मीं इतान् अंह्रि-शैल-राजान् ऋभु-सदः अभजत, तं अ-कायं भिन्दन्तं राका-राजन्-आननं अहिम-प्रभा-वाम-कायं आप्त-निकरं समुपैमि ।

## શબ્દાર્થ

लक्ष्मीं ( मू० लक्ष्मी )=લક્ષ્મીને.
इतान् ( मू० इत )=પ્રાપ્ત કરેલાને.
अभजत ( धा० भज् )=સેવા કરતી હવી.
ऋभु=દેવ.
सदस्=સભા, પરિષદ્.
ऋभुसदः=દેવોની પરિષદ્.
अंह्रिशैलराजान्=ચરણરૂપ ગિરિરાજોને.
प्रभव=ઉત્પત્તિ.
अनन्तमहिमप्रभवां=અનન્ત પ્રભાવ છે જેની ઉત્પત્તિનો એવી.
काय=દેહ.
अकाय=અવિદ્યમાન છે દેહ જેને તે, અનંગ, કંદર્પ.
अकायं=કંદર્પને, મદનને.
भिन्दन्तं ( मू० भिन्दत् )=ભેદનારા.
आप्त=વિશ્વાસ-પાત્ર.
आप्तनिकरं=આપ્તના સમુદાયને.
समुपैमि ( धा० इ )=હું આશ્રય લઉં છું.
राका=પૂર્ણિમા, પૂનેમ.
राजन्=ચન્દ્ર.
राकाराजाननं=ચન્દ્રના જેવું વદન છે જેનું એવાને.
हिम=શીતલ.
अहिम=ઉષ્ણ.
प्रभा=પ્રકાશ.
अहिमप्रभ=ઉષ્ણ છે પ્રકાશ જેનો તે, સૂર્ય.
अहिमप्रभवामकायं=સૂર્યના જેવું મનોહર છે શરીર જેનું એવાને.

## શ્લોકાર્થ

**આપ્ત-સમુદાયની સ્તુતિ—**

"જેની ઉત્પત્તિ અનન્ત પ્રભાવશીલ છે એવી લક્ષ્મીને પ્રાપ્ત કરેલા એવા જે ( તીર્થંકર-સમુદાય )નાં ચરણરૂપી ગિરિરાજની સુર-સભાએ સેવા કરી, તે [1]અનંગનું વિદારણ કરનારા, તથા વળી પૂર્ણિમાના ચન્દ્ર જેવા વદનવાળા તેમજ રવિના જેવા રમણીય દેહધારી [2]આપ્ત-સમૂહનો હું આશ્રય લઉં છું."—૪૨

---

૧ અનંગના સ્વરૂપ સારૂ જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૨૪-૨૫ ) તેમજ **ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૫૯-૬૨ ).

૨ આપ્ત સંબંધી માહિતી માટે જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૭૩ ).

**प्रवचनपरिचयः—**

निर्वाणनिर्वृतिपुषां प्रचुरप्रमाद-
मारं भवारिहरिणा सममागमेन ।
विद्वज्जनः परिचयं चिनुतां जिनाना-
मारम्भवारिहरिणा सममागमेन ॥ ४३ ॥

—वसन्त०

## विवरणम्

विद्वज्जनः-पण्डितजनो जिनाना आगमेन समं-जिनसिद्धान्तेन सह परिचयं-संगतिं चिनुतां-करोतु । जिनानां किं० ? निर्वाणनिर्वृतिपुषां-मुक्तिशर्मपुषाम् । परिचयं किं० ? प्रचुरस्य-भूयसः प्रमादस्य मारो-मारणं यत्र तम् । आगमेन किं० ? भवारिहरिणा-संसारशत्रोः हरिः-विनाशो यस्मात् तेन । पुनः किं० ? आरम्भो-हिंसा सैव वारि-जलं तत्र हरिः-समीरण-समः तेन । पुनः किं० ? समा-समग्रा मा-श्रीः तस्या आगमः-आगमनं यत्र तेन ॥ ४३ ॥

## अन्वयः

विद्वस्-जनः निर्वाण-निर्वृति-पुषां जिनानां भव-अरि-हरिणा सम-मा-आगमेन, आरम्भ-वारि-हरिणा आगमेन समं प्रचुर-प्रमाद-मारं परिचयं चिनुताम् ।

## શબ્દાર્થ

निर्वाण=મુક્તિ, સિદ્ધિ.
निर्वृति=સુખ.
पुष्=પોષણ કરવું.
निर्वाणनिर्वृतिपुषां=સિદ્ધિના સુખને પુષ્ટ કરનારા.
प्रचुर=ઘણા.
प्रमाद=પ્રમાદ, ગફલત, ગાફીલપણું.
मार=મરણ, વિનાશ.
प्रचुरप्रमादमारं=અત્યંત પ્રમાદનો વિનાશ છે જેને વિષે એવા.
हरि=(૧) વિનાશ; (૨) યમ.
भवारिहरिणा=(૧)સંસારરૂપી શત્રુનો વિનાશ છે જેથી એવા; (૨) સંસારરૂપી શત્રુ પ્રતિ યમ( સમાન ).
सममागमेन=સમગ્ર લક્ષ્મીનું આગમન છે જેને વિષે એવા.
विद्वस्=પણ્ડિત.
विद्वज्जनः=(૧) વિદ્વાન્ મનુષ્ય, પણ્ડિત પુરુષ; (૨) વિદ્વદ્વર્ગ.
परिचयं ( मू० परिचय )=(૧) ઓળખાણને; (૨) અભ્યાસને.
जिनानां ( मू० जिन )=તીર્થંકરોના.
हरि=(૧) પવન; (૨) સૂર્ય.
आरम्भवारिहरिणा=(૧) આરમ્ભરૂપ જલ પ્રતિ પવનસમાન; (૨) પાપમય આચરણરૂપી જલ પ્રતિ સૂર્યસમાન.
समं=સાથે.
आगमेन ( मू० आगम )=સિદ્ધાન્તની.

### શ્લોકાર્થ

**સિદ્ધાન્તનો પરિચય—**

" સિદ્ધિના સુખને પુષ્ટ કરનારા એવા તીર્થંકરોના ( અર્થાત્ તીર્થંકરોએ પ્રરૂપેલા એવા તથા ) સંસારરૂપી શત્રુનો વિનાશ કરનારા [ અથવા ભવરૂપી દુશ્મનનો ( અંત આણવામાં ) યમસમાન એવા ], તથા વળી પાપમય આચરણરૂપી જલ પ્રતિ પવનસમાન [ અથવા હિંસારૂપ જલને સૂકાવી નાખવામાં સૂર્યસમાન ] તેમજ વળી જેને વિષે સમગ્ર સંપત્તિનું આગમન છે એવા ( જૈન ) સિદ્ધાન્તની સાથે વિદ્વદ્વર્ગ પ્રમાદનો પ્રણાશક પરિચય કરો. "—૪૩

* * * * *

**मानवीदेव्याः स्तुतिः—**

यस्याः प्रसादमधिगम्य बभूव भूस्पृक्
सारातुलाभममला यतिमानवीनः ।
शं तन्वती मतिमताममरी शिवानां
सा रातु लाभममलायति 'मानवी' नः ॥ ४४ ॥ ११ ॥

—वसन्त०

### विवरणम्

सा मानवी नाम अमरी—देवी नः—अस्माकं शिवानां—मङ्गलानां लाभं रातु—दिशतु । मानवी किं कुर्वती ? तन्वती—विस्तारयन्ती । किं ? शं—सुखम् । केषां ? मतिमतां—पण्डितानाम् । शं किं० ? नास्ति मलस्य आयतिः—विस्तारो यत्र तत् । मानवी किं० ? अमला—निर्मला । सा का ? यस्याः प्रसादमधिगम्य—प्राप्य भूस्पृग्—नरः यतिमया—विरतिरूपश्रिया नवीनो—नवो बभूव—आसीत् । प्रसादं किं० ? सारा—प्रधाना अतुला—असमा आभा—शोभा यस्य तम् ॥ ४४ ॥

### अन्वयः

यस्याः सार–अतुल–आभं प्रसादं अधिगम्य भू–स्पृग् यति–मा–नवीनः बभूव, सा अ–मला, मति–मतां अमल–आयति शं तन्वती 'मानवी' अमरी नः शिवानां लाभं रातु ।




ईश्वरयक्षं धवलवर्णं त्रिनेत्रं वृषभवाहनं चतुर्भुजं मातुलिङ्गगदाऽन्वित-
दक्षिणपाणिं नकुलाक्षसूत्रयुक्तवामपाणिं चेति।



मानवीं देवीं गौरवर्णां सिंहवाहनां चतुर्भुजां वरदमुद्गरान्वित-
दक्षिणपाणिं कलशाङ्कुशयुक्तवामकरां चेति।

## શબ્દાર્થ

प्रसादं ( मू० प्रसाद )=પ્રસાદને, કૃપાને.
अधिगम्य ( धा० गम् )=પ્રાપ્ત કરીને.
बभूव ( धा० भू )=થયો.
स्पृश्य=સ્પર્શ કરવો.
भूस्पृग्=જમીન ઉપર ચાલનાર, મનુષ્ય.
सारातुलाभं=ઉત્તમ તેમજ અસાધારણ છે શોભા જેની એવા.
अमला ( मू० अमल )=અવિદ્યમાન છે મેલ જેને વિષે એવી, નિર્મળ, સ્વચ્છ.
यति=વિરતિ, સંયમ.
यतिमानवीनः=વિરતિરૂપી સંપત્તિ વડે નૂતન.
तन्वती=વિસ્તારતી, ફેલાવો કરવી.
अमरी=દેવી.
शिवानां ( मू० शिव )=કલ્યાણોનો.
रातु ( धा० रा )=અર્પો.
लाभं ( मू० लाभ )=લાભને.
अमल=નિર્મળ.
आयति=વિસ્તાર.
अमलायति=નિર્મળ છે વિસ્તાર જેનો એવા.
मानवी=માનવી ( દેવી ).
नः ( मू० अस्मद् )=આપણને.

## શ્લોકાર્થ

### માનવી દેવીની સ્તુતિ—

"જે ( દેવી )ની પ્રધાન તેમજ અસાધારણ શોભાવાળી કૃપાને પ્રાપ્ત કરીને મનુષ્ય વિરતિરૂપી સંપત્તિ વડે નવીન થયો, તે નિર્મલ તેમજ બુદ્ધિશાળીઓના નિર્મલ વિસ્તારવાળા સુખનો વિસ્તાર કરનારી માનવી દેવી આપણને કલ્યાણોનો લાભ અર્પો."—૪૪

## સ્પષ્ટીકરણ

### માનવી દેવીનું સ્વરૂપ—

અગ્યારમા તીર્થંકર શ્રીશ્રેયાંસનાથની શાસન-દેવીનું નામ માનવી છે. આ દેવીને શ્રીવત્સા તરીકે પણ ઓળખાવવામાં આવે છે. એનો વર્ણ ગૌર છે અને એને સિંહનું વાહન છે. વળી એને ચાર હાથ છે. જમણી તરફના બે હાથમાં તે વરદ અને પાશ ( અથવા મુદ્‌ગર ) રાખે છે, જ્યારે તેના બીજી તરફના બે હાથમાં તો તે કળશ અને અંકુશ ( અથવા પુષ્પ અને ગદા ) રાખે છે. આ દેવીના સંબંધમાં આચાર-દિનકર ( પત્રાંક ૧૭૭ )માં જે નીચે મુજબ ઉલ્લેખ છે તે જોઈ લઈએ.

" श्रीवत्साऽप्यथ मानवी शशिनिभा मातङ्गजिद्वाहना
वामं हस्तयुगं तटाङ्कुशयुतं तस्माद् परं दक्षिणम् ।
गाढं स्फूर्जितमुद्गरेण वर[जाल]युतं बिभ्रती
पूजायां सकलं निहन्तु कलुषं विश्वत्रयस्वामिनः ॥ "—शार्दूल०



## १२ श्रीवासुपूज्यजिनस्तुतयः

**अथ श्रीवासुपूज्यनाथस्य स्तुतिः—**

एनांसि यानि जगति भ्रमणार्जितानि
पर्जन्यदानवसुपूज्य ! सुतानवानि ।
त्वन्नाम तानि जनयन्ति जना जपन्तः
पर्जन्यदान ! 'वसुपूज्य 'सुतानवानि ॥ ४५ ॥

—वसन्त०

### विवरणम्

हे वसुपूज्यसुत !–वासुपूज्यजिन ! त्वन्नाम–तवाभिधानं जपन्तो–ध्यायन्तो जना–लोकाः तानि पापानि जनयन्ति–निष्पादयन्ति । तानि कीदृशानि ? सुतानवानि–अतिकृशानि । पर्जन्यो–जीमूतः तद्वद् दानं–वितरणं यस्य तत्सं० । तानि कानि ? यानि एनांसि–पापानि जगति–विश्वे भ्रमणार्जितानि–भ्रमणेन उपार्जितानि सन्ति । एनांसि किं० अनवानि–पुरातनानि । पर्जन्या–इन्द्रा दानवा–असुराः तेषां सुपूज्यः–अतिशयेन अर्चनीयः तत्सं० ॥ ४५ ॥

### अन्वयः

यानि अ–नवानि एनांसि जगति भ्रमण–अर्जितानि ( सन्ति ), तानि पर्जन्य–दानव–सु–पूज्य ! पर्जन्य–दान ! 'वसुपूज्य '–सुत ! त्वत्–नाम जपन्तः जनाः सु–तानवानि जनयन्ति ।

### શબ્દાર્થ

**एनांसि** ( मू० एनस् )=પાપો.
**यानि** ( मू० यद् )=જે.
**जगति** ( मू० जगत् )=દુનિયામાં.
**भ्रमणार्जितानि**=પરિભ્રમણથી ઉપાર્જન કરેલ.
**पर्जन्य**=ઇન્દ્ર, સુર-પતિ.
**सु**=અત્યંતતાવાચક અવ્યય.
**पर्जन्यदानवसुपूज्य** !=હે ઇન્દ્ર અને દાનવોના અતિશય પૂજનીય !
**तानव**=પાતળું.
**सुतानवानि**=અત્યંત પાતળાં.
**नामन्**=નામ.
**त्वन्नाम**=તારું નામ.
**जनयन्ति** ( धा० जन् )=બનાવે છે.
**जनाः** ( मू० जन )=લોકો.
**जपन्तः** ( मू० जपत् )=જાપ જપનારાઓ.
**पर्जन्य**=મેઘ.
**पर्जन्यदान** !=મેઘસમાન છે ત્યાગ જેનો એવા ! ( સં० )
**वसुपूज्य**=વસુપૂજ્ય ( રાજા ), બારમા તીર્થંકરના પિતા.
**सुत**=પુત્ર.
**वसुपूज्यसुत** !=હે વસુપૂજ્યના પુત્ર, હે વાસુપૂજ્ય ( સ્વામી ) !
**अनवानि** ( मू० अनव )=પુરાતન, પુરાણાં.

## શ્લોકાર્થ

**શ્રીવાસુપૂજ્ય સ્વામીની સ્તુતિ—**

"હે સુર-પતિઓના તેમજ અસુરોના અતિશય પૂજનીય ( જયા-પુત્ર ) ! જેનો મેઘ સમાન ત્યાગ છે એવા ( અર્થાત્ જેમ મેઘ યથેષ્ટ રીતે જળની વૃષ્ટિ કરે છે, તેમ બેધડક રીતે એક વર્ષ પર્યંત સુવર્ણાદિકનું યાચકોને દાન દેનારા એવા હે બારમા તીર્થંકર ) ! હે વસુપૂજ્ય ( પૃથ્વીપતિ )ના પુત્ર ( વાસુપૂજ્ય સ્વામી ) ! જે પુરાણાં પાપોનું જગતૂને વિષે પરિભ્રમણ કરવા વડે ઉપાર્જન થયું હતું, તે ( ગાઢ ) પાપોને તારા નામનો જાપ જપનારા જનો અતિશય પાતળાં બનાવી દે છે ( અર્થાત્ તેનો પળમાં વિનાશ કરે છે )."—૪૫

## સ્પષ્ટીકરણ

**શ્રીવાસુપૂજ્ય-ચરિત્ર—**

શ્રીવાસુપૂજ્ય સ્વામીનાં પૃથક્ ચરિત્રો પણ લખાયેલાં છે. જેમકે એક ચરિત્ર તો પ્રાકૃત ભાષામાં ચંદ્રપ્રભે ૮૦૦૦ શ્લોકપ્રમાણનું રચ્યું છે, જ્યારે ૯૪ પત્રાત્મક એક ચરિત્ર સંસ્કૃત ભાષામાં વર્ધમાને રચ્યું છે. વળી શ્રીવાસુપૂજ્ય-ચરિત્ર પદ્યમાં 'જૈનધર્મપ્રસારકસભા' તરફથી પ્રસિદ્ધ થયેલું છે.

*    *    *    *    *

**जिनराज्या ध्यानम्—**

ध्यानान्तरे धरत धोरणिमीश्वराणां
वाचंयमा ! मरणदामितमोहनाशाम् ।
दत्तेहितां भगवतामुपकारकारि-
वाचं यमामरणदामितमोहनाशाम् ॥ ४६ ॥

—वसन्त०

## विवरणम्

हे वाचंयमा !—मुनयः ! यूयं भगवतां धोरणिं—जिनराजीं ध्यानान्तरे—ध्यानमध्ये धरत । भगवतां किं० ? ईश्वराणां—प्रभूणाम् । धोरणिं किं० ? मरणदो—निधनप्रदो योऽमितः—प्रचुरो मोहो—मोहनीयकर्म तस्य नाशो—विनाशो यस्याः ताम् । पुनः किं० ? दत्तं—प्रदत्तं ईहितं—वाञ्छितं यया ताम् । पुनः किं० ? उपकारकारिणी—उपकृतकारिणी वाग्-वाणी यस्याः ताम् । पुनः किं० ? यमः—यमत्वं आमो—रोगो रणः—कलिः तान् द्यतीति ताम् । तथा पुनः किं० ? हृता—मुक्ता [illegible] आशा—वाञ्छा यया ताम् ॥ ४६ ॥

## अन्वयः

( हे ) वाचंयमाः ! ईश्वराणां भगवतां मरण-द-अमित-मोह-नाशां, वृत्त-ईहितां, उपकार-कारिन्-वाचं, यम-आम-रण-दां, हत-मोहन-आशां धोरणिं ध्यान-अन्तरे धरत ।

## શબ્દાર્થ

ध्यान=ધ્યાન.
अन्तर=અંદર, મધ્ય.
ध्यानान्तरे=ધ્યાનમાં.
धरत ( ધા૦ ધૃ )=તમે ધરજો.
धोरणिं ( મૂ૦ ધોરણિ )=પરંપરાને.
ईश्वराणां ( મૂ૦ ઈશ્વર )=પ્રભુઓની.
वाचंयमाः ! ( મૂ૦ વાચંયમ )=હે મુનિઓ !
मरण=મરણ.
नाश=વિનાશ.
मरणदामितमोहनाशां=મરણ અર્પણ કરનારા એવા નિઃસીમ મોહનો નાશ છે જેથી એવી.
ईहित=વાંછિત, અભિલાષા.
वृत्तेहितां=પરિપૂર્ણ કર્યા છે વાંછિતોને જેણે એવી.
भगवतां ( ભગવત્ )=ભગવાનોની.
उपकार=ઉપકાર.
कारिन्=કરનાર.
उपकारकारिवाचं=ઉપકાર કરનારી છે વાણી જેની એવી.
यम=મૃત્યુ.
यमामरणदां=મૃત્યુ, રોગ અને લડાઇનો નાશ કરનારી.
हत ( ધા૦ હ )=ગયેલ.
आशा=ઇચ્છા, વાંછા.
हतमोहनाशां=ગઇ છે મૈથુનની ઇચ્છા જેની એવી.

## શ્લોકાર્થ

### જિન-શ્રેણિનું ધ્યાન—

" મરણ પ્રાપ્ત કરાવનારા એવા નિઃસીમ મોહનો ( અર્થાત્ મોહનીય કર્મનો ) નાશ કરનારી એવી, વળી ( યાચકોનાં ) વાંછિતોને જેણે પરિપૂર્ણ કર્યાં છે એવી, તથા વળી જેની વાણી ઉપકાર કરનારી છે એવી, તેમજ મૃત્યુ, વ્યાધિ અને સંગ્રામનો સંહાર કરનારી એવી તેમજ વળી જેની મૈથુનની અભિલાષા જતી રહી છે ( અર્થાત્ નષ્ટ થઇ છે ) એવી ઈશ્વર ભગવાનોની શ્રેણિનું હે મુનિઓ ! તમે ધ્યાને ધરજો."—૪૬

## સ્પષ્ટીકરણ

### ભગવાન્ એટલે શું ?—

'ભગવાન્' એટલે 'ભગથી યુક્ત'. આ 'ભગ' શબ્દના ચૌદ અર્થો થાય છે. આ સંબંધમાં નિમ્ન-લિખિત શ્લોક પ્રકાશ પાડે છે.

" भगोऽर्कज्ञानमाहात्म्य-यशोवैराग्यमुक्तिषु ।
रूपवीर्यप्रयत्नेच्छा-श्रीधर्मैश्वर्ययोनिषु ॥ "

અર્થાત્ 'ભગ' શબ્દના (૧) સૂર્ય, (૨) જ્ઞાન, (૩) માહાત્મ્ય, (૪) કીર્તિ, (૫) વૈરાગ્ય, (૬) મુક્તિ, (૭) રૂપ, (૮) વીર્ય, (૯) પ્રયત્ન, (૧૦) ઈચ્છા, (૧૧) શ્રી, (૧૨) ધર્મ, (૧૩) ઐશ્વર્ય અને (૧૪) યોનિ એમ ચૌદ અર્થો થાય છે, પરંતુ અત્ર સૂર્ય અને યોનિ સિવાયના અર્થો ઘટી શકે છે.

**મોહ—**

જૈન શાસ્ત્ર પ્રમાણે કર્મ એ એક પ્રકારનું આત્માના અસલ સ્વરૂપને આચ્છાદિત કરનારૂં પુદ્ગલ ( અજીવ પદાર્થ ) છે. કર્મના પ્રકૃતિની ( સ્વભાવની ) અપેક્ષાએ પાડવામાં આવેલા જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, વેદનીય, નામ, ગોત્ર, આયુષ્ય અને અન્તરાય એમ આઠ વિભાગો પૈકી મોહનીય કર્મ એક વિભાગ છે. સામાન્યતઃ મોહનીય શબ્દનો અર્થ મોહ ઉપજાવનાર થાય છે, તેમ પ્રસ્તુતમાં પણ કલત્ર, પુત્ર, મિત્ર વિગેરે ઉપર મોહ ઉત્પન્ન કરાવનાર આ કર્મ છે. આ કર્મને વશ થયેલો પ્રાણી કાર્યાકાર્યનો કે હિતાહિતનો વિચાર કરી શકતો નથી. મદિરાનું પાન કરવાથી જેવી ઉન્મત્ત દશા પ્રાપ્ત થાય છે, તેથી પણ અતિશય ભયંકર દશા પ્રાપ્ત કરાવનાર કોઇ પણ કર્મ હોય તો તે આ છે. આ કર્મના 'દર્શન–મોહનીય' અને 'ચારિત્ર–મોહનીય' એમ બે મુખ્ય પ્રકારો છે. તત્ત્વ–દૃષ્ટિને અર્થાત્ યથાર્થ શ્રદ્ધાનને અટકાવનારૂં એટલે કે ખરા દેવ, ગુરૂ અને ધર્મમાં યથાવિધ શ્રદ્ધા થવામાં વિઘ્નરૂપ કર્મ 'દર્શન–મોહનીય' કહેવાય છે, જ્યારે યથાર્થ ચારિત્ર યાને સંયમમાં બાધા ઉત્પન્ન કરનારૂં અર્થાત્ યથોચિત વર્તન નહિ થવા દેવામાં કારણભૂત કર્મ 'ચારિત્ર–મોહનીય' કહેવાય છે. આત્માને અધોગતિરૂપ ખાડામાં ઉતારનાર તરીકે આ કર્મ અગ્ર ભાગ ભજવે છે. આઠે કર્મોમાં આ કર્મનું જોર અસાધારણ છે. તેની સ્થિતિ પણ સૌથી વધારે અર્થાત્ સીત્તેર કોડાકોડી સાગરોપમ ( કાલ–વિશેષ )ની છે. છેક સર્વજ્ઞ બનવાની હદ સુધી આવી પહોંચેલાને પણ અર્થાત્ અગ્યારમા ગુણ–સ્થાનક સુધી જઇ પહોંચેલાને પણ નીચે ઉતારી મૂકનાર તરીકે આ કર્મ સુપ્રસિદ્ધ છે. એમાંજ એની બહાદુરી સમાયેલી છે.

વિશેષમાં આઠે કર્મોનો નાશ આ મોહનીય કર્મનો નાશ થયા બાદજ થાય છે. અર્થાત મોહનીય કર્મનો વિનાશ થયા બાદ અંતર્મુહૂર્ત કાળ વીત્યા પછી જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય કર્મનો સમકાલે નાશ થાય છે અને તેમ થતાં આત્મા સર્વજ્ઞ બને છે. ( અંતમાં બાકીનાં ચાર કર્મોનો પણ ક્ષય થાય છે અને ત્યાર બાદ આત્મા મુક્તિ–નગરે જઈ પહોંચે છે. )

એ કહેવું વધારે પડતું નહિ ગણાય કે દર્શન–મોહનીયનો નાશ થવાથી નિર્મળ સમ્યક્ત્વ અને ચારિત્ર–મોહનીયનો નાશ થવાથી સંપૂર્ણ આદર્શમય ચારિત્ર પ્રાપ્ત થાય છે. એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોનો ચારિત્ર–મોહનીયમાં અંતર્ભાવ થાય છે અર્થાત્ આ ચાર ચંડાળોની ચોકડીનો ચારિત્ર–મોહનીય 'ચોરો' છે.

ઉપર્યુક્ત મોહના સ્વરૂપ ઉપરથી સમજી શકાય છે કે આવો મોહ મનુષ્યને મરણાન્ત સ્થિતિએ પહોંચાડે તેમાં આશ્ચર્ય જેવું નથી.[1]

---

૧ મોહને વશ થયેલા પ્રાણીને કેવી કેવી વિડંબનાઓ ભોગવવી પડે છે, તેનો ખ્યાલ ઉપમિતિ–ભવપ્રપંચ–કથા, વૈરાગ્ય–કલ્પ–લતા, મોહ–પરાજય–નાટક ઈત્યાદિ ગ્રન્થો જોવાથી સહજ અને સચોટ આવી શકશે.

જિનેશ્વરની વાણીનો પ્રભાવ—

આ શ્લોકમાં જિનેશ્વરની વાણીને ઉપકાર કરનારી કહેવામાં આવી છે તે વાસ્તવિક છે, કેમકે સર્વજ્ઞનાં-જિનેશ્વરનાં-વીતરાગનાં-રાગ-દ્વેષનો સંપૂર્ણ ક્ષય કરેલાંના વચનથી કોઇને પણ નુકસાન થાય ખરૂં કે ? એવાં અમૃતમય વચનોમાં અપકારની ગન્ધ પણ ક્યાંથી હોય ? કદાચ જલ અગ્નિરૂપે પરિણમે, પરંતુ વીતરાગનાં વચનો તો અપકારકારક કદાપિ નીવડે નહિ.

* * * * *

शास्त्रमहिमा—

सोऽयं हिनस्ति सुकृती समवाप्य शास्त्र-
विद्यातरो गवि भवं भवतोदि तारम् ।
श्रोत्रैर्वचोऽमृतमधादिह सर्वभाव-
विद् ! यातरोगविभवं भवतो दितारम् ॥ ४७ ॥

—वसन्त०

विवरणम्

सोऽयं सुकृती-पुण्यवान् भवं-संसारं हिनस्ति-निहन्ति । किं कृत्वा ? समवाप्य । किं ? शास्त्रविद्यातरः-शास्त्रज्ञानबलम् । कस्यां ? गवि-भुवि । शास्त्रविद्यातरः किं० ? भवतोदि-भवविनाशि । पुनः किं० ? तारं-मनोज्ञम् । स कः ? यः सुकृती श्रोत्रैः-श्रवणैः भवतो वचोऽमृतं-त्वद्वाक्सुधां अधात्-पिबति स्म । इह-लोके सर्वे भावाः-पदार्थाः तान् वेत्तीति तत्सं० । वचोऽमृतं किं० ? यातो-गतो रोगरूप(पो) विभवः-सम्पद् यस्मात् तत् । पुनः किं० ? दितं-छिन्नं आरं-वैरिवृन्दं येन तत् ॥ ४७ ॥

अन्वयः

इह सर्व-भाव-विद् ! (यः) भवतः यात-रोग विभवं दित-आरं वचः-अमृतं श्रोत्रैः (इह) अधात्, सः अयं सुकृती भव-तोदि, तारं शास्त्र-विद्या-तरः गवि समवाप्य भवं (इह) हिनस्ति ।

શબ્દાર્થ

सः (मू० तद्)=તે.
अयं (मू० इदम्)=આ.
हिनस्ति (धा० हिंस्)=નાશ કરે છે.
सुकृती (मू० सुकृतिन्)=સારા કાર્ય કરનારો, પુણ્યશાળી.
समवाप्य (धा० आप्)=પ્રાપ્ત કરીને.
शास्त्र=શાસ્ત્ર, ધર્મનું પવિત્ર પુસ્તક.
विद्या=જ્ઞાન.
तरस्=બળ.
शास्त्रविद्यातरः=શાસ્ત્રના જ્ઞાન-બલને.
गवि (मू० गो)=પૃથ્વીને વિષે.
भवं (मू० भव)=સંસારને.

नु=नाश करवो.
भवतोदि=भवनो विनाश करनार.
तारं ( मू० तार )=मनोज्ञ, मनोहर.
श्रोत्रैः ( मू० श्रोत्र )=कर्णो वडे, कानोथी.
वचस्=वचन.
वचोऽमृतं=वचनामृतने, अमृत समान वाणीने.
अपात् ( धा० पा )=धारण करतो हवो, पान करतो हवो.
इह=लोकने विषे, आ दुनियामां.
भाव=पदार्थ.
सर्वभावविद्!=हे सर्व पदार्थोने जाणनार, सर्वज्ञ!
रोग=व्याधि, रोग.
यातरोगविभवं=गई छे व्याधिरूपी संपत्ति जेथी एवा.
दित ( धा० दो )=कापी नाखेल, संहार करेल.
दितारं=संहार कर्यो छे शत्रु-समूहनो जेणे एवा.

### श्लोकार्थ

**सर्वज्ञना शास्त्रनो महिमा—**

"हे लोकने विषे समस्त पदार्थोने जाणनारा ! जेथी व्याधिरूपी संपत्ति गई छे एवा ( अर्थात् रोगना विनाशक ), तथा ( आभ्यन्तर ) शत्रु-समूहनो जेणे संहार कर्यो छे एवा ( अर्थात् क्रोधादिक शत्रुओ उपर विजय प्राप्त करनारा एवा ) आपना वचनामृतनुं जेणे कर्णो( रूपी कचोला ) वडे पान कर्युं, ते पुण्यात्मा भवने भेदनार तेमज मनोज्ञ एवा शास्त्रना ज्ञाननुं बल ( आ पृथ्वी उपर ) मेळवीने संसारनो नाश करे छे."—४७

### स्पष्टीकरण

**सर्वज्ञनी सत्ता—**

आ श्लोकथी सर्वज्ञनो आ पृथ्वी उपर संभव छे अर्थात् मनुष्य पण सर्वज्ञ बनी शके छे अने तेम थतां ते लोक-अलोकमांना समस्त पदार्थनो ज्ञाता बने छे ए वातनुं सूचन करवामां आव्युं छे. अर्थात् आ उपरथी मीमांसको ( जैमिनीय दर्शनानुयायीओ )ना अने खास करीने जैमिनीय दर्शन-धुरंधर कुमारिलभट्टना 'समग्र विश्वमां कोइने पण सर्व पदार्थोनुं ज्ञान होई शके नहि' एवा अभिप्रायनी साथे जैन दर्शन संमत नथी ए जोई शकाय छे. विशेषमां ए पण उमेरवुं अनावश्यक नहि गणाय के नैयायिको मुक्ति-अवस्थामां आत्माने सर्वज्ञ मानता नथी, ते वात पण जैन दर्शनने मान्य नथी.

**श्लोक-समीक्षा—**

आ श्लोकना संबंधमां सर्वभावविद्नी पूर्वे जे इह शब्दनो प्रयोग कर्यो छे तेथी अने बीजुं श्रोत्रैः एम बहुवचन (नहि के द्विवचन) वापर्युं छे तेथी आ श्लोक दूषित छे एवी शंका उपस्थित थाय छे. वधु स्पष्ट शब्दमां कहीए तो आ पृथ्वीने विषे सर्व भावना जाणकार एम जे कह्युं छे, तेथी शुं अन्यत्र पृथ्वीनी बहार सर्वज्ञनो निषेध कर्यो छे वारु एवो पण प्रश्न ऊठे छे. आना प्रत्युत्तर तरीके समजवानुं के इह एटले आ पृथ्वीने विषे एवो अर्थ करवाथी जैन दर्शनने बाधा आवती नथी, केमके आ पृथ्वी उपर पण काळा माथानो मानवी सर्वज्ञ बनी शके छे, एवी आ दर्शननी मान्यता छे. विशेषमां 'पृथ्वी' शब्द उपर भार मूकवामां आवे, तो तेथी पण वांधो

નથી; કેમકે મનુષ્ય ગતિ સિવાય અન્ય કોઇ પણ ગતિમાં (અરે દેવગતિમાં પણ) સર્વજ્ઞતાનો સંભવ નથી (જોકે સિદ્ધિરૂપ પંચમ ગતિમાં સર્વજ્ઞતાનો સદ્ભાવ છે).

હવે જો इह શબ્દનો અર્થ લોકને વિષે એમ કરવામાં આવે, તો તે પણ ઇષ્ટ છે; કેમકે જૈન શાસ્ત્ર પ્રમાણે મુક્તાત્માઓ પણ લોકની બહાર અલોકમાં વસતા નથી. આથી સર્વજ્ઞની સત્તા આ લોકને વિષેજ રહેલી છે. પરંતુ इह શબ્દનો અર્થ 'सर्वभावविद्'ની સાથે વિચારવામાં આવે અર્થાત્ 'આ લોકમાં રહેલા સર્વ પદાર્થોને જાણનાર' એમ કરવામાં આવે, તો એક અપેક્ષાએ તે કથન અસત્ય ઠરે; કેમકે સર્વજ્ઞ તો લોકાલોકના જ્ઞાતા છે. પરંતુ અલોકમાં આકાશ સિવાય બીજો કોઇ પણ પદાર્થ નથી, એટલે લોકમાં રહેલા સમસ્ત પદાર્થના જાણનારાને ત્યાં કંઇ પણ વિશેષ જાણવાનું નહિ હોવાને લીધે સર્વજ્ઞને આ લોકમાં રહેલા સમસ્ત પદાર્થોને જાણનારા એમ કહેવામાં આવે, તો તે સર્વથા અસત્ય નથી.

'इह' શબ્દનો અન્વય 'हिनास्ति' સાથે કરવામાં આવે તો તે પણ ન્યાયસંગત છે, કેમકે આ લોકમાંજ–તિર્યગ્–લોકમાં રહીનેજ ભવનો નાશ થઇ શકે છે. આ ઉપરાંત 'इह'નો પ્રયોગ 'अघात्' સાથે કરવામાં આવે તો તેમાં પણ અડચણ નથી, કેમકે મોક્ષે ગયેલા પરમાત્માઓ ઉપદેશ આપતા નથી, પરંતુ આ પૃથ્વી ઉપર વિહરતા કેવલજ્ઞાન પામેલા મનુષ્યો અને ખાસ કરીને તીર્થંકરો યથાયોગ્ય ઉપદેશ આપે છે.

હવે श्रोत्रैः એવું જે રૂપ વાપર્યું છે, તે સંબંધમાં વિચાર કરીએ. પ્રથમ તો એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે કવિરાજ **શ્રીસિદ્ધસેન દિવાકરે** રચેલા (ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથની સ્તુતિરૂપ) **કલ્યાણમન્દિર**–સ્તોત્રમાં ૪૨મા પદ્યમાં 'भवदङ्घ्रिसरोरुहाणां' એ પદથી બહુવચનનો પ્રયોગ કર્યો છે. એવી રીતે કવીશ્વર **શ્રીશોભન** મુનિરાજે પોતે રચેલી **સ્તુતિચતુર્વિંશતિકા**માં ૬૧મા પદ્યમાં **શ્રીશાન્તિનાથ**ની સ્તુતિ કરતાં 'पादैः' પદ દ્વારા બહુવચનનો પ્રયોગ કર્યો છે. આથી કરીને મહાકવિઓએ દ્વિવચનને બદલે બહુવચનનો પ્રયોગ કર્યો હોવાથી અત્ર 'श्रोत्रैः' થી શ્લોક દૂષિતજ છે એમ માનવું ઉચિત નથી. વળી 'श्रोत्र' શબ્દથી કર્ણરૂપ દ્રવ્યેન્દ્રિય ન સમજતાં ઉપયોગરૂપ ભાવેન્દ્રિય સમજવામાં આવે અથવા 'श्रोत्रपुटैः'ની માફક 'श्रोत्रैः' શબ્દથી શ્રોત્રની શક્તિની અધિકતા સમજવામાં આવે તો તેથી પણ દોષનો પરિહાર સંભવે છે.

**શાસ્ત્ર-વિચાર—**

આ પદ્યમાં શાસ્ત્ર એ સંસારનો સંહાર કરનાર છે એમ જે કહ્યું છે તે વાસ્તવિક છે, કેમકે શાસ્ત્રનો અર્થ વિચારતાં એ વાત સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. આ સંબંધમાં વાચકવર્ય ઉમાસ્વાતિકૃત 'પ્રશમ-રતિ'નાં નિમ્ન-લિખિત પદ્યો દિવ્ય પ્રકાશ પાડે છે.

" शास्त्विति वाग्विधिविद्भि–र्धातुः पापठ्यतेऽनुशिष्ट्यर्थः ।
त्रैङिति च पालनार्थे, विनिश्चितः सर्वशब्दविदाम् ॥—आर्या
यस्माद् रागद्वेषो–द्धतचित्तान् समनुशास्ति सद्धर्मे ।
संत्रायते च दुःखा–च्छास्त्रमिति निरुच्यते सद्भिः ॥"—आर्या

—પદ્યાંક ૧૮૬, ૧૮૭.



कुमार्यस्तं श्वेतवर्णं हंसवाहनं चतुर्भुजं मातुलिङ्गबाणान्वित
दक्षिणपाणिं नकुलधनुर्युक्तवामपाणिं चेति ।





प्रचण्डदेवीं श्यामवर्णां अश्वारूढां चतुर्भुजां खड्गांकुशयुक्त
दक्षिणकरां कुन्तगदायुक्तवामपाणिं चेति ।

akshmi Art Bombay 8.

અર્થાત્—વ્યાકરણવેત્તાઓએ 'શાસ્' ધાતુને અનુશાસન (શિક્ષા)ના અર્થવાચક ગણ્યો છે અને 'त्रै' ધાતુને સર્વ શબ્દવેત્તાઓએ પરિપાલનના અર્થમાં નિશ્ચિત કર્યો છે. જેથી કરીને રાગ-દ્વેષથી ઉદ્ધત મનવાળા બનેલાને સદ્ધર્મને વિષે રૂડી રીતે અનુશાસન કરે છે અને દુઃખમાંથી સમ્યક્ પ્રકારે મુક્ત કરે છે, તેથી કરીને શાસ્ત્રકારો તેને 'શાસ્ત્ર' કહે છે. આ ઉપરથી જોઈ શકાય છે કે જે 'શાસ્ત્ર' એ નામને ખરેખર લાયક હોય, તેનો અભ્યાસ કરવાથી સંસારને છેલ્લી સલામ ભરી દેવાનો વારો આવે, તેમાં શી નવાઈ ?

* * * * *

**चण्डादेव्याः स्तुतिः—**

भक्त्या यया यतिगणः समपूजि भिन्न-
चण्डेतिकोऽमलकले ! वरशोभनाभे ! ।
पण्डामखण्डिततमां घटयाऽऽशु पुंसां
'चण्डे' ! ऽतिकोमलकलेवरशोभनाभे ! ॥ ४८ ॥ १२ ॥

—वसन्त०

## विवरणम्

हे चण्डे !—चण्डादेवि ! त्वं पुंसां—नृणां पण्डां—धियं आशु—शीघ्रं घटय—निष्पादय । पण्डां किं० ? अखण्डिततमां—अतिपूर्णाम् । (देवि ! किं० ?) अतिकोमलस्य—अतिसुकुमालस्य कलेवरस्य—वपुषः शोभना—कान्ता आभा—श्रीर्यस्याः तत्सं० । सा का ? यया—देव्या यतिगणः—साधुसङ्घः समपूजि—पूजितः । कया ? भक्त्या । यतिगणः किं० ? भिन्ना—दारिता चण्डा—कर्कशा ईतिः—उपप्लवो येन सः । (देवि ! किं० ?) अमला—विशदा कला यस्याः तत्सं० । वरा—मुख्या शोभा—राढा यस्याः इदृग् नाभिर्यस्याः तत्सं० ॥ ४८ ॥

## अन्वयः

यया भिन्न-चण्ड-ईति-कः यति-गणः भक्त्या समपूजि, (सा त्वं) अमल-कले ! वर-शोभ-नाभे ! अति-कोमल-कलेवर-शोभन-आभे ! चण्डे ! पुंसां अ-खण्डित-तमां पण्डां आशु घटय ।

## શબ્દાર્થ

**भक्त्या** (मू० भक्ति)=ભક્તિપૂર્વક, ઉપાસના સહિત.
**यया** (मू० यद्)=જેથી.
**यति**=સાધુ, મુનિ.
**यतिगणः**=સાધુઓનો સમુદાય, મુનિ-વર્ગ.
**समपूजि** (धा० पूज्)=પૂજાયો.
**भिन्न** (धा० भिद्)=વિદારણ કરેલ.
**भिन्नचण्डेतिकः**=વિદારણ કર્યું છે પ્રચણ્ડ ઉપદ્રવોનું જેણે એવા.

अमल=અવિદ્યમાન છે મેલ જેને વિષે એવા, નિર્મળ.
कला=કળા.
अमलकले !=નિર્મળ છે કળા જેની એવી! (સં૦)
शोभा=કાન્તિ.
नाभि=નાભિ, ડૂંટી.
वरशोभनाभे !=ઉત્તમ છે શોભા જેની નાભિની એવી! (સં૦)
पण्डां ( મૂ૦ पण्डा )=મતિને, બુદ્ધિને.
अखण्डिततमां (મૂ૦ अखण्डिततमा)=સર્વથા સંપૂર્ણ.
घटय ( ધા૦ घट् )=કર, બનાવ.
पुंसां ( મૂ૦ पुंस् )=મનુષ્યોની.
चण्डे ! ( મૂ૦ चण्डा )=હે ચણ્ડા (દેવી)!
कोमल=મૃદુ, કોમળ.
कलेवर=દેહ, શરીર.
शोभन=સુંદર.
अतिकोमलकलेवरशोभनाभे !=જેના અતિશય સુકોમલ શરીરની શોભનીય શોભા છે એવી! (સં૦).

## શ્લોકાર્થ

**ચણ્ડા દેવીની સ્તુતિ—**

"પ્રચણ્ડ ઉપદ્રવોના જેણે વિનાશ કર્યો છે એવા મુનિ-વર્ગની જેણે ભક્તિપૂર્વક સેવા કરી, તે તું, હે નિર્મલ કલાવતી! જેની નાભિની શોભા ઉત્તમ છે એવી હે (દેવી)! જેના સુકોમલ શરીરની શોભા સુશોભિત છે એવી હે ચણ્ડા! મનુષ્યોને સર્વથા સંપૂર્ણ મતિ આપ."—૪૮

## સ્પષ્ટીકરણ

**ચણ્ડા દેવીનું સ્વરૂપ—**

ચણ્ડા દેવી એ બારમા તીર્થંકર શ્રીવાસુપૂજ્યની શાસન-દેવી છે. એનું બીજું નામ પ્રવરા છે. એનો વર્ણ શ્યામ છે અને અશ્વ એ એનું વાહન છે. એને પણ ચાર હાથ છે. એના જમણા બે હાથમાં વરદ અને શક્તિ છે, જ્યારે એના ડાબા બે હાથમાં તો પુષ્પ અને ગદા છે. આ પ્રમાણે પ્રવચન-સારોદ્ધારમાં આપેલા ચણ્ડા દેવીના સ્વરૂપના ઉપર નીચેનો શ્લોક પણ પ્રકાશ પાડે છેઃ—

"श्यामा तुरगासना चतुर्दोः करयोर्दक्षिणयोर्वरं च शक्तिम् ।
दधती किल वामयोः प्रसूनं सुगदां सा प्रवराऽवताच्च चण्डा ॥"

—આચાર૦ પત્રાંક ૧૭૭.



## १२ श्रीविमलनाथजिनस्तुतयः

अथ श्रीविमलनाथस्य स्तुतिः—

सिंहासने गतमुपान्तसमेतदेव-
देवे हितं सकमलं 'विमलं' विभासि ।
आनर्च यो जिनवरं लभते जनौघो
देवेहितं स कमलं विमलं विभासि ॥ ४९ ॥

—वसन्त०

### विवरणम्

स जनौघः कं—सुखं लभते—प्राप्नोति । अलं—अत्यर्थम् । कं किं० ? देवैः ईहितं—काङ्क्षितम् । पुनः किं० ? विमलं—निर्मलम् । पुनः किं० ? विभासि—शोभनशीलम् । स कः ? यो जिनवरं आनर्च—अर्चति स्म । जिनवरं किं० ? विमलं—विमलनाथनामानम् । पुनः किं० ? गतं—प्राप्तम् । क्व ? सिंहासने—हेमपीठे । सिंहासने किं० ? उपान्ते—निकटे समेताः—समागताः देवदेवा—इन्द्रा यत्र तस्मिन् । जिनवरं किं० ? हितं—हितकारिणम् । पुनः किं० ? सह कमलैः वर्तते यस्तं, यद्वा सश्रीकम् । सिंहासने किं० ? विशिष्टा भा—प्रभा यस्य तस्मिन् ॥ ४९ ॥

### अन्वयः

यः जन-ओघः उपान्त-समेत-देव-देवे विभासि सिंहासने गतं हितं स-कमलं 'विमलं' जिन-वरं आनर्च, सः देव-ईहितं विमलं विभासि कं अलं लभते ।

### શબ્દાર્થ

सिंहासने ( मू० सिंहासन )=સિંહાસનને વિષે.
गतं ( मू० गत )=પામેલ.
उपान्त=સમીપ, નિકટ.
समेत ( धा० इ )=આવેલ.
देव=રાજા.
देवदेव=દેવના રાજા, ઈન્દ્ર.
उपान्तसमेतदेवदेवे=જેની સમીપમાં આવ્યા છે ઈન્દ્રો એવા.
हितं ( मू० हित )=કલ્યાણકારી.
कमल=કમળ.
सकमलं=(૧) કમળ સહિત; (૨) લક્ષ્મીથી યુક્ત.
विमलं ( मू० विमल )=વિમલ (નાથ)ને.
भास्=કાન્તિ.
विभासि=વિશેષ કાન્તિ છે જેની એવા.
आनर्च ( धा० अर्च् )=પૂજા કરી, અર્ચન કર્યું.
यः ( मू० यद् )=જે.
जिनवरं ( मू० जिनवर )=તીર્થંકરને.

लमते ( धा० लम् )=મેળવે છે, પામે છે.

जनौघः=જનોનો સમુદાય.

देवेहितं=દેવોએ ઇચ્છેલ.

कं ( मू० क )=સુખને.

अलं=અત્યંત.

विमलं=જતો રહ્યો છે મેલ જેમાંથી એવા, નિર્મળ.

विभासि ( मू० विभासिन् )=દેદીપ્યમાન, તેજસ્વી.

## શ્લોકાર્થ

**શ્રીવિમલનાથની સ્તુતિ—**

"જેની સમીપમાં (૬૪) સુરેન્દ્રો (સેવાર્થે) આવ્યા છે એવા તેમજ વળી વિશેષતઃ પ્રકાશમાન એવા સિંહાસનને પ્રાપ્ત થયેલા (અર્થાત્ તેના ઉપર બેસનારા) એવા, તથા વળી કલ્યાણકારી તેમજ ( દેવરચિત નવ ) કમળોથી યુક્ત [ અથવા ( જ્ઞાનાદિક ) લક્ષ્મીથી યુક્ત ] એવા વિમલ જિનેશ્વરની જે જન-સમાજે પૂજા કરી ( અને કરે છે ), તે જન-સમૂહ સુરોને (પણ) અભીષ્ટ તેમજ નિર્મળ તથા સુપ્રકાશમય એવા સુખને સંપૂર્ણતઃ પામે છે."—૪૯

## સ્પષ્ટીકરણ

**શ્રીવિમલનાથ-ચરિત્ર—**

૫૩૫૦ શ્લોક પ્રમાણનું વિમલ-ચરિત્ર જ્ઞાનસાગરે રચ્યું છે.

* * * * *

**तीर्थकराणां स्तुतिः—**

ते मे हरन्तु वृजिनं भवतां नियोगा-
ये ऽनर्थदं भविरतिप्रियदा नदीनाः ।
तीर्थाधिपा वरदमं दधिरे दयाया
ये ऽनर्थदम्भविरतिप्रियदा नदीनाः ॥ ५० ॥

—वसन्त०

## विवरणम्

ते जिनाः मे-मम वृजिनं-पापं हरन्तु-नाशयन्तु । वृजिनं किं० ? अनर्थदं-अनर्थप्रदम् । क्व ? नियोगाये-आज्ञालाभे । केषां ? भवतां-युष्माकम् । ते किं० ? भविनां-प्राणिनां रतिप्रियदाः-सुखवाञ्छितप्रदाः । पुनः किं० ? नदीनाः-न विलक्षाः । ते के ? ये तीर्थाधिपा वरदमं-प्रधानशमं दधिरे-धरन्ति स्म । ये किं० ? नदीनाः-समुद्राः । कस्याः ? दयायाः-कृपायाः । पुनः किं० ? अनर्थानां-निर्ग्रन्थानां दम्भः-कूटं विशिष्टो रतिप्रियः-कन्दर्पः तौ घ्नन्तीति तथा ॥ ५० ॥

अन्वयः

ये दयायाः नदी-इनाः अनर्थ-दम्भ-वि-रति-प्रिय-दाः तीर्थ-अधिपाः वर-दमं दधिरे, ते भविन्-रति-प्रिय-दाः, नदीनाः भवतां नियोग-आये अनर्थ-दं मे वृजिनं हरन्तु ।

શબ્દાર્થ

हरन्तु ( धा० हृ )=હરો, નાશ કરો.
वृजिनं ( मू० वृजिन )=પાપને.
भवतां ( मू० भवत् )=આપની.
नियोग=આજ્ઞા, આદેશ.
नियोगाये=આજ્ઞાના લાભને વિષે.
अनर्थ=અનિષ્ટ, અધર્મ.
अनर्थदं=અનિષ્ટકારી.
भविन्=સંસારી.
रति=સુખ.
प्रिय=અભીષ્ટ, વાંછિત.
भविरतिप्रियदाः=સંસારીઓને સુખ અને વાંછિત દેનારા.
दीन=(૧) કંગાળ, દરિદ્ર; (૨) સત્ત્વથી રહિત.
नदीनाः=સત્ત્વ સહિત.
अधिप=સ્વામી, પ્રભુ.
तीर्थाधिपाः=તીર્થંકરો.
दम=ઉપશમ.
वरदमं=ઉત્તમ ઉપશમને.
दधिरे ( धा० धा )=ધારણ કર્યું.
दयायाः ( मू० दया )=દયાના, અનુકમ્પાના.
अनर्थ=અવિદ્યમાન છે દ્રવ્ય જેને વિષે એવા, નિર્ગ્રંથ.
दम्भ=કપટ.
वि=વિશેષતાવાચક શબ્દ.
रति=કામદેવની પત્ની.
प्रिय=પતિ.
रतिप्रिय=રતિનો પતિ, કામદેવ, કંદર્પ.
अनर्थदम्भविरतिप्रियदाः=નિર્ગ્રન્થના કપટ તેમજ વિશિષ્ટ કંદર્પનો નાશ કરનારા.
नदी=નદી, સરિતા.
नदीनाः=નદીના નાથો, સાગરો.

શ્લોકાર્થ

તીર્થંકરોની સ્તુતિ—

" દયાના સાગરો (સમાન) એવા તેમજ નિર્ગ્રન્થના કપટ તથા વિશિષ્ટ કંદર્પના વિનાશક એવા જે તીર્થ-પતિઓએ ઉત્તમ ઉપશમને ધારણ કર્યો, તે સંસારી ( જીવો )ને સુખ અને વાંછિત અર્પણ કરનારા તેમજ દીનતાથી રહિત એવા ( તીર્થંકરો ) આપની આજ્ઞાના લાભને વિષે અનર્થ ( ઉત્પન્ન ) કરનારા ( અર્થાત્ આપની-તીર્થંકરની આજ્ઞા નહિ પાળવા દેનારા ) એવા મારા પાપનો પ્રણાશ કરો."—૫૦

* * * * *

प्रवचनप्रशंसा—

दूरीभवन् भवभृतां पृथु सिद्धिसौधं
सिद्धान्तराम ! नय मा नयमालयानाम् ।
यं त्वां बभार हृदये शमिनां समूहः
सिद्धान्त ! रामनयमानयमलयानाम् ॥ ५१ ॥

—वसन्त०

## विवरणम्

हे सिद्धान्त !–जिनागम ! स त्वं मा–मां सिद्धिसौधं–मुक्तिधाम नय–प्रापय । त्वं किं कुर्वन् ? दूरीभवन्–दूरे तिष्ठन् । केषां ? भवभृतां–संसारिणाम् । सिद्धिसौधं किं० ? पृथु–विशालम् । भवभृतां किं० ? नयमायां–न्यायलक्ष्म्यां नास्ति लय–एकतानता येषां तेषाम् । सिद्धो–निषिद्धः अन्तरामः–आन्तररोगो येन तत्सं० । स कः ? यं त्वां शमिनां समूहः–साधुसङ्घः हृदये–चित्ते बभार–दधौ । शमिनां किं० ? रामा–रम्या नयाः–सप्त नयाः मानं–पूजा यमा–व्रतानि तेषां आलयानां–मन्दिराणाम् ॥ ५१ ॥

### अन्वयः

( हे ) सिद्ध–अन्तर्–आम ! सिद्धान्त ! यं त्वां राम–नय–मान–यम–आलयानां शमिनां समूहः हृदये बभार, ( सः त्वं ) नय–मा–अ–लयानां भव–भृतां दूरीभवन् पृथु सिद्धि–सौधं मा नय

### શબ્દાર્થ

दूरीभवन् ( मू० दूरीभवत् )=દૂર રહેતો થકો.
पृथु=વિશાળ.
सौध=મહેલ.
सिद्धिसौधं=મુક્તિરૂપી મહેલ પ્રતિ.
सिद्ध ( धा० )=નિષેધ કરેલ.
सिद्धान्तराम !=નિષેધ કર્યો છે આભ્યન્તર રોગોનો જેણે એવા ! ( સં० )
नय ( धा० नी )=તું લઈ જા, દોરી જા.
मा ( मू० अस्मद् )=મને.
नय=ન્યાય, નીતિ.
लय=એકતાનપણું.
नयमालयानां=ન્યાયરૂપી લક્ષ્મીને વિષે નથી એકતાનપણું જેનું એવા.
त्वां ( मू० युष्मद् )=તને.
शमिनां ( मू० शमिन् )=ઉપશમધારીઓના.
समूहः ( मू० समूह )=સમુદાય.
नय=યથાર્થ અભિપ્રાય-વિશેષ, નૈગમાદિ નય.
मान=પૂજા.
यम=વ્રત.
आलय=ગૃહ, ધામ.
रामनयमानयमालयानां=રમ્ય નય, પૂજા અને વ્રતના ગૃહરૂપ.

### શ્લોકાર્થ

**પ્રવચનની પ્રશંસા—**

"જેણે અંતરંગ રોગોનો નિષેધ કર્યો છે ( અર્થાત્ વિનાશ કર્યો છે ) એવા હે ( પ્રવચન ) ! હે ( જૈન ) આગમ ! રમ્ય ( નૈગમાદિક ) નયો, પૂજા અને વ્રતના નિવાસ–સ્થાનરૂપ એવા ઉપશમધારી ( મુનિઓ )ના સમુદાયે તને કે જેને હૃદયમાં ધારણ કર્યો, તે તું ન્યાયરૂપી લક્ષ્મીને વિષે એકતાન નહિ બનેલા એવા સંસારી ( જનો )થી દૂર રહેતો થકો મને વિશાળ મુક્તિ–મહેલ પ્રતિ લઇ જા."—૫૧

**विदिताऽ्याः स्तुतिः—**

सा कल्पवल्लिरिव वोऽस्तु सुरी सुखाय
रामासु भासिततमा 'विदिता'ऽमितासु ।
श्रेणीषु या गुणवतां करुणां सरागा
रामा सुभा सिततमा विदितामितासु ॥ ५२ ॥

—वसन्त०

## विवरणम्

सा विदितानाम्नी सुरी–देवी वो–युष्माकं सुखाय–शर्मणे अस्तु । इव–यथा कल्पवल्लिः सुखाय भवति । सा किंविशिष्टा ? रामासु–स्त्रीषु भासिततमा–अतिशोभिता । रामासु किं० ? अमितासु–भूयस्सु । सा का ? या सुरी गुणवतां–गुणिनां श्रेणीषु–राजीषु सरागा–रागवती वर्तते । श्रेणीषु किं०? इतासु–प्राप्तासु । कां ? करुणां–कृपाम् । करुणां किं० ? विदितां–प्रतीताम् । या किंविशिष्टा ? रामा–रमणीया । पुनः किं० ? सुभा–सुप्रभा । पुनः किं० ? सितं–नियन्त्रितं तमो–वृजिनं यया सा ॥ ५२ ॥

## अन्वयः

या रामा सु–भा सित–तमाः विदितां करुणां इतासु गुणवतां श्रेणीषु स–रागा ( वर्तते ), सा अमितासु रामासु भासित–तमा 'विदिता' सुरी कल्प–वल्लिः इव वः सुखाय अस्तु ।

## શબ્દાર્થ

कल्पवल्लिः ( मू० कल्पवल्लि )=કલ્પલતા.
वः ( मू० युष्मद् )=તમારા.
सुखाय ( मू० सुख )=સુખને માટે.
रामासु ( मू० रामा )=રમણીઓને વિષે.
भासिततमा=અત્યંત શોભતી.
विदिता=વિદિતા ( દેવી ).
अमितासु ( मू० अ–मिता )=અનેક, નિઃસીમ.
श्रेणीषु ( मू० श्रेणी )=પંક્તિઓને વિષે.
गुणवतां ( मू० गुणवत् )=ગુણીઓની.
करुणां ( मू० करुणा )=કૃપાને.
सरागा=રાગવતી, રાગિણી.
सुभा=સુંદર છે પ્રભા જેની એવી.
तमस्=પાપ.
सिततमाः=બાંધી રાખ્યું છે પાપને જેણે એવી.
विदितां ( मू० विदित )=પ્રસિદ્ધ.
इतासु ( मू० इता )=પ્રાપ્ત થયેલ.

## શ્લોકાર્થ

**વિદિતા દેવીની સ્તુતિ—**

" રમણીય તેમજ અતિશય પ્રભાવાળી, તથા જેણે પાપોને નિયન્ત્રિત કર્યાં છે એવી જે (દેવી) પ્રસિદ્ધ કૃપાને પ્રાપ્ત થયેલા એવા ગુણી (જનો)ની પંક્તિઓને વિષે રાગી છે, તે અનેક રમણીઓને વિષે (લાવણ્યે કરીને) અત્યંત દેદીપ્યમાન એવી વિદિતા દેવી કલ્પલતાની જેમ (હે ભવ્ય-લોક !) તમારા સુખને અર્થે થાઓ. "—૫૨

## સ્પષ્ટીકરણ

**વિદિતા દેવી—**

તેરમા તીર્થંકર શ્રીવિમલનાથની શાસન-દેવીનું નામ વિદિતા છે. એને વિજયાના નામથી પણ ઓળખવામાં આવે છે. એનો હરિત વર્ણ છે. વળી એનું આસન પદ્મ છે. એને પણ ચાર હાથ છે. એના જમણા બે હાથમાં બાણ અને પાશ છે, જ્યારે ડાબા બે હાથમાં તો ધનુષ્ય અને નાગ છે. આચાર-દિનકર ( પત્રાંક ૧૭૬ )માં પણ આ દેવીનું સ્વરૂપ આલેખેલું છે. આ રહ્યો તે શ્લોક—

" विजयाऽम्बुजगा च वेदबाहुः
कनकाभा किल दक्षिणद्विपाण्योः ।
शरपाशधरा च वामपाण्यो-
र्विदिता नागधनुर्धराऽवताद् वः ॥ "



## १४ श्रीअनन्तजिनस्तुतयः

अथ श्रीअनन्तनाथस्य प्रार्थना—

प्रज्ञावतां तनु तमस्तनुतामनन्त—
मायाऽसमेतपरमोहमलो भवन्तम् ।
स्याद्वादिनामधिपते ! महतामनन्त !
मायाऽसमेत ! परमोहमलोभवन्तम् ॥ ५३ ॥

—वसन्त०

### विवरणम्

हे स्याद्वादिनामधिपते ! अनन्त !—अनन्तजिन ! त्वं प्रज्ञावतां—विदुषां तमस्तनुतां—पापकृशतां तनु—विस्तारय । नास्ति अन्तस्य—मरणस्य मा—लक्ष्मीः तस्या आयो—लाभो यस्य तत्सं० । त्वं किंविशिष्टः ? असमा—असाधारणा इता—गताः परे—वैरिणो मोहो—मौढ्यं मलश्च—पापं यस्मात् सः । प्रज्ञावतां किं कुर्वतां ? महतां—अर्चयताम् । कं ? भवन्तं—त्वाम् । मायया—दम्भेन असमेतो—रहितः तत्सं० । भवन्तं किं० ? परमः—प्रशस्यः ऊहः—तर्को यस्य तम् । पुनः किं० ? अलोभवन्तं—लोभवर्जितम् ॥ ५३ ॥

### अन्वयः

(हे) अन्–अन्त–मा–आय ! स्याद्वादिनां अधिपते ! माया–अ–समेत ! 'अनन्त !' असम–इत–पर–मोह–मलः (त्वं) परम–ऊहं अ–लोभ वन्तं भवन्तं महतां प्रज्ञावतां तमस्–तनुतां तनु ।

### શબ્દાર્થ

प्रज्ञावतां (મૂ० प्रज्ञावत्)=બુદ્ધિમાનોના.
तनु (धा० तन्)=તું વિસ્તાર કર.
तनुता=કૃશતા, પાતળાપણું.
तमस्तनुतां=પાપની કૃશતાને.
अनन्तमाय !=અવિદ્યમાન છે મરણની લક્ષ્મીનો લાભ જેને એવા ! (સં०)
सम=સાધારણ.
असमेतपरमोहमलः=નષ્ટ થયાં છે અસાધારણ દુશ્મનો, અજ્ઞાન તેમજ પાપો જેનાં એવો.
स्याद्वादिनां (મૂ० स्याद्वादिन्)=સ્યાદ્વાદીઓના, અપેક્ષાપૂર્વક કથન કરનારાઓના.
अधिपते ! (મૂ० अधिपति)=હે નાથ, હે પ્રભો !
महतां (મૂ० महत्)=પૂજા કરનારા.
अनन्त !=હે અનન્ત (નાથ) !
समेत=યુક્ત.
मायाऽसमेत !=હે કપટથી રહિત !
परम=ઉત્કૃષ્ટ, શ્રેષ્ઠ.
परमोहं=ઉત્કૃષ્ટ છે તર્ક જેનો એવા.
अलोभवन्तं=નિર્લોભી.

## શ્લોકાર્થ

**શ્રીઅનન્તનાથને પ્રાર્થના—**

" જેને મૃત્યુની લક્ષ્મીનો લાભ અવિદ્યમાન છે એવા ( અર્થાત્ જન્મમરણથી મુક્ત એટલે કે અક્ષય સ્થિતિને પ્રાપ્ત થયેલા એવા હે ચૌદમા તીર્થંકર ) ! હે સ્યાદ્વાદીઓના સ્વામિન્ ! હે નિષ્કપટી ( નાથ ) ! હે અનન્ત ( જિનેશ્વર ) ! જેનાં અસાધારણ દુશ્મનો, અજ્ઞાન તેમજ પાપો નષ્ટ થયાં છે એવો ( અર્થાત્ વૈર-વિરોધ વિનાનો, સર્વજ્ઞ તેમજ નિષ્કલંકી એવો ) તું, જેના તર્કો ઉત્કૃષ્ટ છે એવા તેમજ લોભ-રહિત એવા આપની પૂજા કરનારા બુદ્ધિમાનોનાં પાપોને પાતળાં કર ( અર્થાત્ તેમનાં દુષ્કર્મનો નાશ કર ). "—૫૩

## સ્પષ્ટીકરણ

**શ્રીઅનન્તનાથ-ચરિત્ર—**

**નેમિચન્દ્રે** બાર હજાર શ્લોકપ્રમાણક એક ચરિત્ર આ તીર્થંકરને ઉદ્દેશીને રચ્યું છે. એની ભાષા પ્રાકૃત રાખવામાં આવી છે.

* * * * *

**तीर्थंकरनिकरस्य विज्ञप्तिः—**

चक्रे मराल इव यो जगतां निवासं
कामोदितावनिधनादृत ! मानसे नः ।
ऊर्वीमिवावनिवरो व्रज ! तीर्थपानां
कामोदिताऽव निधनाहृतमानसेनः ॥ ५४ ॥

—वसन्त०

## विवरणम्

हे तीर्थपानां व्रज ! स त्वं नः—अस्मान् अव—रक्ष, कस्मात् ? निधनात् नाशात् इव—यथा अवनिवरो—नृपः ऊर्वी—भुवं अवति । कामं—अत्यर्थं उदित—उदयं प्राप्तः तत्सं० । त्वं किंविशिष्टः ? ऋता—नष्टा मानस्य—दर्पस्य सेना—चमूर्यस्मात् सः । स कः ? यो जिनव्रजः जगतां—भुवनानां मानसे—चित्ते निवासं—वसतिं चक्रे—करोति स्म । इव—यथा मरालो—हंसो मानसे—मानसाख्यसरसि निवासं करोति । केन—सुखेन आमोदिता—मुदिता ये अवनिधना—नृपाः तैः आदृतः—अङ्गीकृतः तत्सं० ॥ ५४ ॥

## अन्वयः

क—आमोदित—अवनि—धन—आदृत ! काम—उदित ! तीर्थपानां व्रज ! यः जगतां मानसे मरालः ( मानसे ) इव निवासं चक्रे, ( सः ) ऋत—मान—सेनः ( त्वं ) अवनि—वरः ऊर्वी इव नः निधनात् अव ।

## શબ્દાર્થ

चक्र ( ધા૦ कृ )=કર્યો.
मरालः ( મૂ૦ मराल )=રાજહંસ.
जगतां ( મૂ૦जगत् )=દુનિયાઓના.
निवासं ( મૂ૦ निवास )=નિવાસને, રહેઠાણને.
आमोदित=અત્યંત ખુશી કરેલ.
अवनि=પૃથ્વી.
अवनिधन=પૃથ્વી છે ધન જેનું તે, પૃથ્વીપતિ, રાજા.
आहत ( ધા૦ हृ )=અંગીકાર કરેલ,આદર કરેલ.
कामोदितावनिधनादृत !=હે સુખેથી અત્યંત ખુશી કરેલા પૃથ્વી-પતિઓએ અંગીકાર કરેલ !
मानसे ( મૂ૦ मानस )=(૧) ચિત્તને વિષે; (૨) માનસ ( સરોવર )ને વિષે.
ऊर्वी ( મૂ૦ ऊर्वी )=પૃથ્વીને.
अवनिवरः=પૃથ્વીપતિ, ભૂપતિ.
व्रज ! ( મૂ૦ व्रज )=હે સમૂહ !
तीर्थपानां ( મૂ૦ तीर्थप )=તીર્થપતિઓના.
उदित ( ધા૦ इ )=ઉદયમાં આવેલ.
कामोदित !=હે અત્યંત ઉદયને પામેલા !
निधनात् ( મૂ૦ निधन )=નાશથી.
ऋत ( ધા૦ ऋ )=ગયેલ, નષ્ટ થયેલ.
सेना=સૈન્ય, ફોજ.
ऋतमानसेनः=નષ્ટ થયું છે અભિમાનનું સૈન્ય જેથી એવા.

## શ્લોકાર્થ

**તીર્થંકર-સમૂહને વિજ્ઞપ્તિ—**

" સુખેથી આનંદિત કરેલા એવા અવનિ-પતિઓ વડે અંગીકાર કરાયેલા ( અર્થાત્ સેવિત ) એવા હે ( તીર્થંકર-વર્ગ ) ! હે અત્યંત ઉદયને પ્રાપ્ત થયેલા એવા ( જિનરાજ-સમુદાય ) ! હે તીર્થપતિઓના સમૂહ ! જેમ રાજહંસ માનસ ( સરોવર )માં નિવાસ કરે છે, તેમ જેણે દુનિયાઓના ( અર્થાત્ તેમાં વસતા જીવોના ) ચિત્તમાં નિવાસ કર્યો, તે ( તીર્થંકર-સમૂહ ) કે જેનાથી ગર્વનું સૈન્ય પલાયન કરી ગયું તે એવો તું ( તીર્થંકર-સમૂહ ) જેમ પૃથ્વી-પતિ પૃથ્વીનું રક્ષણ કરે છે તેમ અમારું નાશથી રક્ષણ કર. "—૫૪

* * * * *

**प्रवचनस्य विज्ञप्तिः—**

स त्वं सतत्त्व ! कुरु भक्तिमतामनन्यां
यामागमोहसदनं ततमोदमारम् ।
यश्चिन्तितार्थजनको यमिनां जघान
यामागमो हसदनन्ततमोदमारम् ॥ ५५ ॥

—वसन्त०

## विवरणम्

हे आगम!-जिनागम! स त्वं भक्तिमतां-भक्तानां यां-रमां कुरु। (आगमः किंविशिष्टः?) सह तत्त्वेन वर्तते [यत्] तत्संबोधनम्। यां किंविशिष्टां? अनन्यां-असमाम्। त्वं किं०? ऊहस्य-तर्कस्य सदनं-गृहम्। स कः? यः सिद्धान्तो यमिनां-यतीनां आरं-वैरिवृन्दं जघान-हन्ति स्म। आरं किं०? ततो-विशालो मोदो-हर्षः तस्य मारो-मारणं यस्य तत्। यः किं०? चिन्तितार्थस्य-वाञ्छितार्थस्य जनकः। पुनः किं०? यामानां-व्रतानां आगमो यस्मात्। आरं किंविशिष्टं? हसत्-लसत् अनन्तं च यत् तमः-पापं तत्प्रदम्॥ ५५॥

### अन्वयः

(हे) स-तत्त्व! आगम! चिन्तित-अर्थ-जनकः याम-आगमः यः यमिनां तत-मोद-मारं हसत्-अनन्त-तमः-दं आरं जघान, सः ऊह-सदनं त्वं भक्ति-मतां यां अनन्यां कुरु।

### શબ્દાર્થ

तत्त्व=તત્ત્વ, પદાર્થ.
सतत्त्व!=હે તત્ત્વે કરીને યુક્ત!
कुरु (धा० कृ)=કર.
भक्तिमतां (मू० भक्तिमत्)=ભક્તોની.
अनन्यां (मू० अनन्या)=અસાધારણ.
यां (मू० या)=લક્ષ્મીને.
आगम! (मू० आगम)=હે સિદ્ધાન્ત!
सदन=ગૃહ.
ऊहसदनं=તર્કોના ગૃહરૂપ.
तत (धा० तन्)=વિસ્તીર્ણ.
ततमोदमारं=વિસ્તીર્ણ હર્ષનું મૃત્યુ છે જે દ્વારા એવા.
चिन्तित (धा० चिन्त्)=વાંછિત.
मोद=હર્ષ.
जनक=ઉત્પન્ન કરનાર.
चिन्तितार्थजनकः=વાંછિત અર્થને ઉત્પન્ન કરનાર.
यमिनां (मू० यमिन्)=વ્રત ધારણ કરનારાના, યતિઓના.
जघान (धा० हन्)=નાશ કર્યો.
याम=વ્રત.
आगम=આગમન.
यामागमः=વ્રતોનું આગમન છે જેથી એવો.
हसत् (धा० हस्)=પ્રકાશતું.
हसदनन्ततमोदं=પ્રકાશમાન તેમજ અનન્ત એવા પાપને દેનારા.
आरं (मू० आर)=શત્રુના સમૂહને.

### શ્લોકાર્થ

**સિદ્ધાન્તને વિનતિ—**

"હે તત્ત્વોએ કરીને યુક્ત (પ્રવચન)! હે સિદ્ધાન્ત! વાંછિત અર્થોને અર્પણ કરનારા તેમજ જેથી વ્રતોનું આગમન છે એવા જે (સિદ્ધાન્તે) વ્રત-ધારણ કરનારા એવા યતિઓના, વિસ્તીર્ણ હર્ષનો નાશ કરનારા તેમજ પ્રકાશમાન તથા અનન્ત એવા પાપને પુષ્ટ કરનારા એવા શત્રુ-સમુદાયને હણ્યો, તે તર્કના ધામરૂપ એવો તું ભક્તોની સંપત્તિને અનુપમ કર."—૫૫

अङ्कुशीदेव्या अभ्यर्थना—

या वर्जितं व्रजमुदारगुणैर्मुनीना-
मस्ताघमानमति रङ्गमना दरेण ।
शर्माङ्कुशी दिशतु सा मम मङ्गलाना-
मस्ताघमानमतिरङ्गमनादरेण ॥ ५६ ॥ १४ ॥

—वसन्त०

## विवरणम्

सा अङ्कुशी देवी मम शर्म-सुखं दिशतु-प्रयच्छतु । अङ्कुशी किं० ? अस्ता-निरस्ता अघमानयोः-पापदर्पयोः मतिः-धीः यया सा । पुनः किं० ? अङ्ग-हेतुः । केषां ? मङ्गलानां-शिवानाम् । सा का ? या देवी मुनीनां व्रजं आनमति-साधुवृन्दं प्रणमति । व्रजं किं० ? अस्ताघं-गम्भीरम् । कैः ? उदारगुणैः-स्फारगुणैः । या किं० ? रङ्गमनाः-रागचित्ता । व्रजं किं० ? वर्जितं-रहितम् । केन ? दरेण-भयेन । दरेण किं० ? नास्ति आदर-उद्यमो यत्र तेन ॥ ५६ ॥

## अन्वयः

रङ्ग-मनाः या अन्-आदरेण दरेण वर्जितं उदार-गुणैः अस्ताघं मुनीनां व्रजं आनमति सा मङ्गलानां अङ्गं अस्त-अघ-मान-मतिः 'अङ्कुशी' मम शर्म दिशतु ।

## શબ્દાર્થ

वर्जितं ( मू० वर्जित )=રહિત, મુક્ત.
व्रजं ( मू० व्रज )=સમૂહને.
उदार=અસાધારણ, મહાન્.
गुण=ગુણ.
उदारगुणैः=અસાધારણ ગુણો વડે.
अस्ताघं ( मू० अस्त-अघ )=અત્યંત ગંભીર.
आनमति ( धा० नम् )=પ્રણામ કરે છે.
रङ्ग=રાગ.
रङ्गमनाः=રાગયુક્ત ચિત્તવાળી.
अङ्कुशी=અંકુશી ( દેવી ).
मङ्गलानां ( मू० मङ्गल )=મંગલોના, કલ્યાણોના.
मति=બુદ્ધિ.
अस्ताघमानमति=દૂર ફેંકી દીધી છે-ત્યજી દીધી છે પાપ અને અભિમાનની બુદ્ધિ જેણે એવી.
अङ्गं ( मू० अङ्ग )=હેતુ.
आदर=ઉદ્યમ.
अनादरेण ( मू० अनादर )=અવિદ્યમાન છે ઉદ્યમ જેને વિષે એવા.

## શ્લોકાર્થ

**અંકુશી દેવીને વિજ્ઞપ્તિ—**

"( ગુણિ-જન પ્રતિ ) રાગયુક્ત ચિત્તવાળી એવી જે ( દેવી ) અવિદ્યમાન છે ઉદ્યમ જેને વિષે એવા ભયથી રહિત એવા તેમજ અનુપમ ગુણોએ કરીને ગંભીર એવા યતિઓના સમુદાયને પ્રણામ કરે છે, તે કલ્યાણોના હેતુભૂત તેમજ પાપ અને અભિમાનની બુદ્ધિથી વિમુખ એવી અંકુશી ( દેવી ) મને સુખ અર્પો. "—૫૬

## સ્પષ્ટીકરણ

**અંકુશી દેવીનું સ્વરૂપ—**

આ ચૌદમા તીર્થંકર શ્રી**અનંતનાથ**ની શાસન-દેવી છે. એને 'અંકુશી'ના નામથી ઓળખવામાં આવે છે. એનો ગૌર વર્ણ છે અને પદ્મ એનું આસન છે. વળી એ ચાર હાથ વડે શોભે છે. એના જમણા બે હાથમાં ખડ્ગ ( અથવા તરવાર ) અને પાશ છે, જ્યારે બીજા બે હાથમાં ફલક ( ખેટક ) અને અંકુશ છે. આ દેવી પરત્વે **આચાર-દિનકર** ( પત્રાંક ૧૭૭ )માં કહ્યું છે કે—

" पद्मासनोज्ज्वलतनुश्चतुराढ्यबाहुः
पाशासिलक्षितसुदक्षिणहस्तयुग्मा ।
वामे च हस्तयुगलेऽङ्कुशखेटकाभ्यां
रम्याऽङ्कुशी दलयतु प्रतिपक्षवृन्दम् ॥ "—वसन्ततिलका



## १५ श्रीधर्मजिनस्तुतयः

**अथ श्रीधर्मनाथाय नमनम्—**

सद्धर्म ! 'धर्म !' भवतु प्रणतिर्विमुक्त-
मायाय ते तनुभवाय धरेश'भानोः' ।
यस्याभिधानमभवद् भविनां पवित्र-
मायायते ! ऽतनुभवाय धरेशभानोः ॥ ५७ ॥

—वसन्त०

### विवरणम्

हे धर्म !—धर्मजिन ! ते—तुभ्यं प्रणतिः—प्रणामो भवतु—अस्तु । सन—प्रधानो धर्मः—पुण्यं यस्य तत्सं० । ते किंविशिष्टाय ? विमुक्ता—त्यक्ता माया—निकृतिः येन तस्मै । पुनः किं० ? तनुभवाय—तनुजाय । कस्य ? धरेशभानोः—नृपतिभानोः । तस्मै कस्मै ? यस्याभिधानं—यन्नाम भविनां—प्राणिनां अतनुभवाय—प्राज्यशिवाय अभवत्—आसीत् । पवित्रा—पूता मा—लक्ष्मीः तस्या आयो—लाभो यस्यां एतादृशी आयतिः—उत्तरकालो यस्य तत्सं० । यस्य किं० ? धरेशवत्—मेरुवत् भानुः—प्रभा यस्य तस्य ॥ ५७ ॥

### अन्वयः

(हे) सत्-धर्म ! पवित्र-मा-आय-आयते ! 'धर्म !' यस्य धरेश-भानोः अभिधानं भविनां अ-तनु-भवाय अभवत, (तस्मै) विमुक्त-मायाय धरेश-'भानोः' तनु-भवाय ते प्रणतिः भवतु ।

### શબ્દાર્થ

**धर्म**=પુણ્ય.
**सद्धर्म !**=પ્રધાન છે પુણ્ય જેનું એવા ! (સં૦)
**धर्म !** (मू०धर्म)=હે ધર્મ (નાથ) !
**भवतु** (धा० भू)=થાઓ.
**प्रणतिः** (मू० प्रणति)=પ્રણામ, નમસ્કાર.
**विमुक्त** (धा० मुच्)=વિશેષતઃ ત્યજી દીધેલ.
**विमुक्तमायाय**=વિશેષતઃ ત્યજી દીધી છે માયા જેણે એવા.
**ते** (मू० युष्मद्)=તને.

**तनु**=દેહ.
**भव**=ઉત્પત્તિ.
**तनुभवाय** (मू० तनुभव)=તનુજને, પુત્રને.
**धरा**=પૃથ્વી.
**धरेश**=પૃથ્વીપતિ.
**भानु**=ભાનુ (રાજા), ધર્મનાથના પિતા.
**धरेशभानोः**=ભાનુ રાજાના.
**अभिधानं** (मू० अभिधान)=નામ.
**अभवत्** (धा० भू)=થતું હતું.

भविनां ( मू० भविन् )=સંસારીઓના.
पवित्र=પવિત્ર.
आयति=ઉત્તર કાળ.
पवित्रमायायते!=પવિત્ર લક્ષ્મીનો લાભ છે જેને વિષે એવો છે ઉત્તર કાળ જેનો એવા !
भव=કલ્યાણ.
अतनुभवाय=અત્યન્ત કલ્યાણને માટે.
धरेश=મેરૂ ( પર્વત ).
भानु=પ્રભા, તેજ.
धरेशभानो=મેરૂના જેવું તેજ છે જેનું એવા.

## શ્લોકાર્થ

**શ્રીધર્મનાથને પ્રણામ—**

" જેનું પુણ્ય ઉત્કૃષ્ટ છે એવા હે (તીર્થંકર) ! જેને વિષે પવિત્ર ( જ્ઞાનાદિક ) લક્ષ્મીનો લાભ છે એવા ઉત્તર કાળવાળા હે ( પંદરમા તીર્થરાજ) ! હે ધર્મ ( નાથ ) ! જેની પ્રભા મેરૂ (પર્વત)ના જેવી છે એવો તું કે જેનું નામ સંસારી ( જીવો )ના અત્યન્ત કલ્યાણને માટે થયું ( અને થાય છે ) તેવા, કપટથી વિમુખ તેમજ ભાનુ ( નામના ) પૃથ્વીપતિના પુત્ર તને ( મારા ) પ્રણામ હોજો. "—૫૭

## સ્પષ્ટીકરણ

**ધર્મનાથ-ચરિત્ર—**

જયંતીચરિત્રની ટીકાની પ્રશસ્તિમાં માનતુંગસૂરિને પોતાના ગુરૂ તરીકે ઓળખાવનારા (?) ધર્મચન્દ્રગણિએ સંસ્કૃત ભાષામાં ધર્મનાથ-ચરિત્ર રચ્યું છે.

**તીર્થંકરનું પુણ્ય—**

આ શ્લોકમાં તીર્થંકરને ઉત્કૃષ્ટ પુણ્યશાળી તરીકે ઓળખાવ્યા છે તે વાસ્તવિક છે, કેમકે કર્મ-પ્રકૃતિના પાડવામાં આવતા શુભ અને અશુભ યાને પુણ્ય-પ્રકૃતિ અને પાપ-પ્રકૃતિઓ એમ બે વિભાગોમાં સમસ્ત પુણ્ય-પ્રકૃતિમાં તીર્થંકર-નામ-કર્મ પ્રથમ સ્થાન ભોગવે છે. આ કર્મ ઉદયમાં આવતાં તીર્થંકર યથાર્થ રીતે તીર્થંકર બને છે. અર્થાત્ ભવિષ્યમાં વાસ્તવિક તીર્થંકરત્વ પ્રાપ્ત કરનારા હોવાને લીધે જન્મથી તીર્થંકર તરીકે જે ઓળખાતા હતા, તે હવે ખરેખર 'તીર્થંકર' થાય છે. આ નામ-કર્મના પ્રતાપથી તેઓ અનેક અતિશયો, દેવકૃત સમૃદ્ધિ વિગેરેથી અલંકૃત બને છે તેમજ આને લઈને તો તેઓ 'તીર્થ' પ્રવર્તાવે છે. આવી વિશેષતાઓનો અન્ય સર્વજ્ઞોમાં સહજ અભાવ હોવાને લીધે તો તે વ્યકિતઓને 'સામાન્ય-કેવલી' તરીકે સંબોધવામાં આવે છે. વળી એવા કેવલ-જ્ઞાનીઓ તીર્થંકરની પર્ષદામાં હાજર રહે છે એટલુંજ નહિ, પરંતુ તેમને પ્રદક્ષિણા પણ દે છે. આ બધું તેમનું અસાધારણ પુણ્ય સૂચવે છે.

**પ્રભુના નામનો પ્રભાવ—**

અત્ર ધર્મનાથની સ્તુતિ કરતાં જે એમ કહેવામાં આવ્યું છે કે આપનું નામ માંગલ્યકારી છે તે યથાર્થ છે, કેમકે માનતુંગસૂરિએ પણ ભક્તામરસ્તોત્રના ૩૬ મા અને ૩૭ મા પદ્યમાં

એવો [1]ઉલ્લેખ કર્યો છે કે જિનેશ્વરના નામ-કીર્તનથી અતિશય દારૂણ દાવાનલ તેમજ વિષમમાં વિષમ વિષધર પણ શાંત થઈ જાય છે.

\+　　+　　+　　+　　+

जिनपंक्त्याः स्तुतिः

दन्दह्यते स्म दमहव्यभुजा जिनाली
संपन्नरागमरमानवनी रदाभाः ।
कीर्त्तीः करोतु दधती कुशलानि सा सत्-
सम्पन्नरागमरमानवनीरदाभा ॥ ५८ ॥

—वसन्त०

## विवरणम्

सा जिनाली कुशलानि—शिवानि करोतु—दिशतु । सा किं कुर्वती ? दधती—बिभ्रती । काः ? कीर्त्तीः—श्लोकान् । सा किं० ? सती—सत्तमा संपद्—विभूतिः यस्या सा । सा पुनः किं०? नरागमानां—मनुजतरूणां रमायां—श्रियां नवनीरदाभा—नवमेघसमा । सा का ? या जिनाली संपन्नौ—संजातौ रागमरौ—प्रेममरणौ यस्मात् ईदृशो यो मानः—स्मयः तद्रूपा वनीः—काननानि दन्दह्यते स्म । केन ? दमहव्यभुजा—शमाग्निना । कीर्त्तीः किं० ? रदा—दन्ताः तद्वत् आभा—शोभा यासां ताः ॥ ५८ ॥

## अन्वयः

( या जिन-आली ) संपन्न-राग-मर-मान-वनीः दम-हव्य-भुजा दन्दह्यते स्म, सा रद-आभाः कीर्तीः दधती सत्-संपद् नर-अगम-रमा-नव-नीरद-आभा जिन-आली कुशलानि करोतु ।

---

१ આ શ્લો તે ઉલ્લેખ—

" कल्पान्तकालपवनोद्धतवह्निकल्पं
दावानलं ज्वलितमुज्ज्वलमुत्स्फुलिङ्गम् ।
विश्वं जिघत्सुमिव संमुखमापतन्तं
त्वन्नामकीर्तनजलं शमयत्यशेषम् ॥

रक्तेक्षणं समदकोकिलकण्ठनीलं
क्रोधोद्धतं फणिनमुत्फणमापतन्तम् ।
आक्रामति क्रमयुगेन निरस्तशङ्क-
स्त्वन्नाम नागदमनी हृदि यस्य पुंसः ॥ "

## શબ્દાર્થ

**दन्दह्यते स्म** ( ધા૦ दह् )=વારંવાર બાળતી હુવી.
**हव्य**=હોમવા લાયક પદાર્થ.
**हव्यभुज्**=અગ્નિ.
**दमहव्यभुजा**=ઉપશમરૂપી અગ્નિ વડે.
**आली**=શ્રેણિ.
**जिनाली**=તીર્થંકરોની શ્રેણિ.
**संपन्न** ( ધા૦ पद् )=ઉત્પન્ન થયેલ.
**राग**=સ્નેહ, પ્રેમ.
**वनी**=જંગલ, વન.
**संपन्नरागमरमानवनीः**=ઉત્પન્ન થયાં છે પ્રેમ અને મરણ જેમાંથી એવા અભિમાનરૂપી વનોને.
**रद**=દાંત.
**रदाभाः** ( મૂ૦ रदाभा )=દાંતના સમાન કાંતિ છે જેની એવી.
**कीर्तीः** ( મૂ૦ कीर्ति )=કીર્તિઓને, યશને.
**दधती** ( ધા૦ धा )=ધારણ કરતી.
**कुशलानि** ( મૂ૦ कुशल )=કલ્યાણોને.
**सम्पद्**=સંપત્તિ, વૈભવ.
**सत्सम्पद्**=ઉત્તમ છે સંપત્તિ જેની એવી.
**नर**=મનુષ્ય.
**अगम**=તરૂ, વૃક્ષ.
**रमा**=લક્ષ્મી.
**नीरद**=મેઘ.
**नरागमरमानवनीरदाभा**=મનુષ્યરૂપ વૃક્ષોની લક્ષ્મી પ્રતિ નવીન મેઘસમાન.

## શ્લોકાર્થ

**જિન-શ્રેણિની સ્તુતિ—**

" જેમાંથી પ્રેમ અને મરણ ઉત્પન્ન થયાં છે એવા [1]અભિમાનરૂપ વનોને ઉપશમરૂપ અગ્નિ વડે જે (જિન-શ્રેણિએ) વારંવાર બાળ્યાં, તે ( શ્વેત ) દાંતના જેવી શોભાયમાન ( ઉજ્જ્વલ ) કીર્તિઓને ધારણ કરનારી તથા પ્રશંસનીય સંપત્તિવાળી તેમજ મનુષ્યરૂપી વૃક્ષોની લક્ષ્મીનો ( વિસ્તાર કરવામાં ) નવીન મેઘસમાન એવી તે જિન-શ્રેણિ ( હે ભવ્ય-લોક ! તમારૂં ) કલ્યાણ કરો. "—૫૮

## સ્પષ્ટીકરણ

**ચરણ-સદૃશતા—**

આ પદ્યના ચતુર્થ ચરણમાં અને દ્વિતીય ચરણમાં ફક્ત અન્તિમ વિસર્ગ સિવાય સદૃશતા છે. પરંતુ એથી કરીને આ પદ્ય દૂષિત ગણાય નહિ, કેમકે

" यमकश्लेषचित्रेषु, बवयोर्डलयोर्न भित् ।
नानुस्वारविसर्गौ च, चित्रभङ्गाय संमतौ ॥ "

\+ \+ \+ \+ \+

---

૧ વિચારો અભિમાનને વશ થયેલા દુર્યોધન, રાવણ વિગેરેની થયેલી પાયમાલી.

जिनवाण्या विचारः—

वाचंयमैर्धृतवती धरणीव गुर्वी
सत्कामसङ्क्रमरसाजरसोपमाना ।
सा वाक् सतां व्यथयतु प्रथितं जिनेन्द्र-
सत्काऽऽमसङ्गमरसा जरसोऽपमाना ॥ ५९ ॥

—वसन्त०

## विवरणम्

सा वाग्-वाणी सतां-विदुषां आमसङ्गं-रोगमसङ्गं व्यथयतु-दलयतु । आमसङ्गं किं० ? प्रथितं-प्रतीतम् । वाक् किं० ? जिनेन्द्रसत्का-जिनसंबन्धिनी । पुनः किं० ? नास्ति रसः-आदरो यस्याः सा । कस्याः ? जरसो-जरायाः । पुनः किं० ? अपगतो मानो-गर्वो यस्याः सा । सा का ? या वाग् वाचंयमैः-साधुभिः धृतवती-धृताऽस्ति । या किं० ? गुर्वी-महती, इव-यथा धरणी-भूमी गुर्वी भवति । या किं० ? सतां-उत्तमानां कामानां-अभिलाषाणां सङ्क्रमः-सङ्गः स एव रसाजो-द्रुमः तत्र रसस्य-नीरस्य उपमानं-उपमा यस्याः सा ॥ ५९ ॥

## अन्वयः

( या ) वाचंयमैः धृतवती धरणी इव गुर्वी सत्-काम-सङ्क्रम-रसाज-रस-उपमाना, सा जिन-इन्द्र-सत्का जरसः अ-रसा अप-माना वाक् सतां प्रथितं आम-सङ्गं व्यथयतु ।

## શબ્દાર્થ

वाचंयमैः ( મૂ० वाचंयम )=મુનિવરો વડે.
धृतवती ( ધા० धृ )=ધારણ કરાયેલી ( છે ).
धरणी=પૃથ્વી.
गुर्वी ( મૂ० गुरु )=વિશાળ.
सङ्क्रम=સંગમ, એકઠા મળવું તે.
रसाज=વૃક્ષ, ઝાડ.
रस=જળ.
सत्कामसङ्क्रमरसाजरसोपमाना=ઉત્તમ અભિ-લાષાઓના સંગમરૂપ વૃક્ષ પ્રતિ જળની ઉપમા ( ઘટે ) છે જેને એવી.
सतां ( મૂ० सत् )=સજ્જનોના.
वाक् ( મૂ० वाच् )=વાણી.
व्यथयतु ( ધા० व्यथ् )=દળી નાખો.
प्रथितं ( મૂ० प्रथित )=પ્રસિદ્ધ, વિખ્યાત.
जिनेन्द्रसत्का=જિનપતિવિષયક, તીર્થંકર સંબંધી.
सङ्ग=પ્રસંગ, સોબત.
आमसङ्गं=રોગના પ્રસંગને.
रस=આદર.
अरसा=આદર રહિત.
जरसः ( મૂ० जरस् )=વૃદ્ધ અવસ્થાનો.
अपमाना=નષ્ટ થયો છે ગર્વ જેથી એવી.

१ 'यमैरवधृता' इति पाठान्तरम् । २ 'अवधृता' इत्यपि पाठः ।

### શ્લોકાર્થ

જિન-વાણીનો વિચાર—

" જે મુનિવરો વડે ધારણ કરાયેલી છે, તથા જે પૃથ્વીના જેવી વિશાળ છે તેમજ જે ઉત્તમ અભિલાષાઓના સંગમરૂપ વૃક્ષને ( પલ્લવિત કરવામાં ) જલસમાન છે, તે જિનેન્દ્ર-વિષયક ( અર્થાત્ જિનેશ્વરે પ્રરૂપેલી એવી ) તથા વૃદ્ધ અવસ્થાનો અનાદર કરનારી તેમજ જેણે ગર્વનો નાશ કર્યો એવી વાણી સત્પુરૂષોના ( જગત્ )પ્રસિદ્ધ રોગના પ્રસંગને દળી નાખો. "—૫૯

* * * * *

**प्रज्ञप्तिदेव्याः स्तुतिः—**

संप्रापयत्यसुमतः कविकोटिकाम्यां
प्रज्ञप्तिकामितरसाममरोचिता या ।
सा केकिनं गतवती द्यतु दुष्टदोषान्
'प्रज्ञप्तिका'ऽमितरसा मम रोचितायाया ॥ ६० ॥ १५ ॥

—वसन्त०

### विवरणम्

सा प्रज्ञप्तिका देवी मम दुष्टदोषान्—निष्ठुरादीनवान्[1] द्यतु—निरस्यतु । सा किं० ? गतवती—याता । कं ? केकिनं—मयूरम् । पुनः किं० ? अमितो—मानातीतो रसो—बलं यस्याः सा । पुनः किं० ? रोचितः—शोभितः आयो—लाभो यस्याः सा । सा का ? या देवी प्रज्ञप्तिकामितरसां—प्रकृष्टज्ञानवाञ्छितसुखं असुमतः—प्राणिनः प्रापयति—नयति । सा किं० ? कविकोट्या काम्यां—काङ्क्षिताम् । या किं० ? अमरेषु—देवेषु उचिता—योग्या ॥ ६० ॥

### अन्वयः

या अमर-उचिता असुमतः कवि-कोटि-काम्यां प्रज्ञप्ति-कामित-रसां संप्रापयति, सा केकिनं गतवती अमित-रसा रोचित-आया 'प्रज्ञप्तिका' मम दुष्ट-दोषान् द्यतु ।

### શબ્દાર્થ

संप्रापयति ( धा० आप् )=દોરી લઇ જાય છે.
कवि=(૧) કાવ્ય રચનાર; (૨) પણ્ડિત.
काम्य=વાંછિત, અભીષ્ટ.
कविकोटिकाम्यां=કરોડો કવિઓએ ઇચ્છેલ.
प्रज्ञप्ति=પ્રકૃષ્ટ જ્ઞાન.
रसा=ભૂમિ.

---

૧ 'दुष्टादीनवान्' इत्यपि पाठः ।

प्रज्ञप्तिकामितरसां=પ્રકૃષ્ટ જ્ઞાનની ઇષ્ટ ભૂમિ પ્રતિ.
अमरोचिता=દેવોને વિષે યોગ્ય.
केकिनं ( મૂ૦ केकिन् )=મયૂરને, મોરને.
गतवती ( ધા૦ गम् )=પ્રાપ્ત થયેલી.
घतु ( ધા૦ दो )=કાપી નાખો, નાશ કરો.
दुष्ट=દુષ્ટ, ખરાબ.
[illegible]=દુષ્ટ દોષોને.
प्रज्ञप्तिका=પ્રજ્ઞપ્તિકા ( દેવી ).
रस=બળ, પરાક્રમ.
अमितरसा=અનુપમ છે પરાક્રમ જેનું એવી.
रोचित=શોભાયમાન.
रोचितताया=સુશોભિત છે લાભ જેથી એવી.

## શ્લોકાર્થ

**પ્રજ્ઞપ્તિ દેવીની સ્તુતિ—**

"જે દેવોને વિષે યોગ્ય છે તથા જે કરોડો કવિઓએ વાંચ્છા કરેલી એવી પ્રકૃષ્ટ જ્ઞાનની ઇષ્ટ ભૂમિ પ્રતિ પ્રાણીને દોરી લઇ જાય છે, તે મયૂરના ઉપર આરોહણ કરનારી, તથા અનુપમ પરાક્રમવાળી તેમજ જે દ્વારા સુશોભિત લાભ છે એવી પ્રજ્ઞપ્તિ (દેવી) મારા દુષ્ટ દોષોનો વિનાશ કરો."—૯૦

## સ્પષ્ટીકરણ

**પ્રજ્ઞપ્તિ દેવીનું સ્વરૂપ—**

રોહિણી પ્રમુખ ૧૬ વિદ્યા-દેવીઓમાં એક પ્રજ્ઞપ્તિ નામની પણ વિદ્યા-દેવી છે. આનો વર્ણ કમલસમાન છે અને એને મોરનું વાહન છે. વિશેષમાં એના બે હાથ શક્તિ અને કમલથી શોભે છે. આ [1]વાત નીચેના શ્લોક ઉપરથી જોઇ શકાય છે:—

" शक्तिसरोरुहहस्ता, मयूरकृतयानलीलया कलिता ।
प्रज्ञप्तिर्विज्ञप्तिं, शृणोतु नः कमलपत्राभा ॥ "

—આચાર-દિનકર, પત્રાંક ૧૬૧

આ દેવીની સ્તુતિના સંબંધમાં એટલું ઉમેરવું આવશ્યક સમજાય છે કે અત્ર પણ સ્તુતિ-ચતુર્વિંશતિકાનું અનુકરણ કરવામાં આવ્યું હોય એમ લાગે છે.



---

1 નિર્વાણ-કલિકામાં આથી જુદું સ્વરૂપ આલેખવામાં આવ્યું છે. જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૮૬).

## १६ श्रीशान्तिजिनस्तुतयः

अथ श्रीशान्तिनाथस्य स्तुतिः—

यं स्तौति 'शान्ति'जिनमिन्द्रततिर्नितान्तं
श्रीजातरूपतनुकान्तरसाभिरामम् ।
शान्तिं सुरीभिरभिनूत ! नुदन् स नुन्न–
श्रीजातरूप ! तनु कान्तरसाभिरामम् ॥ ६१ ॥

—वसन्त०

### विवरणम्

स त्वं शान्तिं–शिवं तनु–विस्तारय । जनानामिति गम्यम् । हे अभिनूत !–स्तुत ! । काभिः ? सुरीभिः–देवीभिः । त्वं किं कुर्वन् ? नुदन्–व्यथयन् । कं ? आमं–रोगम् । नुन्न–निरस्तं श्रीजातस्य–कामस्य रूपं–स्वरूपं येन तत्सं० । सुरीभिः किं० ? कान्ता–मनोज्ञा रसाः–शृङ्गारादयो यासां ताभिः । स कः ? यं–शान्तिजिनं इन्द्रततिः स्तौति नितान्तं–निरन्तरम् । यं किं० ? श्रीजातरूपस्य–श्रीयुक्तस्वर्णस्य समा[1] तनुः–शरीरं तत्र कान्तो रसो–बलं तेनाभिरामः–सुन्दरस्तम् ॥ ६१ ॥

### अन्वयः

यं श्री–जातरूप–तनु–कान्त–रस–अभिरामं 'शान्ति'–जिनं इन्द्र–ततिः नितान्तं स्तौति, सः (त्वं) कान्त–रसाभिः सुरीभिः अभिनूत ! नुन्न–श्रीजात–रूप ! आमं नुदन् शान्तिं तनु ।

### શબ્દાર્થ

स्तौति ( धा० स्तु )=સ્તવે છે, સ્તુતિ કરે છે.
शान्ति=શાન્તિ( નાથ ), સોળમા તીર્થંકર.
शान्तिजिनं=શાન્તિ જિનેશ્વરને.
इन्द्र=સુરપતિ.
तति=શ્રેણિ, પંક્તિ.
इन्द्रततिः=સુરપતિઓની શ્રેણિ.
नितान्तं=નિરંતર.
श्री=લક્ષ્મી.
जातरूप=સુવર્ણ, સોનું.
अभिराम=મનોહર, સુન્દર.
श्रीजातरूपतनुकान्तरसाभिरामं=લક્ષ્મીયુક્ત સુવર્ણસમાન શરીરને વિષે સુંદર બળ વડે મનોહર.
शान्तिं ( मू० शान्ति )=શાન્તિને.
सुरीभिः ( मू० सुरी )=દેવીઓ વડે.
अभिनूत ! ( धा० नू )=હે સ્તુતિ કરાયેલ !
नुदन् ( मू० नुदत् )=પીડા કરતો.
नुन्न ( धा० नुद् )=પરાસ્ત કરેલ.

---

१ 'समं' इति मुद्रित–पाठः ।

**श्रीजात**=કંદર્પ, મદન.
**रूप**=સ્વરૂપ.
**नुन्नश्रीजातरूप** !=પરાસ્ત કર્યું છે મદનના સ્વરૂપને જેણે એવા ! (સં૦)
**तनु** ( ધા૦ तन् )=તું વિસ્તાર કર.
**रस**=( શૃંગારાદિક ) રસ.
**कान्तरसाभिः**=મનોજ્ઞ છે રસો જેના એવી.
**आमं** ( મૂ૦ आम )=રોગને.

## શ્લોકાર્થ

### શ્રીશાન્તિનાથની સ્તુતિ—

" લક્ષ્મીયુક્ત સુવર્ણના સમાન શરીરને વિષે સુંદર બળ વડે મનોહર એવા જે શાન્તિ જિનેશ્વરની સુર–પતિઓનો સમુદાય નિરંતર સ્તુતિ કરે છે, તે તું હે મનોજ્ઞ ( શૃંગારાદિક ) રસવાળી એવી દિવ્યાંગનો વડે સ્તુતિ કરાયેલ ( નાથ ) ! વળી કંદર્પના રૂપને જેણે પરાસ્ત કર્યું છે એવા ( અર્થાત્ અનુપમ સૌન્દર્યથી વિભૂષિત વીતરાગ ) ! ( મનુષ્યોના ) રોગને પીડા કરતો ( અર્થાત્ તેને દૂર કરીને ) ( તેમની ) શાન્તિનો વિસ્તાર કર. "—૬૧

## સ્પષ્ટીકરણ

### શૃંગારાદિક રસો—

મોટે ભાગે રસોની સંખ્યા આઠની ગણવામાં આવે છે અને આ આઠ રસોથી શૃંગાર, હાસ્ય, કરુણા, રૌદ્ર. વીર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત રસો સમજવામાં આવે છે;[1] પરંતુ કવચિત્ આ શૃંગારાદિક આઠ રસો ઉપરાંત શાન્તિ, વાત્સલ્ય અને ભક્તિ એ ત્રણનો પણ ' રસ ' શબ્દથી વ્યવહાર કરવામાં આવે છે અને તેમ થતાં રસોની સંખ્યા અગ્યારની થાય છે.

### શ્રીશાન્તિનાથનાં ચરિત્રો—

જેમ અન્ય તીર્થંકરોના સંબંધમાં તેમના જીવનના ઉપર પ્રકાશ પાડનારાં સંસ્કૃત તથા પ્રાકૃત ભાષામાં રચાયેલાં ચરિત્રો પરત્વે આપણે ઉલ્લેખ કરી ગયા, તેમ અત્ર પણ **શાન્તિનાથ–ચરિત્ર** પરત્વે બે શબ્દ લખવા આવશ્યક સમજાય છે. **જૈન ગ્રન્થાવલી** પ્રમાણે આ સોળમા તીર્થંકર **શ્રીશાન્તિનાથ**નાં ત્રણ ચરિત્રો પ્રાકૃત ભાષામાં અને ચાર સંસ્કૃત ભાષામાં કાવ્યરૂપે લખાયેલાં છે. તેમાં ૧૨૧૦૦ ગાથાવાળું ચરિત્ર **શ્રીહેમચન્દ્રસૂરિ**ના ગુરૂ **શ્રીદેવચન્દ્રે**, ૫૫૭૪ ગાથાવાળું ચરિત્ર **શ્રીમાણિક્યચન્દ્ર** અને ૪૮૫૫ ગાથાનું એક ચરિત્ર **શ્રીમુનિદેવે** રચેલ છે. આ તો પ્રાકૃત કાવ્યોની વાત થઇ. હવે સંસ્કૃત કાવ્યો પરત્વે વિચાર કરીએ. તેમાં **શ્રીઅજિતપ્રભે** ૪૯૨૮ શ્લોકનું એક કાવ્ય, **શ્રીમુનિભદ્રે**[2] ૬૨૭૨ શ્લોકનું અને **શ્રીદેવાનંદ**ના શિષ્ય **શ્રીકનકપ્રભે** ૧૬૩ પત્રાત્મક કાવ્ય રચેલ છે. પાંચ મહાકાવ્યમાં અન્તિમ તેમજ ઉત્તમ ગણાતા ' નૈષધીય ચરિત'ના પાદ–પૂર્તિરૂપ [3]**શાન્તિનાથ–ચરિત્ર સપ્તસંધાનમહાકાવ્ય** જેવા આશ્ચર્યજનક કાવ્યના કર્તા ઉપાધ્યાય **મેઘવિજયજી**એ રચ્યું છે. આ ઉપરાંત **શ્રીભાવચન્દ્રે** તેમજ **શ્રીઉદયસાગરે** બે ચરિત્રો [4]ગદ્યમાં રચ્યાં છે.

---

૧ સરખાવો—

" **शृङ्गारहास्यकरुणा–रौद्रवीरभयानकाः ।**
**बीभत्साद्भुतसंज्ञौ चे–त्यष्टौ नाट्ये रसाः स्मृताः ॥** "—**કાવ્ય-પ્રકાશ**

૨ આ કાવ્ય ' શ્રીયશોવિજયજૈનગ્રન્થમાલા ' તરફથી પ્રસિદ્ધ થયેલું છે.

૩ આ કાવ્ય ' જૈનવિવિધસાહિત્યશાસ્ત્રમાલા ' તરફથી પ્રસિદ્ધ થયેલું છે.

૪ શાન્તિનાથ–ચરિત્ર ગદ્યમાં તેમજ પદ્યમાં ' જૈનધર્મપ્રસારકસભા ' તરફથી પ્રસિદ્ધ થયેલાં છે.

जिनेश्वरेभ्यः प्रार्थना—

राजीभिरर्चितपदाऽमृतभोजनानां
मन्दारवारमणिमालितमस्तकानाम् ।
पुंसां ददातु कुशलं जिनराजमाला-
ऽमन्दारवाऽरमणिमाऽलितमस्तकानाम् ॥ ६२ ॥

—वसन्त०

## विवरणम्

जिनराजमाला–जिनेन्द्राली पुंसां–नृणां कुशलं–शिवं ददातु–दिशतु । माला किं० ? राजीभिः–श्रेणीभिः अर्चितौ–पूजितौ पदौ–पादौ यस्याः सा । केषां ? अमृतभोजनानां–देवानाम् । अमृतभोजनानां किं० ? मन्दाराणां–कल्पद्रुपुष्पाणां वारः–समूहो मणयो–रत्नानि तैः मालितं–कलितं मस्तकं–शिरो येषां तेषाम् । माला किं० ? अमन्दो–गम्भीरः आरवः–शब्दो यस्याः सा । अरं–अत्यर्थम् । कुशलं किं० ? अणिम्नां–लब्धिविशेषाणां आलिः–श्रेणिः तस्या ता–रमा यत्र तत् । पुंसां किं० ? अस्तं–गतं कं–सुखं येषां तेषाम् ॥ ६२ ॥

## अन्वयः

मन्दार–वार–मणि–मालित–मस्तकानां अमृत–भोजनानां राजीभिः अर्चित–पदा अ-मन्द–आरवा जिन–राजन्–माला अस्त–कानां पुंसां अणिमन्–आलि–तं कुशलं अरं ददातु ।

## શબ્દાર્થ

राजीभिः ( મૂ૦ राजी )=પંક્તિઓ વડે.
अर्चित ( ધા૦ अर्च् )=પૂજિત.
पद=ચરણ.
अर्चितपदा=પૂજાયેલાં છે ચરણો જેનાં એવી.
भोजन=આહાર.
अमृतभोजन=અમૃત છે આહાર જેનો તે, દેવ.
अमृतभोजनानां=દેવોની.
मन्दार=મન્દાર, કલ્પવૃક્ષનું કુસુમ.
वार=સમૂહ.
मणि=રત્ન.
मालित=શોભિત.
मस्तक=શીર્ષ, માથું.
मन्दारवारमणिमालितमस्तकानां=મન્દારના સમૂહ અને રત્નો વડે શોભે છે મસ્તકો જેમનાં એવા.
पुंसां ( મૂ૦ पुंस् )=પુરૂષોને.
ददातु ( ધા૦ दा )=અર્પો.
कुशलं ( મૂ૦ कुशल )=કલ્યાણને.
माला=હાર, શ્રેણિ.
राजन्=પ્રભુ.
जिनराजमाला=જિનેશ્વરની શ્રેણિ.
अमन्द=ગંભીર.
आरव=ધ્વનિ.
अमन्दारवा=ગંભીર છે ધ્વનિ જેનો એવી.

अरं=અત્યન્ત.
अणिमन्=અણિમા નામની સિદ્ધિ.
ता=લક્ષ્મી.
अणिमालितं=અણિમાદિકની શ્રેણિની લક્ષ્મી છે જ્યાં એવું.
अस्तकानां=જતું રહ્યું છે સુખ જેમનું એવા.

શ્લોકાર્થ

**જિનેશ્વરોને પ્રાર્થના—**

"જેમનાં મસ્તકો કલ્પવૃક્ષનાં કુસુમોના સમૂહ અને રત્નો વડે વિભૂષિત છે એવા અમરોની પંક્તિઓ વડે જેનાં ચરણો પૂજાયેલાં છે એવી તેમજ ગંભીર ધ્વનિવાળી એવી જિનેશ્વરોની શ્રેણિ, જેમનું સુખ જતું રહ્યું છે એવા પુરૂષોને [1]અણિમાદિકની શ્રેણિની લક્ષ્મીથી યુક્ત એવું કલ્યાણ સર્વથા સમર્પો."—૬૨

* * * * *

**जिनागमस्य माधुर्यम्—**

यो गोस्तनीमधुरतां निजहार हानि-
च्छिन्नाशिताजिनवरागमहारिवार ! ।
माधुर्यमेति न तवाधिशुचौ मधुत्व-
च्छिन्ना सिता जिनवरागम ! हारिवारः ॥ ६३ ॥

—वसन्त०

विवरणम्

हे जिनवरागम !—सिद्धान्त ! तव माधुर्य—मधुरत्वं सिता—शर्करा नैति—न याति । सिता किं० ? मधुरत्वेन च्छिन्ना—जिता । तव किं० ? हारिवारः—कान्तनीरस्य । क्व ? आधिशुचौ—चित्तपीडाग्नौ । तव किं० ? तस्य । तस्य कस्य ? यः—सिद्धान्तः गोस्तनीमधुरतां—द्राक्षामाधुर्यं निजहार—निराकरोति स्म । यः किं० ? हानिच्छित्—क्षयभित् । नाशितः—प्रणाशितः आजिनवरागमहारीणां—युद्धनवप्रेमबृहद्वैरिणां वारः—समूहो येन तत्सं० । शसयोरैक्यात् ॥ ६३ ॥

**अन्वयः**

यः गोस्तनी-मधुरतां निजहार, हानि-च्छिद् ( च वर्तते ), ( तस्य ) आधि-शुचौ हारि-वारः तव माधुर्यं ( हे ) नाशित-आजि-नव-राग-महत्-अरि-वार ! जिन-वर-आगम ! मधुत्व-च्छिन्ना सिता न एति ।

---

૧ આ અણિમાદિક સિદ્ધિઓના યત્કિંચિત્ સ્વરૂપ સારૂ જુઓ પૃ૦ ૬૮, ૬૯. આવી બીજી અનેક શક્તિઓનું સ્વરૂપ યોગશાસ્ત્ર, ઋષભદેવ-ચરિત્ર વિગેરે ગ્રન્થોમાંથી મળી શકે છે.

## શબ્દાર્થ

**गोस्तनी**=દ્રાક્ષા, દરાખ.
**मधुरता**=માધુર્ય, મીઠાશ.
**गोस्तनीमधुरतां**=દરાખની મીઠાશને.
**निजहार** ( ધા૦ हृ )=નિરાકાર કર્યો.
**हानि**=નાશ, ક્ષય.
**छिद्**=છેદવું, નાશ કરવો.
**हानिच्छिद**=ક્ષયનો નાશ કરનાર.
**नाशिताजिनवरागममहारिवार** !=વિનાશ કર્યો છે સંગ્રામ, નૂતન અભિલાષા તેમજ મહાવૈરીના સમુદાયનો જેણે એવા ! ( સં૦ )
**माधुर्य** ( મૂ૦ माधुर्य )=મીઠાશને.
**एति** ( ધા૦ इ )=પામે છે.
**आधि**=માનસિક પીડા.
**शुचि**=અગ્નિ.
**आधिशुचौ**=માનસિક પીડારૂપ અગ્નિને વિષે.
**मधुत्व**=મીઠાશ.
**छिन्न** ( ધા૦ छिद् )=કાપી નાંખેલ, જીતાયેલ.
**मधुत्वच्छिन्ना**=મીઠાશ વડે જીતાયેલી.
**सिता**=શર્કરા, સાકર.
**जिनवरागम** !=હે જિનેશ્વરના સિદ્ધાન્ત !
**वार्**=જળ.
**हारिवार**=મનોહર છે જળ જેનું એવા.

## શ્લોકાર્થ

### જિનાગમની અપૂર્વ મીઠાશ—

"જેણે સંગ્રામ, નૂતન અભિલાષા તેમજ કટ્ટા શત્રુઓના સમુદાયનો વિનાશ કર્યો છે એવા હે ( પ્રવચન ) ! હે જિનેશ્વરના સિદ્ધાન્ત ! જેણે દ્રાક્ષની મીઠાશને પરાસ્ત કરી તેમજ જેણે ક્ષયનો અંત આણ્યો, તે માનસિક પીડારૂપી અગ્નિને ( શાંત કરવામાં ) મનોહર જલસમાન એવા તારા માધુર્યને મીઠાશ વડે જીતાયેલી સાકર પામી શકતી નથી."—૬૩

## સ્પષ્ટીકરણ

### ચરણ-સમાનતા—

આ પદ્યના ચતુર્થ ચરણમાં 'સિતા' પદમાં સકાર હોવાથી અને અન્તમાં વિસર્ગની અધિકતા હોવાથી એ ચરણ દ્વિતીય ચરણની સાથે તદ્દન મળતું આવતું નથી, વાસ્તે આ પદ્ય દૂષિત છે એમ માનનારે નિમ્ન લિખિત શ્લોક તરફ તેમજ ૧૦૪ મા પૃષ્ઠ તરફ દૃષ્ટિપાત કરવો જોઇએ.

"रलयोर्डलयोश्चैव, शसयोर्बवयोस्तथा ।
वदन्त्येषां च सावर्ण्य-मलङ्कारविदो जनाः ॥"

—સારસ્વત વ્યાકરણ, શ્લો૦ ૧૮

* * * * *

निर्वाणीदेव्याः स्तुतिः—

श्रीआचिरेयचरणान्तिकसक्तचित्ता
निर्वाणिनी रसनरोचितदेहकान्ता ।
मां शर्मणां पृथु विधेहि गृहं सुराणां
'निर्वाणि'! नीरसनरोचितदेह कान्ता ॥ ६४ ॥ १६ ॥

—वसन्त०

## विवरणम्

हे निर्वाणि !-निर्वाणीदेवि ! त्वं मां शर्मणां-सुखानां गृहं-मन्दिरं विधेहि-कुरु । गृहं किं० ? पृथु-विशालम् । इह-लोके । त्वं किं० ? सुराणां कान्ता-सुरी । पुनः किं० ? नीरसनराणां-दरिद्रिणां उचितदा-योग्यप्रदा । पुनः किं० ? श्रीआचिरेयचरणान्तिके-श्रीशान्तिनाथपदनिकटे सक्तं-लीनं चित्तं-मनो यस्याः सा । पुनः किं० ? निर्वाणिनी-सुखिनी । पुनः किं० ? रसनेन-मेखलया रोचितं-शोभितं देहं-वपुः तेन कान्ता-रमणीया ॥ ६४ ॥

## अन्वयः

'निर्वाणि'! श्री-आचिरेय-चरण-अन्तिक-सक्त-चित्ता निर्वाणिनी रसन-रोचित-देह-कान्ता नीरस-नर-उचित-दा सुराणां कान्ता ( त्वं ) मां इह शर्मणां पृथु गृहं विधेहि ।

## શબ્દાર્થ

आचिरेय=અચિરા વિષયક, અચિરાના પુત્ર, શાંતિનાથ.
चरण=પગ.
अन्तिक=સમીપતા, પાસેપણું.
सक्त ( धा० सञ्ज् )=લીન, આસક્ત.
चित्त=મન.
श्रीआचिरेयचरणान्तिकसक्तचित्ता=શ્રીશાંતિનાથના ચરણની સમીપતાને વિષે લીન થયેલું છે મન જેનું એવી.
निर्वाणिनी=સુખી.
रसन=કટિ-મેખલા, કંદોરો.
रसनरोचितदेहकान्ता=કટિ-મેખલા વડે સુશોભિત શરીરને લીધે રમણીય.
शर्मणां ( मू० शर्मन् )=સુખોના.
विधेहि ( धा० धा )=તું કર, તું બનાવ.
गृहं ( मू० गृह )=ઘરને.
सुराणां ( मू० सुर )=દેવોના.
निर्वाणि !=હે નિર્વાણી ( દેવી ) !
नीरस=રસ વિનાના, નિર્ધન.
नीरसनरोचितदा=નિર્ધન જનોને યોગ્ય (વસ્તુ) અર્પણ કરનારી.
कान्ता=પ્રિયા.

## શ્લોકાર્થ

**નિર્વાણી દેવીની સ્તુતિ—**

" હે નિર્વાણી ( દેવી ) ! શ્રીઅચિરા–નન્દન ( અર્થાત્ શાંતનાથ )ના ચરણને વિષે જેનું મન આસક્ત છે એવી, તથા સુખી, તેમજ કટિ–મેખલા વડે શોભતા શરીર વડે રમણીય એવી તથા વળી ( ધનરૂપી ) રસ–રહિત ( અર્થાત્ દરિદ્રી ) જનોને ઉચિત (દાન) દેનારી એવી દેવોની પ્રિયા તું મને લોકને વિષે સુખોનું વિશાળ મન્દિર બનાવ (અર્થાત્ મને સુખી કર)."–૬૪

## સ્પષ્ટીકરણ

**નિર્વાણી દેવીનું સ્વરૂપ—**

સોળમા તીર્થંકર શ્રીશાન્તિનાથની શાસન–દેવીનું નામ નિર્વાણી છે. આ દેવીનો સુવર્ણ-સમાન વર્ણ છે. વિશેષમાં એનું આસન પદ્મ છે. એને ચાર હાથ છે. એના જમણા બે હાથમાં પુસ્તક અને કમળ છે, જ્યારે એના ડાબા બે હાથમાં કમણ્ડળુ અને કમળ છે. આ દેવીનું વર્ણન **આચાર–દિનકર** પ્રમાણે નીચે મુજબ છે:—

"पद्मस्था कनकरुचिश्चतुर्भुजा भूत्कल्हारोत्पलकलिताऽपसव्यपाण्योः ।
करकाम्बुजसव्यपाणियुग्मा निर्वाणी प्रविशतु निर्वृतिं जनानाम् ॥"

—પત્રાંક ૧૭૬.



## १७ श्रीकुन्थुजिनस्तुतयः

**अथ श्रीकुन्थुनाथस्य स्तुतिः—**

मां 'कुन्थु'नाथ ! शमथावसथः प्रकृष्ट–
स्थानं दमाय नय मोहनवारिराशेः ।
मध्येऽम्बुनाथतुलनां कलयन्ननल्पा–
स्थानन्दमाय ! नयमोहनवारिराशेः ॥ ६५ ॥

—वसन्त०

### विवरणम्

हे कुन्थुनाथ ! त्वं मां प्रकृष्टस्थानं–मोक्षं नय–प्रापय । कस्मै ? दमाय–दमनाय । कस्य ? मोहो–मौढ्यं स एव नवारिराशिः–नवीनवैरिसङ्घस्तस्य । त्वं किं० ? शमथस्य–शमस्य आवसथः–स्थानम् । त्वं किं कुर्वन् ? कलयन्–धरन् । कां ? अम्बुनाथतुलनां–वरुणसाम्यम् । क्व ? मध्ये । कस्य ? नय एव मोहनः–सुन्दरो वारिराशिः–सागरः तस्य । अनल्पा–महती या आस्था–संसत् तस्या आनन्दमाया–हर्षरमाया आयः–प्राप्तिः यस्मात् तत्सं० ॥ ६५ ॥

### अन्वयः

( हे ) अनल्प–आस्था–आनन्द–मा–आय ! 'कुन्थु'–नाथ ! शमथ–आवसथः नय–मोहन–वारि–राशेः मध्ये अम्बु–नाथ–तुलनां कलयन् ( त्वं ) मोह–नव–अरि–राशेः दमाय मां प्रकृष्ट–स्थानं नय ।

### શબ્દાર્થ

कुन्थु=કુન્થુ( નાથ ), સત્તરમા તીર્થંકર.
नाथ=સ્વામી.
कुन्थुनाथ !=હે કુન્થુનાથ !
शमथ=શમ, શાંતિ.
आवसथ=સ્થળ, સ્થાન.
शमथावसथः=શમના સ્થાન( રૂપ ).
प्रकृष्ट=ઉત્તમ, મુખ્ય.
स्थान=ધામ.
प्रकृष्टस्थानं=ઉત્તમ ધામ પ્રતિ.
दमाय ( મૂ૦ दम )=દમનને માટે.
राशि=સમૂહ.
मोहनवारिराशेः=અજ્ઞાનરૂપી નવીન શત્રુ–સમૂહના.
अम्बु=જળ.
अम्बुनाथ=જળનો સ્વામી, વરૂણ.
तुलना=સાદૃશ્ય, સરખાપણું, સમાનતા.
अम्बुनाथतुलनां=વરૂણની સમાનતાને.
कलयन् ( મૂ૦ कलयत् )=ધારણ કરતો.

अनल्प=બહુ.
आस्था=સભા.
अनल्पास्थानन्दमाय !=મોટી સભાના હર્ષની લક્ષ્મીનો લાભ છે જેથી એવા! ( સં૦ )
मोहन=મોહકારક, સુન્દર.
वारिराशि=સમુદ્ર, સાગર.
नयमोहनवारिराशेः=નયરૂપી મોહજનક સાગરની.

## શ્લોકાર્થ

**શ્રીકુન્થુનાથની સ્તુતિ—**

"જેથી મહાસભાના હર્ષની લક્ષ્મીનો લાભ છે એવા (સત્તરમા તીર્થંકર)! હે કુન્થુનાથ! શમના સ્થાનરૂપ તેમજ નયરૂપી મનોમોહક સાગરની મધ્યે વરૂણની ઉપમાને ધારણ કરતો થકો તું મને મોહરૂપી નવીન શત્રુ-સમૂહના દમનાર્થે ઉત્કૃષ્ટ ધામ (અર્થાત્ મોક્ષ-નગર) પ્રતિ લઇ જા."—૬૫

## સ્પષ્ટીકરણ

**શ્રીકુન્થુનાથ-ચરિત્ર—**

સૂર રાજાના પુત્ર શ્રીકુન્થુનાથનું એક ચરિત્ર સંસ્કૃત ભાષામાં **વિબુધપ્રભે** (?) ૫૫૫૫ શ્લોક પ્રમાણનું રચ્યું છે. આ ઉપરાંત આ તીર્થંકરને લગતું એક પ્રાકૃત ચરિત્ર પણ છે.

* * * * *

**तीर्थपतीनां स्मरणम्—**

नित्यं वहेम हृदये जिनचक्रवाल-
मानन्ददानमहितं नरकान्तकारि ।
मुक्ताकलापमिव हारिगुणं धुनानं
मानं ददानमहितं नरकान्तकारि ॥ ६६ ॥

—वसन्त०

## विवरणम्

जिनचक्रवालं-जिनव्रजं वयं हृदये वहेम-स्मरेम नित्यं-सदा । चक्रवालं किं० ? आनन्दस्य-हर्षस्य दानं येषां एतादृशैः नरैः महितं-पूजितम् । पुनः किं० ? नरकस्य-निरयस्य अन्तकारि-विनाशि । पुनः किं० ? हारिणः-कान्ता गुणा यस्य तत् । इव-यथा मुक्ताकलापं-हारं हारिगुणं कश्चित् धरति । चक्रवालं किं कुर्वाणं ? धुनानं-निरस्यत्[1] । कं ? मानं-गर्वम् । मानं किं कुर्वाणं ? ददानं-ददतम् । किं ? अहितं-दुःखम् । चक्रवालं किं० ? नराणां कान्तं-वाञ्छितं करोतीत्येवंशीलं तत् तथा ॥ ६६ ॥

---

१ 'रस्यन्तं' इति मुद्रित-पाठः ।

### अन्वयः

( वयं ) आनन्द-दान-महितं, नरक-अन्त-कारि, हारिन्-गुणं, अ-हितं ददानं मानं धुनानं, नर-कान्त-कारि जिन-चक्रवालं मुक्ता-कलापं इव हृदये नित्यं वहेम ।

### શબ્દાર્થ

नित्यं=સદા.
वहेम ( ધા૦ वह )=આપણે ધારણ કરીએ.
चक्रवाल=મંડળ, સમૂહ.
जिनचक्रवालं=તીર્થંકરોના સમૂહને.
आनन्ददानमहितं=હર્ષ છે દાન જેમનું એવા વડે પૂજિત.
नरक=નરક.
नरकान्तकारि=નરકનો નાશ કરનારા.
मुक्ता=મોતી.
कलाप=સમૂહ.
मुक्ताकलापं=મોતીની માળા.
गुण=(૧) ગુણ; (૨) દોરી.
हारिगुणं=મનોહર છે ગુણો જેના એવા.
धुनानं ( મૂ૦ धुनान )=નિરાસ કરનારા.
मानं ( મૂ૦ मान )=ગર્વને.
ददानं ( મૂ૦ ददान )=અર્પણ કરનાર.
कान्त ( ધા૦ कम् )=અભીષ્ટ, વાંછિત.
नरकान्तकारि=મનુષ્યોના અભીષ્ટને ( અર્પણ ) કરનારા.

### શ્લોકાર્થ

## તીર્થંકરોનું સ્મરણ—

"હર્ષનું દાન દેનારા એવા ( સજ્જનો ) વડે પૂજિત, વળી નરકનો નાશ કરનારા ( અર્થાત્ પ્રાણીઓને નરક-ગતિમાંથી બચાવનારા ), મનોહર ગુણવાળા, અનિષ્ટને અર્પણ કરનારા અભિમાનનો નિરાસ કરનારા તેમજ મનુષ્યોનાં વાંછિતને ( પૂર્ણ ) કરનારા એવા જિન-સમુદાયને સુન્દર દોરાવાળી મોતીની માળાની પેઠે આપણે નિરંતર હૃદયમાં વહન કરીએ ( અર્થાત્ તેનું ધ્યાન ધરીએ-તેનું સ્મરણ કરીએ )."—૯૬

### સ્પષ્ટીકરણ

**નરક—**

અત્ર કોઇના મનમાં પ્રશ્ન ઉદ્ભવે કે જિનેશ્વરને નરકમાં પડતા જીવોનો ઉદ્ધાર કરનારા કેમ કહ્યા ? શું નરકમાં ભયંકર દુઃખ છે કે જેથી આમ કહ્યું છે ? આનો ઉત્તર નીચેની હકીકત વિચારતાં આપોઆપ મળી જશે.

હિન્દુ, પારસી, ખ્રિસ્તી વિગેરે અનેક ધર્મોમાં 'નરક' વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને તેને અતિશય દુઃખમય સ્થાન તરીકે ઓળખવામાં આવી છે. હિંદુ શાસ્ત્રકારો [1]૨૧ નરકો

---

૧ વામન-પુરાણના ૧૧ મા અધ્યાયમાં ૫૦-૫૮ શ્લોકોમાં જે એકવીસ નરકો ગણાવવામાં આવી છે તે નીચે મુજબ છેઃ—

બે હજાર યોજનના વિસ્તારવાળી બળતા અંગારાથી ભરેલી રૌરવ નામની પહેલી નરક છે. બીજી મહા-રૌરવ નામની નરક પહેલી નરકથી બેવડા વિસ્તારવાળી છે અને તે નીચે દેવતા લગાડવાથી તપેલા તાંબાની જમીનવાળી છે. આનાથી મોટી ત્રીજી તમિસ્રા નામની નરક છે. એનાથી બમણી ચોથી નરક છે અને તેને

માને છે અને ખ્રિસ્તીઓ એક નરક માને છે, જ્યારે જૈનો સાત માને છે. આ નરકોની ભૂમિ ચારે તરફ નિત્ય અંધકારથી છવાયેલી છે તેમજ શ્લેષ્મ, મૂત્ર, વિષ્ટા, લોહી, પરૂ ઇત્યાદિ-અશુભ પદાર્થોથી લેપાયલી છે. આ ઉપરાંત જૈન માન્યતા અન્ય દર્શનકારોની માન્યતાથી એક બીજા અંશમાં પણ જૂદી પડે છે અને તે એ છે કે કોઇ પણ જીવ હમેશને માટે તો નરક વાસી નજ બને અને તે પણ વળી એટલે સુધી કે નરકમાં નારકી તરીકે ઉત્પન્ન થયેલો જીવ મરીને ફરીથી તરતજ તો ત્યાં જન્મે પણ નહિ.

(૧) **રત્નપ્રભા**, (૨) **શર્કરાપ્રભા**, (૩) **વાલુકાપ્રભા**, (૪) **પંકપ્રભા**, (૫) **ધૂમપ્રભા**, (૬) **તમઃપ્રભા** અને (૭) **મહાતમઃપ્રભા** એ સાત નરક-પૃથ્વીઓ છે, જ્યારે સાત નરકોનાં નામ તો **ઘર્મા**, **વંશા**, **શૈલા**, **અંજના**, **અરિષ્ટા**, **મઘા** અને **માઘવતી** છે.

**નારકીનું દુઃખ—**

નરકના જીવોને ક્ષેત્ર-વેદના, અન્યોન્યકૃત વેદના અને પરમાધાર્મિકકૃત વેદના એમ ત્રણ પ્રકારની વેદના ભોગવવી પડે છે. તેમાં પ્રથમની ત્રણ નરકોમાં ઉષ્ણ વેદના છે, ચોથી નરકમાં તેમજ [1]પાંચમી નરકમાં ઉષ્ણ અને શીત એમ બંને પ્રકારની ક્ષેત્રવેદના છે, જ્યારે બાકીની બે નરકમાં માત્ર શીત વેદનાજ છે. ઉષ્ણ વેદનાના સંબંધમાં એટલુંજ કહેવું બસ થશે કે ગ્રીષ્મ ઋતુમાં અસહ્ય તાપ પડી રહ્યો હોય અને તેમાં પણ ચારે બાજુ આખા નગરમાં અગ્નિ ભડભડાટ બળી રહ્યો હોય અને એની જ્વાલા માત્રથી પણ લોકો 'ત્રાહિ ત્રાહિ' પોકારી રહ્યા હોય એવા અસહ્ય અગ્નિની મધ્યમાં પણ કોઈ નરકના જીવને સૂવાડવામાં આવે, તો ત્યાં તે નિરાંતે ઊંઘી જાય.[2] આવીજ રીતે શીત-વેદના પણ કેવી દુઃખદાયી હશે તેની કલ્પના કરી લેવી. આ તો ક્ષેત્ર-વેદનાનો વિચાર કર્યો. હવે અન્યોન્યકૃત વેદના વિચારીએ.

આના સંબંધમાં એટલુંજ નિવેદન કરવું બસ થશે કે એકજ સ્થાનમાં જન્મેલા અને અરસ-પરસ શત્રુ-ભાવ વહન કરનારા જીવો એક બીજાને દુઃખ દેવા બનતા પ્રયત્ન કરે છે. કેટલીક વાર તો ત્યાં રણ-સંગ્રામ જેવું ઘોર યુદ્ધ પણ મચે છે.

---

**અંધતામિસ્ર** કહેવામાં આવે છે. પાંચમી, છઠ્ઠી અને સાતમી નરકોનાં **કાળસૂત્ર**, **અપ્રતિષ્ઠ** અને **ઘટિયન્ત્ર** એવાં નામો છે. બહોતેર હજાર યોજનના વિસ્તારવાળી **અસિપત્રવન** નામની આઠમી નરક છે. નવમી, દશમી અગ્યારમી અને બારમી નરકોને **તપ્તકુમ્ભ**, **કૂટશાલ્મલિ**, **કરપત્ર** અને **શ્વાનભોજન** એ નામથી ઓળખવામાં આવે છે. એ પછી **સંદંશ**, **લોહપિણ્ડ**, **કરમ્ભસિકતા**, **ભયંકર ક્ષાર નદી**, **કૃમિભોજન** અને **વૈતરણી** એ નામની નરકો છે. ત્યાર પછી **શોણિતપૂયભોજન** એ નામની લોહી અને પરૂથી ભરેલી ઓગણીસમી નરક છે. ત્યાર બાદ અસ્રાની ધાર જેવી **ચક્રક** નામની વીસમી અને **સંશોષણ** નામની એકવીસમી (છેલ્લી) નરક છે. આ અધ્યાયના ૪૭ મા શ્લોકમાંના ઉલ્લેખ મુજબ આ એકવીસે નરકો પુષ્કરદ્વીપમાં આવેલી છે.

૧ આ વાત વાચકવર્ય **શ્રીઉમાસ્વાતિ**કૃત **તત્ત્વાર્થાધિગમસૂત્ર**ના સ્વોપજ્ઞ ભાષ્યને આધારે આપી છે. વિશેષમાં શ્રીજયસિંહસૂરિકૃત કુમારપાલ-ચરિત્રના દ્વિતીય સર્ગના ૨૭૯મા અને ૨૮૦ મા શ્લોકો ઉપરથી પણ આ હકીકત જોઇ શકાય છે. આ સંબંધમાં મત-ભેદ હોય એમ **ધર્મદેશના**માં ટાંચણરૂપે આપેલા નીચેના શ્લોક ઉપરથી જોઇ શકાય છેઃ—

"आद्येषु त्रिषु नरके-षूष्णं शीतं परेषु च ।
चतुर्थे शीतमुष्णं च, दुःखं क्षेत्रोद्भवं त्विदम् ॥ १ ॥"

૨ જો લોઢાનો પર્વત નરકમાં લઇ જવામાં આવે, તો ત્યાં રહેલી ઉષ્ણતાને લઇને તે પણ ઝટ પીગળી જાય.

હવે ત્રીજી વેદના પરત્વે વિચાર કરીએ. મિથ્યાદૃષ્ટિ, પૂર્વજન્મમાં મહાપાપી અને પાપના પોટલા બાંધવામાં મોજ માનનારા એવા પંદર [1]પ્રકારના અસુર-ગતિને પામેલા દેવતાઓ કે જેમને તેમનાં કૃત્યને લઈને તો પરમાધાર્મિકનો ઇલકાબ મળેલો છે, તે દેવતાઓ ક્રીડાર્થે નરકમાં આવી નારકી જીવોને ત્રાસ આપવામાં કંઇ કચ્ચાશ રાખતા નથી. આ સંબંધમાં સૂયગડાંગ ( સૂત્રકૃતાંગ ) સૂત્રના પાંચમા અધ્યયનમાં આબેહુબ ચિતાર ખડો કરવામાં આવ્યો છે. અત્ર તો ટુંકમાં તેનું દિગ્દર્શન કરી લઇએ.

કેટલાક જીવોને પરમાધાર્મિક ( નરકપાલો ) નાના દ્વારમાંથી સીસાની સળીની માફક ખેંચી કાઢે છે; કેટલાકને તેઓ ધોબીઓ જેમ વસ્ત્ર ઝીંકે છે, તેમ વજ્રના કાંટાવાળી શિલા ઉપર પટકે છે; કેટલાકને તેઓ તીક્ષ્ણ ભયંકર કરવત વડે લાકડાંની માફક વહેરે છે; કેટલાકને તલની માફક પીલે છે; અત્યન્ત ખારા, ઊના તેમજ દુર્ગંધમય જળવાળી તેમજ ભયંકર દુઃખને ઉત્પન્ન કરનારી અને અસ્રાના જેવા નિત્ય વહેતા પ્રવાહોવાળી વૈતરણી નદી તરફ શાંતિને માટે દોડતા તૃષાતુર જીવોને ત્યાં તેઓ જઇ પહોંચે તે પૂર્વે બાણાદિક વડે વીંધે છે; કેટલાકને ચણાની માફક સેકે છે; કેટલાકને શૂળીમાં પરોવી માંસની પેશીની માફક પકાવે છે; કેટલાકને ધગધગતા લોખંડના થાંભલાની સાથે બઝાડે છે; કેટલાકને તપાવેલું સીસું પીવાડે છે; ઇત્યાદિ.

આવી પરમાધાર્મિકકૃત વેદના પ્રથમની ત્રણ નરકના જીવોને અનુભવવી પડે છે.

* * * * *

जिनवाण्याः प्रशंसा—

वाचां ततिर्जिनपतेः प्रचिनोतु भद्रं
　भ्राजिष्णुमा नरहिताऽकलिताऽपकारैः ।
सेव्या नरैर्धवलिमास्तसुधासुधाभा–
　भ्राऽजिष्णुमानरहिता कलितापकारैः ॥ ६७ ॥

—वसन्त०

## विवरणम्

जिनपतेः वाचां ततिः–वाग्वीथी भद्रं–शिवं प्रचिनोतु–तनोतु । ततिः किं० ? भ्राजिष्णुः–शोभनशीला मा–शोभा यस्याः सा । पुनः किं० ? नराणां हिता–हितकारिणी । पुनः किं० ? अकलिता–रहिता । कैः ? अपकारैः–अनुपकृतिभिः । पुनः किं० ? सेव्या–सेवनीया । कैः ? नरैः–मनुजैः । पुनः किं० ? धवलिम्ना–धवलत्वेन अस्तानि–जितानि सुधा–अमृतं

---

[1] આ પંદર પ્રકારના ભુવનપતિ જાતિના દેવોનાં નામો તત્ત્વાર્થાધિગમસૂત્રની શ્રીસિદ્ધસેનગણિકૃત ટીકા પ્રમાણે નીચે મુજબ છેઃ—

(૧) અંબ, (૨) અંબર્ષિ, (૩) શ્યામ, (૪) શબલ, (૫) રૂદ્ર, (૬) ઉપરૂદ્ર, (૭) કાલ, (૮) મહાકાલ, (૯) અસિ, (૧૦) અસિપત્રવન, (૧૧) કુંભી, (૧૨) વાલુકા, (૧૩) વૈતરણી, (૧૪) ખરસ્વર અને (૧૫) મહાઘોષ.

सुधामः–चन्द्रः अभ्राणि–अभ्रकानि यया सा । पुनः किं० ? अजिष्णुः–अजयनशीलो मानः स्मयः तेन रहिता–वर्जिता । अपकारैः किं० ? कलितापकारैः–सङ्ग्रामक्लेशकारकैः ॥ ६७ ॥

अन्वयः

भ्राजिष्णु–मा नर–हिता कलि–ताप–कारैः अपकारैः अ–कलिता, नरैः सेव्या, धवलिमन्–अस्त–सुधा–सुधाम–अभ्रा, अ–जिष्णु–मान–रहिता जिन–पतेः वाचां ततिः भद्रं प्रचिनोतु ।

શબ્દાર્થ

वाचां ( मू० वाच् )=વાણીઓની.
प्रचिनोतु (धा० चि)=વધારો કરો, વિસ્તાર કરો.
भद्रं ( मू० भद्र )=કલ્યાણને.
भ्राजिष्णु=શોભનશીલ, પ્રકાશમાન.
मा=શોભા.
भ्राजिष्णुमा=શોભનશીલ છે શોભા જેની એવી.
नरहिता=મનુષ્યોને હિતકારી.
अकलिता=રહિત.
अपकारैः ( मू० अपकार )=અપકારોથી.
सेव्या=સેવવા યોગ્ય.
नरैः ( मू० नर )=મનુષ્યો વડે.
धवलिमन्=ધવલતા, ધોળાશ, ધોળાપણું.
सुधाम=સુધાકર, ચન્દ્ર.
अभ्र=અબરખ.
धवलिमास्तसुधासुधामाभ्रा=ધોળાશ વડે પરાસ્ત કર્યાં છે અમૃત, ચન્દ્ર તેમજ અબરખને જેણે એવી.
अजिष्णु=નહિ ફત્તેહમંદ.
अजिष्णुमानरहिता=નહિ ફત્તેહમંદ થતા એવા ગર્વથી રહિત.
कलि=કલહ, કજીઓ.
कलितापकारैः=કલહકારી અને સંતાપકારક.

શ્લોકાર્થ

જિન-વાણીની પ્રશંસા—

"જેની લક્ષ્મી [ અથવા શોભા ] શોભનશીલ છે એવી, વળી મનુષ્યોને હિતકારી અને (એથી કરીને તો) કલહકારી અને સંતાપકારક એવા અપકારોથી મુક્ત, તથા (બુદ્ધિશાળી) મનુષ્યોને સેવવા યોગ્ય, તથા વળી જેણે ધવલતા વડે સુધા, સુધાકર તેમજ અભ્રકને જીત્યાં છે એવી તેમજ વળી ફતેહમંદ નહિ થનારા એવા અભિમાનથી રહિત એવી તીર્થંકરની વાણીઓની શ્રેણિ ( હે ભવ્ય-જન ! તમારા ) કલ્યાણનો વિસ્તાર કરો."—૬૭

* * * * *

बलादेव्याः स्तुतिः—

या जातु नान्यमभजज्जिनराजपाद–
द्वन्द्वं विना शयविभाकरराजमाना ।
हे श्री'बले' ! वरबले ! समसङ्गकरस्य
द्वन्द्वं विनाशय विभाकरराजमाना ॥ ६८ ॥ १७ ॥

—करस्य०




न्धर्वयक्षं श्यामवर्णं हंसवाहनं चतुर्भुजं वरदपाशान्वित
दक्षिणभुजं मातुलिङ्गाङ्कुशाधिष्टितव मभुजं चेति ।




वरां देवीं गौरवर्णां मयूरवाहनां चतुर्भुजां बीजपूरकशूलान्वित
दक्षिणभुजां भुषुण्डिपद्मान्वितवामभुजां चेति ।

## विवरणम्

हे श्रीबले!–बलादेवि! त्वं समसङ्घकस्य द्वन्द्वं–कलिं विनाशय–दलय। वरं–अग्र्यं बलं–प्राणो यस्याः तत्सं०। त्वं किं०? विभाकरः–सूर्यः राजा–चन्द्रः तद्वन्मानं–पूजा यस्याः (सा)। त्वं किं०? सा। सा का? या बला देवी जातु–कदाचित् नान्यं–हरिहरादिकं अभजत्–न भजति स्म। कथं? विना–अन्तरेण। किं? जिनराजपादद्वन्द्वं–जिनेन्द्रांह्रियुग्मम्। या किं०? शययोः–करयोः विभाकरेण–प्रभाभरेण राजमाना–भासमाना॥ ६८॥

## अन्वयः

या शय-विभा-आकर-राजमाना (देवी) जिन-राज-पाद-द्वन्द्वं विना अन्यं न जातु अभजत्, सा विभाकर-राजन्-माना (त्वं) हे वर-बले! श्री-'बले'! सम-सङ्घकस्य द्वन्द्वं विनाशय।

## શબ્દાર્થ

जातु=કદાચિત્, કદાપિ.
अन्यं (मू० अन्य)=બીજા કોઈને.
अभजत् (धा० भज्)=ભજતી હવી, સેવા કરતી હવી.
द्वन्द्व=યુગલ, જોડકું.
जिनराजपादद्वन्द्वं=જિનેશ્વરના ચરણ-યુગલને.
विना=વગર, સિવાય.
शय=હસ્ત, હાથ.
विभा=દ્યુતિ, પ્રભા, તેજ.
आकर=ખાણ.
राजमान (धा० राज्)=પ્રકાશમાન, દેદીપ્યમાન.
शयविभाकरराजमाना=હાથની પ્રભાની ખાણ વડે દેદીપ્યમાન.
बला=બલા (દેવી).
श्रीबले!=હે શ્રીબલા!
बल=પ્રાણ.
वरबले!=હે ઉત્તમ પ્રાણવાળી!
सङ्घ=સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો સમૂહ.
समसङ्घकस्य=સકળ સંઘના.
द्वन्द्वं (मू० द्वन्द्व)=ક્લેશને.
विनाशय (धा० नश्)=તું નાશ કર.
विभाकर=સૂર્ય.
राजन्=સુધાકર, ચન્દ્ર.
विभाकरराजमाना=સૂર્ય અને ચન્દ્રના જેવું માન છે જેનું એવી.

## શ્લોકાર્થ

**બલા દેવીની સ્તુતિ—**

"હસ્તની પ્રભાની ખાણ વડે દીપતી એવી જે (દેવીએ) જિનેશ્વરના ચરણ-યુગલ સિવાય અન્ય કોઈની (પણ, ભલે તે પછી બ્રહ્મા, વિષ્ણુ કે શિવ કાં ન હોય) સેવા

કદાપિ ન કરી, તે સૂર્ય અને સુધાકરના સમાન માનવાળી એવી તું હે ઉત્તમ પ્રાણવાળી ! હે શ્રીબલા ( દેવી ) ! સકળ સંઘના ક્લેશનો વિનાશ કર. "—૧૮

## સ્પષ્ટીકરણ

**બલા દેવીનું સ્વરૂપ—**

સત્તરમા તીર્થંકર શ્રીકુન્થુનાથની શાસન-દેવી તરીકે આ બલા દેવીનું નામ પ્રખ્યાત છે. એને અચ્યુતાના નામથી પણ ઓળખવામાં આવે છે. એનો પીળો વર્ણ છે અને એને મયૂર ( મોર)નું વાહન છે. વિશેષમાં એને ચાર હાથ છે. તેમાં જમણા બે હાથમાં તે બીજપૂરક અને શૂલ રાખે છે, જ્યારે ડાબા બે હાથમાં તો તે [1]ભુશુંડિ અને પદ્મ રાખે છે. આ દેવીના સંબંધમાં **આચાર-દિનકર**માં તો કહેવામાં આવ્યું છે કે—

" शिखिगा सुचतुर्भुजाऽतिपीता फलपूरं दधती त्रिशूलयुक्तम् ।
करयोरपसव्ययोश्च सव्ये करयुग्मे तु भुशुण्डिभृद् बलाऽव्यात् ॥"

—પત્રાંક ૧૭૭.



૧ 'ભુશુંડિ' શબ્દ શબ્દ-ચિન્તામણિમાં આપેલો છે અને ત્યાં તેનો અર્થ 'એક જાતનું શસ્ત્ર' કરવામાં આવ્યો છે. આ શબ્દનો એ અર્થ ડૉ. વૈદ્યકૃત સંસ્કૃત-અંગ્રેજી કોશમાં પણ જોવામાં આવે છે. **અભિધાન-ચિન્તામણિ** કે **અમર-કોશ**માં આ શબ્દ આપેલો નથી.

# १८ श्रीअ ।जिनस्तुतयः

अथ श्रीअरनाथस्य सेवा—

पीठे पदोर्लुठति यस्य सुरालिरग्र-
सेवे सुदर्शनधरेऽशमनं तवामम्।
त्वां खण्डयन्त'मर'! तं परितोषयन्तं
सेवे 'सुदर्शन'धरेशमनन्तवामम्॥ ६९॥

—वसन्त०

## विवरणम्

हे अरजिन! त्वां अहं सेवे–भजे। त्वां किं कुर्वन्तं? खण्डयन्तं–दलयन्तम्। कं? आमं–रोगम्। आमं किं०? नास्ति शमनं–शान्तिः यस्य तम्। पुनस्त्वां किं कुर्वन्तं? परितोषयन्तं–सन्तोषयन्तम्। कं? सुदर्शनधरेशं–सुदर्शननामनृपम्। त्वां किं०? न स्तः अन्तवामे–मरणरमण्यौ यस्य तम्। तं कं? यस्य तव पदोः पीठे–पादपीठे सुरालिः–देवश्रेणिः लुठति–नमति। पीठे किं०? अग्रा–प्रधाना सेवा–सेवनं यस्य तस्मिन्। पुनः किं०? सुदर्शनधरे–शोभनदर्शनधरे॥ ६९॥

## अन्वयः

(हे) 'अर'! यस्य तव पदोः अग्र-सेवे सुदर्शन-धरे पीठे सुर-आलिः लुठति, तं अ-शमनं आमं खण्डयन्तं 'सुदर्शन'-धरेशं परितोषयन्तं अन्-अन्त-वामं त्वां सेवे।

## શબ્દાર્થ

पीठे (मू० पीठ)=આસન ઉપર.
पदोः (मू० पद्)=ચરણોના.
लुठति (धा० लुठ्)=આળોટે છે.
आलि=શ્રેણિ.
सुरालिः=સુરોની શ્રેણિ.
अग्र=પ્રધાન.
अग्रसेवे=પ્રધાન છે સેવન જેનું એવા.
दर्शन=દર્શન, ઘાટ.
धर=ધારણ કરનાર.
सुदर्शनधरे=શોભન દર્શનને ધારણ કરનારા.
शमन=શાન્તિ.
अशमनं=અવિદ્યમાન છે શાન્તિ જેને વિષે એવા.
आमं (मू० आम)=રોગને.
खण्डयन्तं (मू० खण्डयत्)=નાશ કરનારા.
अर! (मू० अर)=હે અરનાથ, હે અઢારમા તીર્થંકર!
परितोषयन्तं (मू० परितोषयत्)=સંતોષ આપનારા.
सेवे (धा० सेव्)=હું સેવા કરૂં છું.
सुदर्शन=સુદર્શન.
सुदर्शनधरेशं=સુદર્શન નૃપને.
वामा=મહિલા, નારી.
अनन्तवामं=અવિદ્યમાન છે મૃત્યુ અને મહિલા જેને વિષે એવા.

## શ્લોકાર્થ

**શ્રીઅરનાથની સેવા—**

"હે અરનાથ ! તારાં કે જેનાં ચરણોના પ્રધાન સેવનવાળા એવા ( અર્થાત્ જેનો ઘણાં જીવો આશ્રય લે છે એવા ) તેમજ શોભન દર્શનને ધારણ કરનારા ( અર્થાત્ જોવા લાયક ) એવા આસન ( પાદ-પીઠ ) ઉપર સુરોની શ્રેણિ આળોટે છે, તેવા તને કે જે અવિદ્યમાન શાંતિવાળા ( અર્થાત્ ક્લેશકારી ) એવા રોગનો નાશ કરનાર છે તેમજ સુદર્શન નૃપતિને સંતોષ પમાડનાર છે અને જેને વિષે મૃત્યુ અને મહિલા (ના સંગ)નો અભાવ છે, એવા તને હું સેવું છું."—૬૯

## સ્પષ્ટીકરણ

**અરનાથ-ચરિત્ર—**

અરનાથનાં ચરિત્રો પણ સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચાયેલાં હોવાનો જૈન ગ્રન્થાવલીમાં ઉલ્લેખ છે.

* * * * *

**जिनालया विज्ञप्तिः—**

सर्वज्ञसंहतिरवाप शिवस्य सौख्यं
सारं भवारिजनिशापतिरोहितश्रीः ।
शुद्धां धियं कृतधियां विदधातु नित्यं
साऽऽरम्भवारिजनिशापतिरोहितश्रीः ॥ ७० ॥

—वसन्त०

## विवरणम्

सा—जिनाली शुद्धां—पवित्रां धियं—बुद्धिं कृतधियां—विदुषां विदधातु—जनयतु नित्यं—सदा। सा किं० ? आरम्भो—हिंसा स एव वारिजं—कमलं तत्र निशापतिवत्—चन्द्रवद् रोहिता—जाता श्रीः—पद्मा यस्याः सा । सा का ? या सर्वज्ञसंहतिः—जिनाली शिवस्य—मोक्षस्य सौख्यं—शर्म अवाप—प्राप । सौख्यं किं० ? सारम्—उत्तमम् । संहतिः किं० ? भवः—संसृतिः अरयो—वैरिणो जनिः—जन्म शापः—शपनं तैः तिरोहिता—रहिता श्रीः—शोभा यस्याः सा ॥ ७० ॥

**अन्वयः**

( या ) भव-अरि-जनि-शाप-तिरोहित-श्रीः सर्वज्ञ-संहतिः शिवस्य सारं सौख्यं अवाप, सा आरम्भ-वारिज-निशा-पति-रोहित-श्रीः कृत-धियां धियं शुद्धां नित्यं विदधातु ।

## શબ્દાર્થ

सर्वज्ञ=કેવલજ્ઞાની, સમસ્ત વસ્તુના જાણકાર.
संहति=સમુદાય, સમૂહ.
सर्वज्ञसंहतिः=સર્વજ્ઞોનો સમુદાય.
अवाप ( ધા૦ आप् )=પ્રાપ્ત કર્યું.
शिवस्य ( મૂ૦ शिव )=મોક્ષના.
सौख्यं ( મૂ૦ सौख्य )=સુખને.
जनि=જન્મ.
शाप=શાપ દેવો તે.
तिरोहित ( ધા૦ धा )=રહિત.
श्री=શોભા.
भवारिजनिशापतिरोहितश्रीः=સંસાર, શત્રુ, જન્મ અને શાપથી રહિત છે શોભા જેની એવો.
शुद्धां ( મૂ૦ शुद्ध )=વિશુદ્ધ, નિર્મળ.
धियं ( મૂ૦ धी )=બુદ્ધિને.
कृत ( ધા૦ कृ )=સંપાદન કરેલ.
कृतधियां ( મૂ૦ कृतधी )=સંપાદિત કરી છે બુદ્ધિ જેમણે એવાની, પણ્ડિતોની.
विदधातु ( ધા૦ धा )=કરો.
निशा=રજની, રાત.
निशापति=રજની-કાન્ત, ચન્દ્ર.
रोहित ( ધા૦ रुह )=ઉત્પન્ન થયેલ.
आरम्भवारिजनिशापतिरोहितश्रीः=પાપાચરણરૂપ કમલ પ્રતિ ચન્દ્રની માફક ઉત્પન્ન થઇ છે શોભા જેની એવા.

## શ્લોકાર્થ

### જિનેશ્વરોને વિજ્ઞપ્તિ—

" જેની શોભા સંસાર (ભવ-ભ્રમણ), શત્રુ, જન્મ (તથા મરણ) અને શાપથી મુક્ત છે એવા ( અર્થાત્ જેમને હવે જન્મ-મરણના ફેરા ફરવાના નથી એવા તેમજ કોઈને પણ શાપ નહિ દેનારા એવા[1] ) જે સર્વજ્ઞ-સમુદાયે મોક્ષનું ઉત્તમ સુખ પ્રાપ્ત કર્યું, તે પાપાચરણરૂપી ( સૂર્ય-વિકાસી ) કમલને ( સંકોચિત કરવામાં ) ચન્દ્રની જેમ ઉત્પન્ન થયેલી પ્રભાવાળો (જિન-વર્ગ) જેમણે મતિ સંપાદિત કરી છે એવાની ( અર્થાત્ પણ્ડિતોની ) બુદ્ધિ સદા નિર્મળ કરો. "—૭૦

* * * * *

### जिनवाण्याः प्रार्थना—

हन्ति स्म या गुणगणान् परिमोचयन्ती
साभा रतीशमवतां भवतोदमायाः ।
ज्ञानश्रिये भवतु तत्पठनोद्यतानां
सा भारती शमवतां भवतो दमाया ॥ ७१ ॥

—वसन्त०

---

૧ આ તેમની ખરેખરી વીતરાગ દશા સૂચવે છે; બાકી સ્તુતિ કરનારા મનુષ્યો ઉપર તુષ્ટ થવું કે નિન્દા કરનારા જનો ઉપર રૂષ્ટ થવું એ તો અપૂર્ણતાનું લક્ષણ છે.

## विवरणम्

हे जिन ! भवतः सा भारती–वाणी शमवतां–साधूनां ज्ञानश्रिये भवतु–अस्तु । शमवतां किं० ? तत्पठनोद्यतानां–वचःपठने कृतोद्यमानाम् । भारती किं० ? दमस्य–शमस्य आयो–लाभो यस्याः सा । सा का ? या भारती रतीशं–कन्दर्पं हन्ति स्म–जघान । या किं कारयन्ती ? परिमोचयन्ती–त्याजयन्ती । काः ? भवः–संसारः तोदः–पीडा माया–दम्भः ताः । केषां ? गुणगणानवतां–गुणवतां नराणाम् । या किं० ? साभा–सश्रीका ॥ ७१ ॥

## अन्वयः

या स–आभा ( भारती ) गुण–गणान् अवतां भव–तोद–मायाः परिमोचयन्ती रति–ईशं हन्ति स्म, ( हे जिन ! ) भवतः सा दम–आया भारती तत्–पठन–उद्यतानां शमवतां ज्ञान-श्रिये भवतु ।

## શબ્દાર્થ

हन्ति स्म ( धा० हन् )=નાશ કર્યો.
गुणगणान्=ગુણોના સમૂહોને.
परिमोचयन्ती=ત્યાગ કરાવનારી.
साभा=શોભાથી યુક્ત.
रतीशं ( मू० रतीश )=રતિ–પતિને, મદનને.
अवतां ( मू० अवत् )=રક્ષણ કરનાર.
भवतोदमायाः=સંસાર, પીડા અને માયાને.
ज्ञान=જ્ઞાન, બોધ.
ज्ञानश्रिये=જ્ઞાનરૂપી લક્ષ્મીને માટે.
पठन=વાંચન, પાઠ કરવો તે.
उद्यत ( धा० यम् )=ઉદ્યમ કરેલ.
तत्पठनोद्यतानां=તેના પઠનને વિષે ઉદ્યમ કરેલાઓના.
शमवतां ( मू० शमवत् )=શમયુક્તના.
दमाया=ઉપશમનો લાભ છે જેથી એવી.

## શ્લોકાર્થ

### જિન-વાણીને પ્રાર્થના—

" જે શોભાયુક્ત વાણીએ ગુણોના સમુદાયોનું રક્ષણ કરનારા (અર્થાત્ ગુણિ–જનો)-ને સંસાર, પીડા અને માયાનો ત્યાગ કરાવનારી બની કંદર્પને હણ્યો, તે આપની ( હે તીર્થંકર! ) ઉપશમના લાભવાળી વાણી તેના પઠન પરત્વે જેમણે ઉદ્યમ કર્યો છે એવા ઉપશમ-ધારી ( ઉત્તમ પુરુષો )ની જ્ઞાનરૂપી લક્ષ્મીને અર્થે થાઓ. "—૭૧

चक्रधरादेव्याः स्तुतिः--

चञ्चद्विलोचनमरीचिचयाभिभूत-
सारङ्गता स्फटिकरोचितभालकान्ता ।
चक्रं सतामवतु 'चक्रधरा' सुपर्णं
सारं गता स्फटिकरोचितभालकान्ता ॥ ७२ ॥ १८ ॥

—वसन्त०

## विवरणम्

चक्रधरा देवी सतां-विज्ञानां चक्रं-वृन्दं अवतु-रक्षतु। चक्रधरा किं० ? चञ्चद्विलोचनयोः-लसन्नयनयोः मरीचिचयेन-प्रभाभरेण अभिभूता-परास्ता सारङ्गस्य-मृगस्य ता-लक्ष्मीः यया सा । पुनः किं० ? स्फटिकवत्-स्फटिकमणिवद् रोचितं यद् भालं-ललाटं तेन कान्ता-मनोहरा । पुनः किं० ? गता-याता । कं ? सुपर्णं-गरुडम् । सुपर्णं किं० ? सारं-सत्तमम् । पुनः किं० ? स्फटिनः-सर्पस्य कराः-प्रभाः तद्वदुचिता-योग्या भा-श्रीः येषां एतादृशा अलकान्ताः-केशान्ता यस्याः सा ॥ ७२ ॥

## अन्वयः

चञ्चत्-विलोचन-मरीचि-चय-अभिभूत-सारङ्ग-ता स्फटिक-रोचित-भाल-कान्ता सारं सुपर्णं गता स्फटिन्-कर-उचित-भा-अलक-अन्ता 'चक्रधरा' सतां चक्रं अवतु ।

## શબ્દાર્થ

चञ्चत् ( धा० चञ्च् )=પ્રકાશતું, દીપતું.
विलोचन=લોચન, નેત્ર, આંખ.
मरीचि=પ્રભા.
चय=સમૂહ.
सारङ्ग=મૃગ, હરણ.
चञ्चद्विलोचनमरीचिचयाभिभूतसारङ्गता=પ્રકાશમાન નેત્રોની પ્રભાના સમૂહ વડે પરાભવ પમાડ્યો છે મૃગની લક્ષ્મીને જેણે એવી.
स्फटिक=સ્ફટિક ( મણિ. )
भाल=લલાટ, કપાળ.
स्फटिकरोचितभालकान्ता=સ્ફટિક ( મણિ )ની જેમ દેદીપ્યમાન લલાટ વડે રમણીય.

चक्रं ( मू० चक्र )=મંડલને, સમૂહને.
अवतु ( धा० अव् )=રક્ષણ કર.
चक्रधरा=ચક્રધરા ( દેવી ).
सुपर्णं ( मू० सुपर्ण )=ગરૂડને.
सारं (मू० सार)=(૧) વિચિત્રવર્ણી; (૨) ઉત્તમ.
गता ( मू० गत )=પ્રાપ્ત થયેલી.
स्फटा=સાપની ફેણ.
स्फटिन्=સર્પ.
कर=કાન્તિ.
अन्त=છેડો.
स्फटिकरोचितभालकान्ता=સર્પની પ્રભાને યોગ્ય એવી શોભા છે જેના વાળના છેડાની તે.

---

१ 'सक्ष्(क्ष)मं' इति मुद्रित-पाठः ।

## શ્લોકાર્થ

**ચક્રધરા દેવીની સ્તુતિ—**

" જેણે પ્રકાશમાન નેત્રોની પ્રભાના સમૂહ વડે મૃગની લક્ષ્મીને પરાભવ પમાડ્યો છે એવી ( અર્થાત્ મૃગના કરતાં પણ વધારે મનોહર લોચનવાળી ), તથા વળી સ્ફટિક (મણિ)ની માફક દેદીપ્યમાન લલાટ વડે રમણીય એવી, તેમજ [1]વિચિત્રવર્ણી [ અથવા ઉત્તમ ] ગરૂડ ઉપર આરૂઢ થયેલી, તેમજ વળી સર્પની પ્રભાને યોગ્ય એવી શોભાવાળા કેશ-અન્ત વાળી ( અર્થાત્ સર્પના જેવા લાંબા અને કૃષ્ણ કેશવાળી ) એવી **ચક્રધરા** (દેવી) સજ્જનોના મંડળનું રક્ષણ કરો. "—૭૨

## સ્પષ્ટીકરણ

**ચક્રધરા દેવીની પ્રાર્થના—**

આ પણ એક વિદ્યા-દેવી છે. એને **અપ્રતિચક્રા**ના નામથી પણ ઓળખવામાં આવે છે. એનો વર્ણ સુવર્ણના જેવો છે. વિશેષમાં એને ગરૂડનું વાહન છે અને તે પ્રત્યેક હાથમાં ચક્ર રાખે છે. આ વાતની **આચાર-દિનકર**નો નીચેનો શ્લોક સાક્ષી પૂરે છે. કેમકે તેમાં કહ્યું છે કે—

" गरुत्मत्पृष्ठ आसीना, कार्तस्वरसमच्छविः ।
भूयादप्रतिचक्रा नः, सिद्धये चक्रधारिणी ॥ "

—પત્રાંક ૧૬૨.

આ દેવીના સંબંધમાં એટલું નિવેદન કરવું બાકી રહે છે કે જેમ **શ્રીશોભન** કવીશ્વરે ૭૨મા પદ્યમાં **ચક્રધરા** દેવીની સ્તુતિ કરી છે, તેમ આ કવિરાજે પણ કર્યું છે.



---

૧ આ સંબંધમાં જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા ( પૃ૦ ૨૨૪ ).

## १९ श्रीमल्लिजिनस्तुतयः

अथ श्रीमल्लिनाथस्य स्तुतिः—

श्रीमल्लिनाथ ! शमथद्रुमसेकपाथः
कान्तप्रियङ्गुरुचिरोचितकायतेजः ! ।
पादाब्जमस्तु मदनार्त्तिमधौ विमुक्ता-
कान्त ! प्रियं गुरु चिरोचितकाय तेऽज ! ॥ ७३ ॥

—वसन्त०

### विवरणम्

हे श्रीमल्लिनाथ ! ते–तव पादाब्जं–पदकजं चिरं–चिरकालीनं उचितं–योग्यं कं–सुखं तस्मै अस्तु–भवतु । पादाब्जं किं० ? शमथद्रुमस्य–शमद्रोः सेके–सेचने पाथः-पयःसमम् । कान्तः–सुन्दरः प्रियङ्गुः–फलिनीद्रुमः तस्य रुचिः–प्रभा तद्वद् रोचितं–शोभितं कायस्य तेजः–प्रकाशो यस्य तत्सं० । हे अज !–कृष्णसम ! । क्व ? मदनार्त्तिमधौ–कामपीडामधुदैत्ये । विमुक्तं–त्यक्तं अकान्तं–अप्रियं येन तत्सं० । पादाब्जं किं० ? प्रियं–कान्तम् । पुनः किं० ? गुरु–महत् ॥७३॥

### अन्वयः

कान्त–प्रियङ्गु–रुचि–रोचित–काय–तेजः ! मदन–आर्ति–मधौ अज ! विमुक्त–अ–कान्त ! श्री–मल्लि–नाथ ! ते शमथ–द्रुम–सेक–पाथः प्रियं गुरु पाद–अब्जं चिर–उचित–काय अस्तु ।

### શબ્દાર્થ

मल्लि=મલ્લિ (નાથ), ઓગણીસમા તીર્થંકર.
श्रीमल्लिनाथ !=હે શ્રીમલ્લિનાથ !
द्रुम=વૃક્ષ, ઝાડ.
सेक=સિંચન, પાણી છાંટવું તે.
पाथस्=જળ.
शमथद्रुमसेकपाथः=શમરૂપ વૃક્ષના સિંચન પ્રતિ જળના સમાન.
प्रियङ्गु=[1]પ્રિયંગુ, ફલિની (વૃક્ષ).
रुचि=પ્રભા.
तेजस्=તેજ.
कान्तप्रियङ्गुरुचिरोचितकायतेजः !=સુન્દર પ્રિયંગુની પ્રભાની જેમ શોભી રહી છે જેના શરીરની કાંતિ એવા ! (સં૦)
अब्ज=કમલ.
पादाब्जं=ચરણ-કમલ.
मदन=કામદેવ.
आर्त्ति=પીડા.
अर्त्ति=પીડા.
मधु=મધુ નામનો દૈત્ય.
मदनार्तिमधौ=કામદેવની પીડારૂપી મધુને વિષે.
अकान्त=અપ્રિય, અનિષ્ટ.

---

१ ઔપપાતિક સૂત્રની ટીકામાં આનો અર્થ 'રાયણ' કરવામાં આવ્યો છે.

**विमुक्ताकान्त** !=વિશેષતઃ ત્યજી દીધું છે અપ્રિય જેણે એવા ! ( સં૦ )
**प्रियं** ( મૂ૦ प्रिय )=ઇષ્ટ.
**गुरु**=વિશાળ.
**चिर**=દીર્ઘ કાલ પર્યંત.
**चिरोचितकाय**=દીર્ઘ કાલ પર્યંતના તેમજ યોગ્ય એવા સુખને માટે.
**अज** ! ( મૂ૦ अज )=હે કૃષ્ણ !

## શ્લોકાર્થ

**શ્રીમલ્લિનાથની સ્તુતિ—**

"સુન્દર પ્રિયંગુની પ્રભાની જેમ જેના શરીરની કાંતિ શોભી રહી છે એવા હે (ઓગણીસમા તીર્થંકર) ! હે કામદેવની પીડારૂપી મધુનો નાશ કરવામાં ( શ્રી )કૃષ્ણ( સમાન ) ! જેણે અપ્રિય ( કાર્યો ) વિશેષતઃ ત્યજી દીધાં છે એવા હે ( સર્વજ્ઞ ) ! હે **શ્રીમલ્લિનાથ** ! શમરૂપી વૃક્ષનું સિંચન કરવામાં જલસમાન એવું તથા રૂચિકર તેમજ વિશાળ એવું તારૂં ચરણ-કમલ દીર્ઘ કાલ પર્યંતના તેમજ યોગ્ય એવા સુખને અર્થે થાઓ."—૭૩

## સ્પષ્ટીકરણ

**મલ્લિનાથ-ચરિત્ર—**

**શ્રીમલ્લિનાથ** પરત્વે ત્રણ ચરિત્રો પ્રાકૃત ભાષામાં રચવામાં આવ્યાં છે. તેમાં એક **જિનેશ્વરે** ૫૫૫૫ શ્લોક જેટલું, બીજું **હરિભદ્રે** ૯૦૦૦ શ્લોક પ્રમાણનું અને ત્રીજું **ભુવનતુંગે** ( ? ) ૫૦૦ શ્લોક પ્રમાણક રચેલ છે. આ ઉપરાંત **વિનયચન્દ્રે** ૪૨૫૦ શ્લોક જેવડું ચરિત્ર સંસ્કૃત ભાષામાં રચ્યું છે.

**મધુ-દૈત્ય—**

એક દિવસ **વિષ્ણુ** નિદ્રાદેવીને વશ થયેલા હતા, તેવામાં તેના કાનમાંથી **કૈટભ** અને **મધુ** નામના બે જબરજસ્ત દૈત્ય ઉત્પન્ન થયા. આ બે દૈત્યો **બ્રહ્માને** મારી નાખવાની તૈયારી કરતા હતા એટલામાં તે બંનેને **વિષ્ણુએ** મારી નાખ્યા. આ હિન્દુશાસ્ત્રમાંની પૌરાણિક કથા છે.

* * * * *

**स्याद्वादिश्रेण्याः स्तुतिः—**

स्याद्वादिनां ततिरनन्यजमिन्दुकान्ता-
च्छा या त्रिडम्बयति सन्तमसङ्गमानाम् ।
सा सेवधिः प्रविधुनोतु कृतप्रकाश-
च्छायाविडम्बयति सन्तमसं गमानाम् ॥ ७४ ॥

—वसन्त०

## विवरणम्

सा–जिनततिः सन्तमसं–अवतमसं प्रविधुनोतु–हिनस्तु। सा किं०? सेवधिः–निधानम्। केषां? गमानां–ज्ञानानाम्। सन्तमसं किं०? कृता–विहिता प्रकाशच्छायाया–ज्ञानश्रियो विलम्बेन यतिः–विरतिः येन तत्। डलयोरैक्यात्। सा का? या स्याद्वादिनां ततिः–जिनश्रेणी अनन्यजं–कन्दर्पं विडम्बयति–तर्जयति। या किं०? इन्दुकान्तवत्–चन्द्रकान्तवत् अच्छा–निर्मला। अनन्यजं किं०? सन्तं–विद्यमानम्। स्याद्वादिनां किं०? असङ्गमानां–सङ्गवर्जितानाम्॥ ७४॥

## अन्वयः

अ–सङ्गमानां स्याद्वादिनां या इन्दु–कान्त–अच्छा ततिः सन्तं अनन्यजं विडम्बयति, सा गमानां सेवधिः कृत–प्रकाश–छाया विड(ल)म्ब–यति सन्तमसं प्रविधुनोतु।

## શબ્દાર્થ

स्याद्वादिनां ( મૂ० स्याद्वादिन् )=સ્યાદ્વાદીઓની, તીર્થંકરોની.
अनन्यजं ( મૂ० अनन्यज )=કંદર્પને.
इन्दुकान्त=ચન્દ્રકાન્ત ( મણિ ).
अच्छ=નિર્મળ.
इन्दुकान्ताच्छा=ચન્દ્રકાન્તના જેવી નિર્મળ.
विडम्बयति ( ધા० विडम्ब् )=તિરસ્કાર કરે છે.
सन्तं (મૂ० सत्)=વિદ્યમાન, હૈયાતી ધરાવનારા.
असङ्गमानां=સંગ-રહિત.
सेवधिः ( મૂ० सेवधि )=નિધાન, નિધિ.
प्रविधुनोतु ( ધા० धु )=નાશ કરો.
कृत ( ધા० कृ )=કરેલ.
प्रकाश=જ્ઞાન.
छाया=(૧) કાન્તિ; (૨) લક્ષ્મી.
विड(ल)म्ब=વિલંબ, ઢીલ.
यति=વિરામ.
कृतप्रकाशच्छायाविड(ल)म्बयति=કર્યો છે જ્ઞાન-રૂપી લક્ષ્મીના વિલંબથી વિરામ જેણે એવા.
सन्तमसं ( મૂ० सन्तमस )=ગાઢ અજ્ઞાનને.
गमानां ( મૂ० गम )=જ્ઞાનોના.

## શ્લોકાર્થ

**સ્યાદ્વાદીઓની શ્રેણિની સ્તુતિ—**

" ( રાગ-દ્વેષકારી ) સંગથી રહિત એવા સ્યાદ્વાદીઓની ચન્દ્રકાન્ત ( મણિ )ના જેવી જે નિર્મળ શ્રેણિ વિદ્યમાન કંદર્પનો તિરસ્કાર કરે છે, તે જ્ઞાનોના નિધાનરૂપ ( જિન-પંક્તિ ), જ્ઞાનરૂપી લક્ષ્મીના વિલંબથી જેણે વિરામ કર્યો છે એવા ( અર્થાત્ જ્ઞાનને આચ્છાદિત કરનારા એવા ) ગાઢ અજ્ઞાનનો વિનાશ કરો. "—૭૪

जिनवाक्चन्द्रिकाया महिमा—

सङ्कोचमानयति या गृहमस्तमोहा-
नायाऽसमानममतामरसं स्तवानाम् ।
वाक्चन्द्ररुग् द्यतु तमोभरमर्हताम-
नायासमानममतामरसंस्तवानाम् ॥ ७५ ॥

—वसन्त०

## विवरणम्

अर्हतां-जिनानां सा वाक्चन्द्ररुग्-वाणीन्दुरुचिः तमोभरं द्यतु-पापवृन्दं निरस्यतु । अर्हतां किं० ? नास्ति आयासः-संसारप्रयासो मानो-गर्वो ममता-ममत्वं मरो-मरणं तेषां संस्तवः-परिचयो येषां तेषाम् । सा का? या वाक्चन्द्ररुचिः अमतामरसं-रोगाम्भोजं सङ्कोचमानयति-सङ्कोचयति । पुनः किं० ? गृहं-मन्दिरम् । केषां ? स्तवानां-स्तुतीनाम् । पुनः किं० ? अस्तो-गतो मोहानयोः-मौढ्याज्ञानयोः आयो-लाभो यस्याः सा । अमतामरसं किं० ? असमानं-असाधारणम् ॥ ७५ ॥

## अन्वयः

या स्तवनां (अ-समानं) गृहं, अस्त-मोह-अन-आया (चन्द्रिका) अ-समानं अम-तामरसं सङ्कोचं आनयति, (सा) अन्-आयास-मान-ममता-मर-संस्तवानां अर्हतां वाक्-चन्द्र-रुक् तमस्-भरं द्यतु ।

## શબ્દાર્થ

सङ्कोचं ( मू० सङ्कोच )=સંકોચ, બીડાઇ જવું તે.
आनयति ( धा० नी )=લઇ જાય છે.
गृहं ( मू० गृह )=ઘર.
अन=અજ્ઞાન.
अस्तमोहानाया=નષ્ટ થયો છે મોહ અને અજ્ઞાનનો લાભ જેને વિષે (અથવા જેનાથી) એવી.
असमानं ( मू० असमान )=અસાધારણ.
अम=વ્યાધિ, રોગ.
तामरस=કમળ.
अमतामरसं=રોગરૂપી કમળને.
स्तवानां ( मू० स्तव )=સ્તુતિઓના.
वाक्चन्द्ररुग्=વાણીરૂપી નિશા-પતિની કાન્તિ.
द्यतु ( धा० दो )=કાપો, નાશ કરો.
तमोभरं=અંધકારના સમૂહને.
अर्हतां ( मू० अर्हत् )=અરિહંતોની, તીર્થંકરોની.
ममता=મમત્વ, મારાપણું.
संस्तव=પરિચય.
अनायासमानममतामरसंस्तवानां=અવિદ્યમાન છે પ્રયત્ન, ગર્વ, મમત્વ અને મરણનો પરિચય જેમને વિષે એવા.

## શ્લોકાર્થ

**જિન-વાણીરૂપી ચન્દ્રિકાનો મહિમા—**

"સ્તુતિઓના ( અનુપમ ) ગૃહરૂપ એવી તથા જેનાથી મોહ અને અજ્ઞાનનો લાભ નષ્ટ થયો છે એવી જે ( ચન્દ્રિકા) અસાધારણ રોગરૂપી (સૂર્ય-વિકાસી) કમલનો સંકોચ કરે છે, તે, જેમને વિષે ( ભવ-ભ્રમણરૂપી ) પ્રયત્ન, અભિમાન, મમત્વ અને મરણનો પરિચય અવિદ્યમાન છે એવા અરિહંતોની વાણીરૂપી નિશાપતિની ચંદ્રિકા ( અજ્ઞાનરૂપ ) અંધકારના સમૂહનો નાશ કરો."—૭૫

*　*　*　*　*

**धरणप्रियायाः स्तुतिः—**

श्रीजैनशासनहिता निखिलाहिताली–
संभिन्नतामरसभा सुरभासमाना[1] ।
देवी दुनोतु दुरितं 'धरणप्रिया' वः
संभिन्नतामरसभासुरभा समाना ॥ ७६ ॥ १९ ॥

—वसन्त०

## विवरणम्

धरणप्रियानाम्नी देवी वो–युष्माकं दुरितं–पापं दुनोतु–क्षिपतु । देवी किं० ? श्रीजैनशासनस्य हिता–हितकारिणी । पुनः किं० ? निखिला–समस्ता अहिताल्या–वैरिश्रेण्याः संभित्–संभेदिनी । पुनः किं० ? नता–प्रणता अमरसभा–देवपर्षद् यस्याः सा । पुनः किं० ? सुरैः–देवैः भासमाना–शोभमाना । पुनः किं० ? संभिन्नं–विकसितं यत् तामरसं–कमलं तद्वद् भासुरा–सुन्दरा भा–प्रभा यस्याः सा । पुनः किं० ? समाना–सन्मानसहिता ॥ ७६ ॥

## अन्वयः

**श्री–जैन–शासन–हिता, निखिल–अहित–आली–संभिद्, नत–अमर–सभा, सुर–भासमाना, संभिन्न–तामरस–भासुर–भा, स–माना ( अथवा अ–समाना ) धरणप्रिया देवी वः दुरितं दुनोतु ।**

## શબ્દાર્થ

**जैन**=જિન-વિષયક.
**शासन**=શાસન, આજ્ઞા.
**हिता** ( મૂ૦ हित )=હિતકારી, કલ્યાણકારી.
**श्रीजैनशासनहिता**=શ્રીજૈન શાસનને હિતકારી.
**निखिल**=સમસ્ત.
**अहित**=શત્રુ.

---

[1] 'भाऽसमाना' इत्यपि संभवति ।

**संभिद्**=ભેદનારી.
**निखिलाहितालीसंभिद्**=સમસ્ત શત્રુઓની શ્રેણિને ભેદનારી.
**सभा**=સભા.
**नतामरसभा**=પ્રણામ કર્યો છે સુરોની સભાએએ જેને એવી.
**भासमाना** ( ધા૦ भास् )=પ્રકાશમાન, દીપતી.
**सुरभासमाना**=દેવો વડે દીપતી.
**देवी**=દેવી.
**दुनोतु** ( ધા૦ दु )=દુઃખ દો.
**दुरितं** ( મૂ૦ दुरित )=પાતકને, પાપને.
**धरण**=ધરણેન્દ્ર.
**प्रिया**=પત્ની.
**धरणप्रिया**=(૧) ધરણેન્દ્રની પત્ની; (૨) ધરણપ્રિયા.
**संभिन्न** ( ધા૦ भिद् )=વિકસિત, ખીલેલ.
**भासुर**=શોભાયમાન, તેજસ્વી.
**संभिन्नतामरसभासुरभा**=વિકસિત કમળના જેવી શોભાયમાન છે શોભા જેની એવી.
**समाना** ( મૂ૦ समान )=માનયુક્ત.
**असमाना** ( મૂ૦ असमान )=અસાધારણ.

## શ્લોકાર્થ

**ધરણપ્રિયા દેવીની સ્તુતિ—**

" શ્રીજૈન શાસનને હિતકારી, વળી સમસ્ત શત્રુઓની શ્રેણિનો સંહાર કરનારી, તથા વળી સુરોની સભાએ જેને પ્રણામ કર્યો છે એવી, તેમજ દેવો વડે દીપતી તથા વળી વિકસિત કમળના જેવી શોભાયમાન શોભાવાળી એવી અને વળી માન-યુક્ત [અથવા અનુપમ] એવી ધરણપ્રિયા દેવી તમારા પાપને દુઃખ દો ( અર્થાત્ પાપોને દૂર કરો ).—૭૬

## સ્પષ્ટીકરણ

**ધરણપ્રિયા દેવીનું સ્વરૂપ—**

**ધરણેન્દ્રને** છ પટ્ટરાણીઓ છે, પરંતુ તેમાં **વૈરોટ્યાનું** નામ આવતું નથી. છતાં [1]સામાન્ય રીતે 'ધરણપ્રિયા'થી **વૈરોટ્યા** સમજવામાં આવે છે. આ **વૈરોટ્યા** પણ એક વિદ્યા-દેવી છે. આ વિદ્યા-દેવીનો વર્ણ શ્યામ છે અને તેને અજગરનું વાહન છે. તેના ચાર હાથ પૈકી તેના જમણા બે હાથ ખડ્ગ અને સર્પથી શોભે છે, જ્યારે તેના ડાબા બે હાથ ઢાલ અને સર્પથી અલંકૃત છે.

૭૨ મા પદ્યમાં **ચક્રધરા** નામની વિદ્યા-દેવીની સ્તુતિ કરવામાં આવી છે એટલે અત્ર પણ **વૈરોટ્યા** નામની વિદ્યા-દેવીની સ્તુતિ કરવામાં આવી છે એ વાત સર્વાંગે સ્વીકારવામાં એક વાંધો આવે છે અને તે એ છે કે **વૈરોટ્યા** એ ઓગણીસમા તીર્થંકરની શાસન-દેવીનું પણ નામ છે. પરંતુ આ શાસન-દેવી પણ ધરણેન્દ્રની પત્ની છે કે નહિ એ પ્રશ્ન વિચારવો બાકી રહે છે. એ દેવીના સ્વરૂપ ઉપર મૂળ શ્લોકમાં પ્રકાશ પાડવામાં આવ્યો નથી એટલુંજ નહિ, પરંતુ સ્વોપજ્ઞ ટીકામાં પણ સ્તુતિકારે **ધરણ-પ્રિયા** સંબંધી ખુલાસો કર્યો નથી; વાસ્તે **ધરણપ્રિયાથી વૈરોટ્યા** નામની શાસન-દેવી સમજવી કે વિદ્યા-દેવી કે અન્ય કોઇ એનો નિર્ણય કરવો બાકી રહે છે. છતાં પણ સાથે સાથે શાસન-દેવી તરીકેનું **વૈરોટ્યા** દેવીનું સ્વરૂપ આપવું અસ્થાને નહિ ગણાય, એમ માની તે આલેખવામાં આવે છે.

આ દેવીનો શ્યામ વર્ણ છે અને તે પદ્માસની છે. વળી તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને અક્ષસૂત્રથી અલંકૃત છે, જ્યારે તેના ડાબા બે હાથ બીજપૂરક અને શક્તિથી વિભૂષિત છે.

---

૧ આ સંબંધમાં જુઓ **સ્તુતિ-ચતુર્વિંશતિકા** ( પૃ૦ ૨૭૭ ).

## २० श्रीमुनिसुव्रतजिनस्तुतयः

**अथ श्रीमुनिसुव्रतनाथस्य स्तुतिः—**

सीमन्तिनीमिव पतिः समगंस्त सिद्धिं
निर्माय विस्मितमहामुनि सुव्रतत्वम् ।
सोऽयं मम प्रतनुतात् तनुतां भवस्य
निर्माय ! विस्मितमहा 'मुनिसुव्रत !' त्वम् ॥ ७७ ॥

—वसन्त०

### विवरणम्

हे मुनिसुव्रत ! सोऽयं त्वं मम भवस्य तनुतां—तुच्छत्वं प्रतनुतात्—विस्तारय । निर्गता माया—निकृतिर्यस्य तत्सम्बोधनम् । त्वं किं० ? विस्मितं—विकसितं महः—तेजो यस्य सः । स कः ? यो मुनिसुव्रतः सुव्रतत्वं—व्रतं निर्माय सिद्धिं—मुक्तिं समगंस्त—सिद्धिमङ्गीचकार । इव—यथा पतिः—भर्त्ता सीमन्तिनीं—स्त्रियं संसजति । सुव्रतत्वं किं० ? विस्मिता—विस्मयं नीता महामुनयो—यतयो येन तत् ॥ ७७ ॥

### अन्वयः

( यः ) विस्मित—महत्—मुनि सुव्रतत्वं निर्माय पतिः सीमन्तिनीं इव सिद्धिं समगंस्त, सः अयं विस्मित—महाः त्वं ( हे ) निर्—माय ! मुनिसुव्रत ! मम भवस्य तनुतां प्रतनुतात् ।

### શબ્દાર્થ

**सीमन्तिनीं** ( मू० सीमन्तिनी )=સ્રીને.
**पतिः** ( मू० पति )=નાથ.
**समगंस्त** ( धा० गम् )=(૧) મળ્યા; (૨) અંગીકાર કરી.
**निर्माय** ( धा० मा )=કરીને, આચરીને.
**विस्मित** ( धा० स्मि )=અચંબો પમાડેલ.
**मुनि**=સાધુ.
**विस्मितमहामुनि**=અચંબો પમાડ્યો છે મહામુનિઓને જેણે એવા.
**सुव्रतत्वं** ( मू० सुव्रतत्व )=વ્રતને, મુનિપણાને.
**प्रतनुतात्** ( धा० तन् )=વિસ્તારો.
**तनुतां** ( मू० तनुता )=થોડાપણાને, કૃશતાને.
**निर्माय** !=જતું રહ્યું છે કપટ જેનું એવા, હે નિષ્કપટી !
**विस्मित**=વિકસિત.
**महस्**=તેજ.
**विस्मितमहाः**=વિકસિત થયું છે તેજ જેનું એવા.
**मुनिसुव्रत** !=હે મુનિસુવ્રત( સ્વામી ) !

## શ્લોકાર્થ

**શ્રીમુનિસુવ્રતસ્વામીની સ્તુતિ—**

"જેણે મહામુનિઓને વિસ્મય પમાડ્યો છે એવા સુન્દર વ્રતને આચરીને પતિ પત્નીને મળે તેમ જે સિદ્ધિ (સુન્દરી)ને મળ્યો તે આ તું વિકસિત તેજવાળો હે નિષ્કપટી મુનિસુવ્રત (સ્વામી)! મારા ભવની કૃશતાનો વિસ્તાર કર (અર્થાત્ મને અલ્પભવી બનાવ)."—૭૭

## સ્પષ્ટીકરણ

**શ્રીમુનિસુવ્રત-ચરિત્ર—**

**મુનિસુવ્રતસ્વામીનું** એક ચરિત્ર **શ્રીચન્દ્રે** પ્રાકૃત ભાષામાં ૧૦૯૯૪ ગાથા જેટલું રચેલું છે. આ ઉપરાંત નવ ભવના વૃત્તાંત પૂર્વકનું એક ચરિત્ર **વિનયચંદ્રે** રચ્યું છે. આનું પ્રમાણ ૪૫૫૨ શ્લોક જેટલું છે. વિશેષમાં **પદ્મપ્રભસૂરિએ** પણ ૫૫૫૫ ગાથા પ્રમાણનું એક ચરિત્ર રચ્યું છે.

* * * * *

**जिनेश्वराणां स्तुतिः—**

दीक्षां जवेन जगृहुर्जिनपा विमुच्य
कान्तारसं गतिपराजितराजहंसाः ।
ते मे सृजन्तु सुषमां यशसा सुकीर्त्ति-
कां तारसङ्गतिपरा जितराजहंसाः ॥ ७८ ॥

—वसन्त०

## विवरणम्

ते जिनेन्द्रा मे-मम सुषमां-शोभां सृजन्तु-दिशन्तु । सुषमां किं० ? शोभने कीर्त्तिके-श्लोकसुखे यस्याः ताम् । ते किंविशिष्टाः ? तारसङ्गत्या-मनोज्ञसङ्गमेन पराः-प्रधानाः । पुनः किं० ? जितौ-न्यक्कृतौ राजहंसौ-चन्द्ररजते यैः ते । केन ? यशसा-श्लोकेन । ते के ? ये जिनपा-जिनेन्द्रा जवेन-वेगेन दीक्षां-प्रव्रज्यां जगृहुः-गृह्णन्ति स्म । किं कृत्वा ? विमुच्य-त्यक्त्वा । कं ? कान्तारसं-स्त्रीप्रेम । जिनपाः किं० ? गत्या-गमनेन पराजितः-पराभूतो राजहंसो-मरालो यैः ते ॥ ७८ ॥

### अन्वयः

( ये ) गति-पराजित-राजहंसाः जिन-पाः कान्ता-रसं विमुच्य दीक्षां जवेन जगृहुः, ते तार-सङ्गति-पराः यशसा जित-राजन्-हंसाः मे सु-कीर्ति-कां सुषमां सृजन्तु ।

## શબ્દાર્થ

दीक्षां ( मू० दीक्षा )=દીક્ષાને, સંસાર-ત્યાગને.
जवेन ( मू० जव )=વેગપૂર્વક.
जगृहुः ( धा० ग्रह् )=ગ્રહણ કરતા હવા.
जिनपाः ( मू० जिनप )=જિનેશ્વરો.
विमुच्य ( धा० मुच् )=વિશેષતઃ ત્યજી દઇને.
रस=રાગ, પ્રેમ.
कान्तारसं=સ્ત્રીના પ્રેમને.
गति=ચાલ.
पराजित ( धा० जि )=હરાવી દીધેલ.
राजहंस=રાજહંસ.
गतिपराजितराजहंसाः=ચાલ વડે જીત્યા છે રાજહંસોને જેમણે એવા.
सृजन्तु ( धा० सृज् )=અર્પો.
सुषमां ( मू० सुषमा )=શોભાને.
यशसा ( मू० यशस् )=યશ વડે, કીર્તિ વડે.
सुकीर्तिकां=સુન્દર છે યશ અને સુખ જેનાં એવી.
तार=મનોજ્ઞ.
सङ्गति=સંગમ.
तारसङ्गतिपराः=મનોજ્ઞ સંગમ વડે પ્રધાન.
हंस=રૂપું, ચાંદી.
जितराजहंसाः=જીત્યા છે ચન્દ્ર અને ચાંદીને જેમણે એવા.

## શ્લોકાર્થ

**જિનેશ્વરોની સ્તુતિ—**

" જેમણે ચાલ વડે રાજહંસોને જીત્યા છે એવા જે જિનેશ્વરોએ પ્રમદાના પ્રેમનો ત્યાગ કરીને વેગપૂર્વક દીક્ષા ગ્રહણ કરી, તે ઉત્તમ સંગતિ વડે પ્રધાન તેમજ કીર્તિ ( ની ઉજ્જ્વલતા ) વડે ચન્દ્રને તેમજ ચાંદીને જેમણે પરાજિત કર્યાં છે એવા તીર્થંકરો મને યશસ્વિની શોભા અર્પો."—૭૮

* * * * *

**जिनागमाय महादेवस्योपमा—**

दुर्दान्तवादिकुमतत्रिपुराभिघाते
कामारिमानम मतं पृथु लक्षणेन ।
सर्वज्ञशीतरुचिना रचितं निरस्त-
कामारिमानममतं पृथुलक्षणेन ॥ ७९ ॥

—वसन्त०

## विवरणम्

हे जन ! त्वं मतं आनम—नमस्कुरु । मतं किं० कामारिं—ईश्वरसमम् । क्व ? दुर्दान्ता—दुर्दमा ये वादिनः—परवादिनः तेषां कुमतं—कुपक्षः तदेव त्रि रनामा दैत्यः तस्य अभिघाते—हनने ।

पुनः किं० ? पृथु–विस्तीर्णम् । केन ? लक्षणेन । पुनः किं० ? रचितं–ग्रथितम् । केन ? सर्वज्ञशीतरुचिना–जिनचन्द्रेण । पुनः किं० ? निरस्ता–ध्वस्ताः कामः–कन्दर्पः अरयो–रिपवः मानः–स्मयो ममता च–ममत्वं येन तत् । लक्षणेन किं० ? पृथुला–विशालाः क्षणा–उत्सवा यस्मात् तेन ॥ ७९ ॥

## अन्वयः

दुर्दान्त-वादिन्-कु-मत-त्रिपुर-अभिघाते काम-अरिं, पृथुल-क्षणेन लक्षणेन पृथु सर्वज्ञ-शीत-रुचिना रचितं निरस्त-काम-अरि-मान-ममतं मतं आनम ।

## શબ્દાર્થ

दुर्दान्त=દુર્દમ, જેનું દુઃખેથી દમન થઈ શકે તેવો.
कुमत=દુષ્ટ સિદ્ધાન્ત.
त्रिपुर=ત્રિપુર ( દૈત્ય ).
अभिघात=વિનાશ.
दुर्दान्तवादिकुमतत्रिपुराभिघाते=દુર્દમ વાદીઓના દુષ્ટ સિદ્ધાન્તરૂપી ત્રિપુરના વિનાશને વિષે.
काम=કામદેવ, કંદર્પ, મદન.
कामारिं ( મૂ० कामारि )=કંદર્પના શત્રુ ( રૂપ ), શિવ ( રૂપ ).
लक्षणेन ( મૂ० लक्षण )=લક્ષણ વડે, ચિહ્ન વડે.
शीतरुचि=શીતળ છે તેજ જેનું તે, સુધાકર, ચન્દ્ર.
सर्वज्ञशीतरुचिना=સર્વજ્ઞરૂપી ચન્દ્ર વડે.
निरस्त ( ધા० अस् )=નિવારણ કરેલ.
निरस्तकामारिमानममतं=નિરાસ થયો છે મદન, દુશ્મન, માન અને મમતાનો જેથી એવા.
पृथुल=વિશાળ.
क्षण=ઉત્સવ.
पृथुलक्षणेन=વિશાળ છે ઉત્સવો જેથી એવા.

## શ્લોકાર્થ

### જિનાગમને આપવામાં આવેલી મહાદેવની ઉપમા—

" દુર્દમ ( દુર્જય ) વાદીઓના દુષ્ટ સિદ્ધાન્તરૂપી ત્રિપુર ( નામના દૈત્ય )નો વિનાશ કરવામાં મહાદેવના સમાન, વળી જેથી વિશાળ ઉત્સવો છે એવા લક્ષણ વડે વિસ્તીર્ણ, તેમજ સર્વજ્ઞરૂપ સુધાકર વડે રચાયેલ તથા વળી મદન, દુશ્મન, માન અને મમતાનું જે દ્વારા નિકન્દન ગયું છે એવા સિદ્ધાન્તને ( હે જનો ! ) તમે નમસ્કાર કરો."—૭૯

## સ્પષ્ટીકરણ

### ત્રિપુર દૈત્ય—

આ દૈત્ય સોના, રૂપા અને લોઢાના મયાસુરે બનાવેલા ત્રણ નગરોનો અધિપતિ હતો. એનું મરણ મહાદેવને હાથે થયું હતું તેમજ એનાં ત્રણે નગરોને ભસ્મીભૂત પણ એ ભવાની-પતિએજ કર્યાં હતા. એ વાત હિંદુ શાસ્ત્રમાં નજરે પડે છે.

* *



निर्वाणकलिकायाम्—

"गौरीं देवीं कनकगौरीं गोधावाहनां चतुर्भुजां वरदमुसलयुतदक्षिणकरां अक्षमालाकुवलयालङ्कृतवामहस्तां चेति ।"



नि. सा. प्रेस.

**गौरीदेव्याः स्तुतिः—**

या दुर्धियामकृत दुष्कृतकर्ममुक्ता—
ऽनालीकभञ्जनपराऽस्तमरालवाला ।
गत्याऽऽस्यमस्यतु तमस्तव गौर्यवन्ती
नालीकभं जन ! परास्तमरालबाला ॥ ८० ॥ २०॥

—वसन्त०

## विवरणम्

हे जन ! सा गौरी—देवी तव तमः—पापं अस्यतु—दलयतु । गौरी किं कुर्वन्ती ? अवन्ती—धरन्ती । किं ? आस्यं—वक्त्रम् । आस्यं किं० ? नालीकवद् भा—प्रभा यस्य तत् । गौरी किं० ? गत्या—गमनेन परास्ता—जिता मरालबाला—हंसी यया सा । सा का ? या—गौरी दुर्धियां—दुर्बुद्धीनां अस्तं—विनाशं अकृत—करोति स्म । या किं० ? दुष्कृतकर्मभिः—पापक्रियाभिः मुक्ता—वर्जिता । पुनः किं० ? अनालीकयोः—अज्ञानासत्ययोः भञ्जनं—विनाशः तत्र परा—परायणा । पुनः किं० ? अराला—वक्रा वालाः—केशाः यस्याः सा ॥ ८० ॥

## अन्वयः

(हे) जन ! या दुष्कृत—कर्मन्—मुक्ता अन—अलीक—भञ्जन—परा अराल—वाला (देवी) दुर्-धियां अस्तं अकृत, (सा) गत्या परास्त—मराल—बाला नालीक—भं आस्यं अवन्ती 'गौरी' तव तमः अस्यतु ।

## શબ્દાર્થ

दुर्धियां (मू० दुर्धी)=દુષ્ટ બુદ્ધિવાળાના.
अकृत (धा० कृ)=કરતો હવો.
दुष्कृत=પાપ.
कर्मन्=ક્રિયા.
दुष्कृतकर्ममुक्ता=પાપમય ક્રિયાઓથી મુક્ત એવી.
अलीक=અસત્ય, જૂઠું.
भञ्जन=વિનાશ.
पर=તત્પર.
अनालीकभञ्जनपरा=અજ્ઞાન અને અસત્યનો અંત આણવામાં તત્પર.
अस्तं (मू० अस्त)=વિલયને, વિનાશને.
अराल=વાંકડીઆ.
वाल=વાળ, કુન્તલ, કેશ.
अरालवाला=વાંકડીઆ છે વાળ જેના એવી.
गत्या (मू० गति)=ગતિ વડે.
आस्यं (मू० आस्य)=વદનને.
तमः (मू० तमस्)=અજ્ઞાનને.
गौरी=ગૌરી (દેવી).
अवन्ती (धा० अव्)=ધારણ કરનારી.

नालीक=કમળ.
नालीकभं=કમળના જેવી કાંતિ છે જેની એવા.
जन ! ( મૂ૦ जन )=હે મનુષ્ય !
परास्त ( ધા૦ अस )=દૂર કરેલ.
मराल=હંસ.
बाला=સ્ત્રી.
परास्तमरालबाला=પરાસ્ત કરી છે હંસીને જેણે એવી.

## શ્લોકાર્થ

**ગૌરી દેવીની સ્તુતિ—**

"પાપમય ક્રિયાઓથી વિમુખ એવી, તથા અજ્ઞાન અને અસત્યનો અંત આણવામાં તત્પર તેમજ વાંકડીઆ વાળવાળી એવી જે ( દેવીએ ) દુષ્ટ બુદ્ધિવાળાનો વિનાશ કર્યો, તે ગતિ વડે હંસીને પરાસ્ત કરનારી એવી તેમજ કમળના સમાન કાંતિમય વદનને ધારણ કરનારી એવી **ગૌરી** ( દેવી ) હે મનુષ્ય ! તારા અજ્ઞાનને દૂર કરો."—૮૦

## સ્પષ્ટીકરણ

**ગૌરી દેવીનું સ્વરૂપ—**

આ સોળ વિદ્યા-દેવીઓ પૈકી એક છે. એને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને મુશળથી શોભે છે, જ્યારે તેના ડાબા બે હાથ જપ-માળા અને કમળથી વિભૂષિત છે. વળી એને ગોધિકાનું વાહન છે, એ વાત તો **આચાર-દિનકર**ના નીચે મુજબના શ્લોક ઉપરથી પણ જોઈ શકાય છે:—

> "गोधासनसमासीना, कुन्दकर्पूरनिर्मला ।
> सहस्रपत्रसंयुक्त-पाणिर्गौरी श्रियेऽस्तु नः ॥"
>
> —પત્રાંક ૧૬૨

અત્ર પણ આ કવિરાજે **શ્રીશોભનમુનીશ્વર**નું અનુકરણ કર્યું હોય એમ લાગે છે.



## २१ श्रीनमिजिनस्तुतयः

अथ श्रीनमिनाथस्य स्तुतिः—

देवेन्द्रवृन्दपरिसेवित ! सत्त्वदत्त-
सत्यागमो मदनमेघमहानिलाभः ।
मथ्नासि नाथ ! रतिनाथसरूपरूपः
सत्यागमोऽमद ! 'नमे'ऽघमहानिलाभः ॥ ८१ ॥

—वसन्त०

### विवरणम्

हे नमे !–नमिनाथ ! त्वं अघं–पापं मथ्नासि–विलोडयासि । देवेन्द्रवृन्दैः–इन्द्रौघैः परिसेवितः–(अत्यन्त)सेवितः तत्सं० । त्वं किं० ? सत्त्वानां–प्राणिनां दत्ता–विहिता सत्यागा–दानसहिता मा–लक्ष्मीः येन सः । पुनः किं० ? मदनमेघे–कामाम्भोधरे महानिलाभो–महावात-निभः । पुनः किं० ? रतिनाथस्य–कन्दर्पस्य सरूपं–सवर्णं रूपं यस्य सः । पुनः किं० ? सत्यः–सम्यगागमः–सिद्धान्तो यस्य सः । नास्ति मदो–दर्पो यस्य तत्सं० । त्वं किं० ? नास्ति हानेः–क्षयस्य लाभः–प्राप्तिः यस्य स तथा ॥ ८१ ॥

### अन्वयः

देव–इन्द्र–वृन्द–परिसेवित ! नाथ ! अ–मद ! 'नमे !' सत्त्व–दत्त–स–त्याग–मः मदन–मेघ–महत्–अनिल–आभः रति–नाथ–सरूप–रूपः सत्य–आगमः अ–हानि–लाभः (त्वं) अघं मथ्नासि ।

### શબ્દાર્થ

वृन्द=સમૂહ, સમુદાય.
परिसेवित ( धा० सेव् )=સેવાયેલ.
देवेन्द्रवृन्दपरिसेवित != હે સુરપતિઓના સમુદાયથી સેવાયેલ !
त्याग=ત્યાગ.
सत्त्वदत्तसत्यागमः=પ્રાણીઓને અર્પણ કરી છે દાનસહિત લક્ષ્મીને જેણે એવો.
मेघ=મેઘ, વાદળ.
अनिल=પવન, વાયુ.
मदनमेघमहानिलाभः=મદનરૂપી મેઘને વિષે પ્રચંડ પવનસમાન.
मथ्नासि( धा० मन्थ् )=તું મંથન કરે છે.
नाथ ! ( मू० नाथ )=હે સ્વામિન્, હે પ્રભો !
सरूप=સમાન રૂપવાળું.
रतिनाथसरूपरूपः=કામદેવના સમાન રૂપ છે જેનું એવો.
सत्यागमः=સાચો છે સિદ્ધાન્ત જેનો એવો.
अमद !=હે નિરભિમાની !
नमे ! ( मू० नमि )=હે નમિ (નાથ) !
अघं ( मू० अघ )=પાપને.
अहानिलाभः=અવિદ્યમાન છે ક્ષયનો લાભ જેને ( અથવા જેથી ) એવો.

## શ્લોકાર્થ

**શ્રીનમિનાથની સ્તુતિ—**

"હે સુર-પતિઓના સમુદાય વડે સેવા કરાયેલ સ્વામી ! હે પ્રભુ ! હે નિરભિમાની ( એકવીસમા તીર્થંકર ) ! હે નમિ ( નાથ ) ! જેણે પ્રાણીઓને દાનસહિત લક્ષ્મીને અર્પણ કરી છે એવો, વળી અનંગરૂપી વાદળને ( વિખેરી નાંખવામાં ) પ્રચણ્ડ પવનસમાન, તથા રતિપતિના સમાન સૌન્દર્યવાળો એવો તેમજ જેનો સિદ્ધાન્ત સત્ય છે એવો તેમજ વળી જેને [ અથવા જેથી ] હાનિની પ્રાપ્તિ અવિદ્યમાન છે એવો તું પાપનું મંથન કરે છે."—૮૧

## સ્પષ્ટીકરણ

**શ્રીનમિનાથ-ચરિત્ર—**

**શ્રીનમિનાથ**ના સંબંધમાં પણ પૃથક્ ચરિત્રો સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચાયેલાં છે એવો જૈન ગ્રન્થાવલીમાં ઉલ્લેખ છે.

* * * * *

**जिनश्रेण्याः स्मरणम्—**

पापप्रवृत्तिषु पराणि निवर्तयन्त्य-
सत्यासु खानि शिवसङ्गमनाददाना ।
जैनेन्द्रपङ्क्तिरुपयातु मदीयचित्ते
सत्या सुखानि शिवसङ्गमना ददाना ॥ ८२ ॥

—वसन्त०

## विवरणम्

जैनेन्द्रपङ्क्तिः-जिनराजी मदीयचित्ते-मन्मनसि उपयातु-व्रजतु । पङ्क्तिः किं कुर्वन्ती ? निवर्तयन्ती-निवारयन्ती । कानि ? खानि-इन्द्रियाणि । खानि किं० ? पापप्रवृत्तिषु-पापव्यापारेषु पराणि-तत्पराणि । प्रवृत्तिषु किं० ? असत्यासु-अनृतासु । पङ्क्तिः किं० ? नास्ति दानं-त्यागो यस्याः सा । कस्मात् ? शिवसङ्गमनात्-सिद्धिगमनात् । पुनः किं० ? सत्या-सत्यवादिनी । पङ्क्तिः किं कुर्वाणा ? ददाना-ददती । कानि ? सुखानि-शर्माणि । पङ्क्तिः किं० ? शिवस्य-कुशलस्य सङ्गः-प्राप्तिः तत्र मनो यस्याः सा ॥ ८२ ॥

### अन्वयः

अ-सत्यासु पाप-प्रवृत्तिषु पराणि खानि निवर्तयन्ती शिव-सङ्गमनात् अ-दाना सत्या सुखानि ददाना शिव-सङ्ग-मनाः जैनेन्द्र-पङ्क्तिः मदीय-चित्ते उपयातु ।

## શબ્દાર્થ

प्रवृत्ति=વ્યાપાર, આચરણ.
पापप्रवृत्तिषु=પાપમય વ્યાપારોને વિષે.
पराणि ( मू० पर )=તત્પર.
निवर्तयन्ती=રોકનારી, અટકાવનારી.
असत्यासु ( मू० असत्या )=અસત્ય.
खानि ( मू० ख )=ઇન્દ્રિયોને.
सङ्क्रमन=ગમન.
शिवसङ्क्रमनात्=મોક્ષ પ્રતિ ગમનથી.
अदाना=અવિદ્યમાન છે ત્યાગ જેને વિષે એવી.
पङ्क्ति=શ્રેણિ.
जैनेन्द्रपङ्क्तिः=જિનેશ્વરોની શ્રેણિ.
उपयातु ( धा० या )=પ્રાપ્ત થાઓ.
मदीय=મારા.
मदीयचित्ते=મારા મનને વિષે.
सत्या ( मू० सत्य )=સત્યવાદિની.
सुखानि ( मू० सुख )=સુખોને.
शिवसङ्क्रमनाः=મોક્ષની પ્રાપ્તિ પ્રતિ મન છે જેનું એવી.
ददाना ( धा० दा )=અર્પણ કરનારી.

## શ્લોકાર્થ

જિન-શ્રેણિનું સ્મરણ—

" અસત્ય તેમજ પાપમય વ્યાપારોને વિષે તત્પર એવી ઇન્દ્રિયોને રોકનારી, મોક્ષમાં ગમન થવાની જેણે દાન દેવાનું નથી એવી, સત્યવાદિની, સુખોને અર્પણ કરનારી તથા વળી મોક્ષની પ્રાપ્તિ પ્રતિ જેનું ચિત્ત છે એવી જિનેશ્વરોની શ્રેણિ મારા ચિત્તને વિષે પ્રાપ્ત થાઓ. "—૮૨

* * * *

प्रवचनस्य विजयः—

यूथं ममन्थ हरिरिभमिवाधिमस्त-
मायामहारिमदनं दितदानवारि ।
जैनं मतं विजयतां तदिदं गमाना-
मायामहारि मदनन्दितदानवारि ॥ ८३ ॥

—वसन्त०

## विवरणम्

जैनं मतं-जिनसम्बन्धि प्रवचनं विजयतां-सर्वोत्कर्षेण वर्तताम् । मतं किं० ? गमानां-समानपाठानां आयामेन-विस्तारेण हारि-मनोज्ञम् । पुनः किं० ? मदेन-हर्षेण नन्दिताः-प्रीणिता दानवारयः-सुरा येन तत् । पुनः किं० ? तदिदम् । तत् किं ? यन्मतं आधिं-मनोबाधां ममन्थ-विलोडयति स्म । इव-यथा हरिः-सिंहः ऐभं यूथं-हस्तिकुलं मथ्नाति । तत् किं० ? अस्ता-निरस्ता माया-निकृतिः महारयो-वैरिणो मदनः-कामो येन तत् । यूथं किं० ? दितं-छिन्नं दानवारि-मदजलं यस्य तत् ॥ ८३ ॥

अन्वयः

हरिः वित-दान-वारि ऐभं यूथं (मथ्नाति) इव (यः) आधिं ममन्थ, तत् इदं अस्त-माया-महत्-अरि-मदनं गमानां आयाम-हारि मद-नन्दित-दान-वारि जैनं मतं विजयताम् ।

શબ્દાર્થ

यूथं ( मू० यूथ )=ટોળાને.
ममन्थ ( धा० मथ् )=મન્થન કર્યું.
हरिः ( मू० हरि )=સિંહ.
ऐभं ( मू० ऐभ )=હાથી સંબંધી.
अस्तमायामहारिमदनं=દૂર ફેંકી દીધાં છે કપટ, કટ્ટા શત્રુઓ અને કામદેવને જેણે એવા.
वितदानवारि=બંધ થયું છે મદ-જલ જેનું એવા.
जैनं ( मू० जैन )=જિનસંબંધી.
मतं ( मू० मत )=મત, દર્શન.
विजयतां ( धा० जि )=જયવંતા વર્તો.
तद् ( मू० तद् )=તે.
इदं ( मू० इदम् )=આ.
गमानां ( मू० गम )=સમાન પાઠોના.
आयाम=વિસ્તાર.
आयामहारि=વિસ્તાર વડે મનોહર.
नन्दित ( धा० नन्द् )=ખુશી કરેલ.
मदनन्दितदानवारि=હર્ષપૂર્વક ખુશી કર્યા છે દાનવોના દુશ્મનોને જેણે એવા.

શ્લોકાર્થ

પ્રવચનનો વિજય—

"(સિંહના પ્રતાપથી) જેનું મદ-જલ બંધ થયું છે એવા કુંજરોના સમુદાયનું જેમ સિંહ મન્થન કરે છે ( અર્થાત્ તેને મારી હઠાવે છે) તેમ જે (સિદ્ધાન્તે) માનસિક પીડાનું મન્થન કર્યું, તે આ જૈન સિદ્ધાન્ત કે જેણે કપટ તથા કટ્ટા શત્રુઓ તેમજ કામદેવને દૂર ફેંકી દીધાં છે તથા જે ગમોના વિસ્તારથી મનોહર છે તેમજ વળી જેણે હર્ષપૂર્વક દાનવોના દુશ્મનોને ( અર્થાત્ દેવોને ) ખુશી કર્યા છે, તે સિદ્ધાન્ત સર્વોત્કૃષ્ટપણે જયવંતો વર્તો."—૮૩

* * * * *

कालीदेव्याः स्तुतिः—

या काल्यकिञ्चनजनानतनोदिताऽब्जं
प्रत्यर्थिनो विशदमानगदाक्षमाला ।
सा देवता प्रथयतु प्रथितप्रभावा
प्रत्यर्थिनो विशदमानगदाक्षमाला ॥ ८४ ॥ २१ ॥

—वसन्त०

विवरणम्

सा काली देवता प्रत्यर्थिनो—वैरिणः प्रथयतु—करोतु । कीदृशान् ? विशन्ती—प्रविशन्ती अमा—अलक्ष्मीः येषु तान् । देवता किं० ? प्रथितः—प्रतीतः प्रभावो—महिमा यस्याः सा । पुनः किं० ? अगदा—रोगवर्जिता अक्षमाला—इन्द्रियाली यस्याः सा । सा का ? या काली अकिञ्चन-

जनान्–दरिद्रिणो अतनोत्–करोति स्म । कीदृशान् ? अर्थिनो–धनवतः । या किं०? इता–गता । किं प्रति ? अब्जं प्रति–कजं प्रति । या किं० ? विशदं–निर्मलं मानं–पूजा ययोः तादृशे गदा–शस्त्रविशेषः अक्षमाला–जपमाला च यस्याः सा ॥ ८४ ॥

## अन्वयः

या अब्जं प्रति इता विशद–मान–गदा–अक्ष–माला 'काली' अ–किञ्चन–जनान् अर्थिनः अतनोत्, सा प्रथित–प्रभावा अ–गद–अक्ष–माला देवता प्रत्यर्थिनः विशत्–अ–मान् प्रथयतु ।

## શબ્દાર્થ

अकिञ्चन=નિર્ધન, દરિદ્ર.
अकिञ्चनजनान्=નિર્ધન મનુષ્યોને.
अतनोत् ( धा० तन् )=કરતી હવી.
इता ( धा० इ )=પ્રાપ્ત થયેલી.
अब्जं ( मू० अब्ज )=કમળને.
प्रति=ને.
अर्थिनः ( मू० अर्थिन् )=ધનિક , પૈસાદાર.
अक्षमाला=જપ–માલા.
विशदमानगदाक्षमाला=નિર્મલ છે પૂજા જેની એવી ગદા અને જપ માલા છે જેની પાસે એવી.
देवता=દેવી.
प्रथयतु ( धा० प्रथ् )=કરો.
प्रथित ( धा० प्रथ् )=પ્રસિદ્ધ.
प्रथितप्रभावा=પ્રસિદ્ધ છે પ્રભાવ જેનો એવી.
प्रत्यर्थिनः (मू० प्रत्यर्थिन्)=દુશ્મનોને, વૈરીઓને.
विशत् ( धा० विश् )=પ્રવેશ કરનાર.
विशदमान्=પ્રવેશ કરનાર છે નિર્ધનતા જેને વિષે એવા.
गद=રોગ.
अक्ष=ઇન્દ્રિય.
अगदाक्षमाला=રોગ–રહિત છે જેની ઇન્દ્રિયોની શ્રેણિ એવી.

## શ્લોકાર્થ

**કાલી દેવીની સ્તુતિ—**

"કમળના ઉપર આરૂઢ થયેલી તેમજ જેની પૂજા નિર્મળ છે એવી ગદા અને જપ–માલાને ધારણ કરનારી જે કાલી (દેવી) નિર્ધન મનુષ્યોને ધનિક કરતી હવી, તે પ્રસિદ્ધ પ્રભાવવાળી તેમજ જેની ઇન્દ્રિયોની શ્રેણિ રોગ–રહિત છે એવી (અર્થાત્ નીરોગી કાયાવાળી) દેવી શત્રુઓને પ્રવેશ કરનાર છે નિર્ધનતા જેમને વિષે એવા (અર્થાત્ દરિદ્રી) બનાવો."—૮૪

## સ્પષ્ટીકરણ

**કાલી દેવીનું સ્વરૂપ—**

આ સોળ વિદ્યા–દેવીઓ પૈકી એક છે. એના સંબંધમાં ૩૯મા પૃષ્ઠમાં વિચાર કરેલો હોવાથી અત્ર કંઇ વિશેષ કહેવાનું બાકી રહેતું નથી.

———:o:———

## २२ श्रीनेमिजिनस्तुतयः

अथ श्रीनेमिनाथाय प्रणामः—

यो रैवताख्यगिरिमूर्ध्नि तपांसि भोग-
राजीमतीत्य जनमारचयां चकार ।
'नेमिं' जना ! नमत यो विगतान्तरारी
राजीमतीत्यजनमारचयाञ्चकार ॥ ८५ ॥

—वसन्त०

### विवरणम्

हे जना ! यूयं तं नेमिं नमत—प्रणमत । तं कं ? यो—नेमिः रैवताख्यगिरिमूर्ध्नि—उज्जयन्ताद्रिशृङ्गे तपांसि चकार—करोति स्म । किं कृत्वा ? अतीत्य—त्यक्त्वा । कां ? भोगराजीं—विषयश्रेणीम् । भोगराजीं किं० ? जनानां—नराणां मारचयः—कामपुष्टिः यत्र ताम् । यो—नेमिः जिनो राजीमत्या—उग्रसेनसुतायाः त्यजनं—त्यागं आरचयाञ्चकार—रचयति स्म । यः किं० ? विगता—नष्टा आन्तरारय—आन्तरीयरिपवो यस्मात् सः ॥ ८५ ॥

### अन्वयः

(हे) जनाः ! जन–मार–चयां भोग–राजीं अतीत्य यः रैवत–आख्य–गिरि–मूर्ध्नि तपांसि चकार, यः विगत–आन्तर–अरिः 'राजीमती'–त्यजनं आरचयांचकार, (तं) 'नेमिं' नमत ।

### શબ્દાર્થ

रैवत=રૈવત, ઉજ્જયંત, ગિરિનાર (પર્વત).
आख्या=નામ.
गिरि=ગિરિ, પર્વત, પહાડ.
मूर्धन्=મસ્તક.
रैवताख्यगिरिमूर्ध्नि=રૈવત નામના પર્વતના મસ્તક (શિખર) ઉપર.
तपांसि (मू० तपस्)=તપશ્ચર્યાઓ.
भोग=વિષય.
राजी=શ્રેણિ.
भोगराजीं=વિષય-શ્રેણિને.
अतीत्य (धा० इ)=ત્યજી દઇને.
जनमारचयां=મનુષ્યોના મદનની વૃદ્ધિ છે જેને વિષે એવી.
नेमिं (मू० नेमि)=નેમિ(નાથ)ને, અરિષ્ટ-નેમિને.
जनाः! (मू० जन)=હે લોકો!
आन्तर=આભ્યન્તર, આન્તરિક.
विगतान्तरारिः=નષ્ટ પામ્યા છે આભ્યન્તર શત્રુઓ જેના એવા.
राजीमती=રાજીમતી, ઉગ્રસેન રાજાની પુત્રી.
त्यजन=ત્યાગ.
राजीमतीत्यजनं=રાજીમતીના ત્યાગને.
आरचयाञ्चकार (धा० रच्)=રચના કરી.

## શ્લોકાર્થ

**શ્રીનેમિનાથને પ્રણામ—**

" મનુષ્યોના મદનની પુષ્ટિ કરનારી એવી વિષય–શ્રેણિનો ત્યાગ કરીને જેણે ગિરિનાર નામના ગિરના શિખર ઉપર તપશ્ચર્યાઓ કરી તેમજ જેના આભ્યન્તર શત્રુઓ નાશ થયા છે એવા જેણે રાજીમતીના ત્યાગની રચના કરી ( અર્થાત્ તેનો ત્યાગ કર્યો ), તે નેમિ(નાથ)ને હે મનુષ્યો ! તમે વન્દન કરો. "—૮૫

## સ્પષ્ટીકરણ

**ગિરિનાર ગિરિ—**

આ પર્વત કાઠિયાવાડમાં આવેલો છે. એની સાથે આ બાવીસમા તીર્થંકર **નેમિનાથને** ગાઢ સંબંધ છે, કેમકે આ પર્વતના શિખર ઉપર તો તેમનાં ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ એ પાંચ કલ્યાણકોમાંનાં છેવટનાં ત્રણ કલ્યાણકો થયાં છે. આ વાતનું નીચેની ગાથા સમર્થન કરે છે.

" [1]उज्जिंतसेलसिहरे, दिक्खा नाणं निसीहिआ जस्स ।
तं धम्मचक्कवट्टीं, अरिट्ठनेमिं नमंसामि ॥ "

—સિદ્ધાણં બુદ્ધાણં ( સિદ્ધસ્તવ સૂત્ર ), ગા૦ ૪.

અર્થાત્—ઉજ્જયંત ( ગિરિનાર ) પર્વતના શિખર ઉપર દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ જેનાં થયાં છે, તે ધર્મચક્રવર્તી ( શ્રી )અરિષ્ટનેમિને હું નમન કરૂં છું.

આ પર્વતનું વિશિષ્ટ વર્ણન **ભક્તામરસ્મરસ્યારૂપ કાવ્ય–સંગ્રહના** પ્રથમ વિભાગના પરિશિષ્ટમાંથી મળી શકશે.

**તપશ્ચર્યા—**

તીર્થંકરો કે જેઓ તેજ ભવમાં જરૂરજ મોક્ષે જનાર છે, તેઓ પણ તપશ્ચર્યા કરે છે, એ ધ્યાનમાં લેવા જેવી હકીકત છે. એ કહેવું અસ્થાને નહિ ગણાય કે [2]વિંશતિ–સ્થાનક તપની આરાધના કરીને તો તીર્થંકરો તીર્થંકર–નામ–કર્મ બાંધે છે અને ખુદ દીક્ષા લેતી વખતે પણ પ્રાય: સર્વે તીર્થંકરો કંઇને કંઈ તપશ્ચર્યા કરે છેજ. વિશેષમાં **શ્રીગૌતમ બુદ્ધને** તપશ્ચર્યાના સંબંધમાં

---

૧ છાયા—

उज्जयन्तशैलशिखरे दीक्षा ज्ञानं नैषेधिकी यस्य ।
तं धर्मचक्रवर्तिनमरिष्टनेमिं नमस्यामि ॥

૨ આ તપનું સ્વરૂપ ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર ( ૫૦ ૧, સ૦ ૧, શ્લો૦ ૮૮૩–૯૦૨ ) ઉપરથી જોઇ શકાય તેમ છે.

જેવો કડવો અનુભવ થયો હતો, તેવો અનુભવ કોઇ પણ તીર્થંકરને થતો નથી. આનું કારણ જૈન શાસ્ત્રમાં તપની જે નીચે મુજબની વ્યાખ્યા કરવામાં આવી છે, તે તરફ દૃષ્ટિપાત કરવાથી સમજી શકાશે.

"[1]सो हु तवो कायव्वो, जेण मणोऽमंगुलं न चिंतेइ ।
जेण न इंदियहाणी, जेण य जोगा न हायंति ॥"

અર્થાત્ જે તપશ્ચર્યા કરવાથી ચિત્ત અશુભ વિચાર ન કરે, ઇન્દ્રિયની હાનિ ન થાય તેમજ (કાયિક, વાચિક અને માનસિક) વ્યાપારોને ખલેલ ન પહોંચે, તેજ તપશ્ચર્યા કરવી.

**વિષય-વિચાર—**

મૂળ શ્લોકમાં 'भोगराजीं' અને શ્લોકાર્થમાં 'વિષય-શ્રેણિ' વિષે ઉલ્લેખ છે, તો વિષય એટલે શું અને કઇ ઇન્દ્રિયના કેટલા વિષયો છે તેમજ તેનું સેવન કરવાથી શા શા ગેરલાભો થયા છે તેનું દિગ્-દર્શન કરી લઇએ.

એ તો જાણીતી વાત છે કે એકંદર રીતે ઇન્દ્રિયો પાંચ છે—(૧) સ્પર્શનેન્દ્રિય (ચામડી), (૨) રસનેન્દ્રિય (જીભ), (૩) ઘ્રાણેન્દ્રિય (નાક), (૪) નેત્રેન્દ્રિય (આંખ) અને (૫) કર્ણેન્દ્રિય (કાન). સામાન્યતઃ ઇન્દ્રિયોના વ્યાપારને અને વિશેષતઃ તેના અનિષ્ટ હાનિકારક વ્યાપારોને 'વિષય' કહેવામાં આવે છે. તેમાં સ્પર્શનેન્દ્રિયના (૧) શીત (ઠંડો), (૨) ઉષ્ણ (ગરમ), (૩) લઘુ (હલકો), (૪) ગુરૂ (ભારે), (૫) સ્નિગ્ધ (ચીકણો), (૬) રૂક્ષ (લુખો), (૭) સુકોમલ (લીસો) અને (૮) કઠોર (ખડબચડો) એમ આઠ વિષયો છે. એવી રીતે રસનેન્દ્રિયના મધુર (મીઠો), આમ્લ (ખાટો), તિક્ત (કડવો), કટુ (તીખો) અને કષાય (તુરો) એમ પાંચ વિષયો છે. ઘ્રાણેન્દ્રિયના તો સુગન્ધ અને દુર્ગન્ધ એમ બે વિષયો છે. નેત્રેન્દ્રિયના શ્વેત (સફેદ), નીલ (કાળો), હરિત (લીલો), પીત (પીળો) અને રક્ત (રાતો) એમ પાંચ વિષયો છે, જ્યારે શ્રવણેન્દ્રિયના શબ્દ, અપશબ્દ અને મિશ્ર-શબ્દ એમ ત્રણ વિષયો છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ઇન્દ્રિયોના એકંદર રીતે ૨૩ વિષયો છે. આથી ભોગરાજી યાને વિષય-શ્રેણિ એવો શબ્દ-પ્રયોગ સયુક્તિક છે એમ જોઈ શકાય છે.

**વિષય-વિડંબના—**

સ્પર્શનેન્દ્રિયને વશ થયેલો પ્રાણી કેવી વિડંબના ભોગવે છે, તે સંબંધમાં હાથીનું દૃષ્ટાન્ત વિચારવા જેવું છે. સ્વતંત્ર ફરનારો, પર્વતોમાં નિવાસ કરનારો, વનમાં સુકોમલ વૃક્ષોનાં સુંદર પત્રોનો આહાર કરનારો એવો હાથી સ્પર્શનેન્દ્રિયના વિષયને વશ થવાથી તેને પકડવાને સારૂ તૈયાર કરેલા ખાડાના ઉપર કૃત્રિમ હસ્તિનીની આકૃતિ દેખીને ખાડામાં પટકાઈ મરે છે. અરે, તેને પકડનારા તરફથી પાછળથી પણ તેને કેવી અસહ્ય વેદના ભોગવવી પડે છે તેનું આ લેખન કરવા આ લેખિની અસમર્થ છે. આ તો હાથીની દુર્દશાનો વિચાર કર્યો.

---

૧ છાયા—

तदेव तपः कर्तव्यं येन मनोऽशोभनं न चिन्तयति ।
येन नेन्द्रियहानिर्येन च योगा न हीयन्ते ॥

એવીજ રીતે કૂતરાનો પણ વિચાર થઈ શકે તેમ છે. તેમાં એ તો પ્રસિદ્ધ હકીકત છે કે ફક્ત એક મહિનાને સારૂ સ્પર્શનેન્દ્રિયનો ગુલામ બનેલો કૂતરો અનેક વિડંબનાનો અનુભવ કરે છે, તો પછી બારે માસને માટે આ ઇન્દ્રિયના પક્કા ગુલામ બનેલા મનુષ્યોને સારૂ તો કહેવુંજ શું? મહાત્મા **તુલસીદાસે** જે એમ કહ્યું છે કે—

**"कार्तिक मासके कूतरे, तजे अन्न ओर पास।**
**तुलसी वहां की क्या गति, जीसके बारे मास॥"**

તે ઠીકજ છે.

રસનેન્દ્રિયના વિષયમાં લંપટ બનેલો જીવ કેવી અધમ સ્થિતિએ પહોંચે છે, તે સંબંધમાં ગહન તેમજ નિર્મળ જળમાં નિવાસ કરનારા પરંતુ માછીમારોને હાથે આટાની ગોળીઓ કે એવા ખાદ્ય પદાર્થને ખાવાની લાલચથી ફસાઇ જતાં મત્સ્યની કેવી 'કમ્બક્તી' થાય છે, તેનો ખ્યાલ આપવાની કંઈ જરૂર રહેતી નથી.

ઘ્રાણેન્દ્રિયના વિષયમાં આસક્ત બનેલો ભ્રમર તદ્વિષયમાં લીન બનેલા પ્રાણીની દુર્દશાનો ચિતાર આપવા પૂરતો છે. તેવીજ રીતે નેત્રેન્દ્રિયના વિષય પરત્વે પતંગિયાનું અને કર્ણેન્દ્રિયના વિષય સંબંધમાં મૃગનું દૃષ્ટાન્ત વિચારી લેવું.

ગમે તે એકજ ઇન્દ્રિયના વિષયરૂપી કેદખાનામાં સપડાયેલા જીવને પણ જ્યારે આ પ્રમાણે અનેક કષ્ટો વેઠવાં પડે છે, તો પછી જે પાંચે ઇન્દ્રિયોના 'યેરોડા' જેલ કરતાં પણ વધારે ત્રાસ-જનક બંદીખાનામાં રહેલા જીવને સારૂ તો કહેવુંજ શું?

આ ઉપર્યુક્ત હકીકતનો સમસ્ત સાર **ચિદાનંદ**જીકૃત વિષય-વાસના-ત્યાગ એ નામના પદમાં સુંદર રીતે સમાયેલો હોવાથી તે પદની થોડી ઘણી કડીઓનું અત્ર ટાંચણ કરવું અસ્થાને નહિ ગણાય. તે મનોરંજક-ચિત્તાકર્ષક કડીઓ નીચે મુજબ છેઃ—

"મન્મથ વશ માતંગ જગતમેં, બહુત બહુત દુઃખ પાવે રે,
રસના લુબ્ધ હોય [1]જખ મૂરખ, જાલ પડ્યો પિછતાવે રે,
વિષયવાસના ત્યાગો ચેતન, સાચે મારગ લાગો રે—આંકણી૦
ઘ્રાણ-સુવાસ કાજ સુન ભમરા, સંપુટ માંહે બંધાવે રે,
તે સરોજ સંપુટ સંયુત પુન [2]કરટીકે મુખ જાવે રે—વિષય૦
રૂપ મનોહર દેખ પતંગા, પડત દીપમાં જાઈ રે,
દેખો યાકું દુખ કારનમેં, નયન ભયે હૈ સહાઈ રે—વિષય૦
શ્રોત્રેન્દ્રિય આસક્ત [3]મિરગલા, છિનમેં શીશ કટાવે રે,
એક એક આસક્ત જીવ એમ, નાના વિધ દુઃખ પાવે રે—વિષય૦
પંચ પ્રબલ વર્તે નિત્ય જાકું, તાકું કહો કયા કહીયે રે,
**ચિદાનંદ** એ વચન સુણીને, નિજ સ્વભાવમેં રહીયે રે—વિષય૦"

---

૧ માછલું. ૨ હાથી. ૩ મૃગ, હરણ.

એ તો ઘણાએ જાણે છે કે ઇન્દ્રિયોની લોલુપતા તે અધઃપતનનું મુખ્ય કારણ છે અને તેના ઉપર વિજય મેળવતાં સર્વ સુખ આવી મળે છે; પરંતુ તથાવિધ આચરણ કરનારા બહુજ થોડા છે.

આ સંબંધમાં શૃંગારરસમાં એક વખત પૂરેપૂરા રંગાયેલા અને ત્યાર બાદ વિષયરસ તે વિષ-રસ છે એવી સચોટ વૈરાગ્ય-ભાવનાથી ભાવિત અંતઃકરણવાળા બનેલા મહર્ષિ ભર્તૃહરિ પણ શું કહે છે? એજ કે—

" अजानन् दाहात्म्यं पततु शलभस्तीव्रदहने
स मीनोऽप्यज्ञानाद् बडिशयुतमश्नातु पिशितम् ।
विजानन्तोऽप्येते वयमिह विपज्जालजटिलान्
न मुञ्चामः कामानहह ! गहनो मोहमहिमा ॥"

—વૈરાગ્યશતક, શ્લો૦ ૧૮

અર્થાત્—દાહ ( બળતરા )ના સ્વભાવને નહિ જાણનારો પતંગીઓ તીવ્ર અગ્નિમાં પડે અને તે માંછલું પણ અજ્ઞાનને લીધે [1]બડિશ સાથે જોડાયેલા માંસને ખાવા જાય ( એ બનવા જોગ છે), પરંતુ કામવાસનાઓ ( વિષયો ) વિપત્તિની જાળથી વીંટલાયેલી છે, એમ વિશેષતઃ જાણવા છતાં આ અમે તેને છોડતા નથી. અહા, મોહનો મહિમા કેવો ગહન છે!

આ સંબંધમાં શાસ્ત્રકારો પણ કથે છે કે—

" [2]सु च्चिय सूरो सो चेव पंडिओ तं पसंसिमो निच्चं ।
इंदियचोरेहिं सया न लुंटिअं जस्स चरणधणं ॥ "

અર્થાત્ સાચો શૂરવીર તો તેજ છે કે જે કામિનીના કટાક્ષરૂપી બાણોથી વીંધાતો નથી; ખરેખરો પંડિત તો તેજ છે કે જે સ્ત્રીઓનાં ગહન ચરિત્રોથી ખંડિત થતો નથી; અને વસ્તુતઃ પ્રશંસાપાત્ર તો તેજ છે કે જે સંસારમાં રહીને પણ ઇન્દ્રિયોની વિષયજાળમાં સપડાતો નથી એટલુંજ નહિ, પરંતુ ઇન્દ્રિયરૂપી પ્રસિદ્ધ લુંટારાઓથી પોતાના ચારિત્ર-રત્નને જરા પણ આંચ આવવા દેતો નથી.[3]

આપણામાં તેમજ મહાત્મામાં કંઈ સામાન્યતઃ ફેર નથી, પરંતુ જે છે તે એજ છે કે તેઓ વસ્તુને વસ્તુસ્વરૂપે ઓળખ્યા બાદ પોતાનું વર્તન પણ તદનુકૂળ બનાવે છે જ્યારે આપણે તો—

" કહેવું છે કાંઇ અને કરવું છે કાંઇ, એમ ભવ-જલ તરવો છે ભાઈ."

અન્ય શબ્દોમાં કહીએ તો " ज्ञानस्य फलं विरतिः " એ મુદ્રાલેખને મહાત્માઓજ ચરિતાર્થ કરી બતાવે છે.

---

૧ ' बडिशं मत्स्यवेधनम् ' इत्यमरः; માછલાને પકડવાનું યંત્ર.

૨ સંસ્કૃત છાયા—

" स एव शूरः स एव पण्डितः तं प्रशंसामो नित्यम् ।
इन्द्रियचौरैः सदा न लुण्टितं यस्य चरणधनम् ॥

૩ વિચારો શ્રીસ્થૂલિભદ્રનું ચરિત્ર.

**રાજીમતીનો સકારણ ત્યાગ—**

જ્યારે **સૂરદાસ ઉર્ફે બિલ્વમંગલના** વર્તનથી પ્રતિબોધ પામેલી **ચિંતામણિ** જેવી **વેશ્યા** પણ પોતાની માતાને—

"વિષયવાત મમ માત તજીને કૃષ્ણભજન તું કરવા દે"

—એમ કહેવાને તૈયાર થાય છે એટલુંજ નહિ, પણ પોતે વિષય-વાસનાને જલાંજલિ આપે છે અને સૂરદાસને પણ તેમ કરવા એવો પ્રોત્સાહિત કરે છે કે જેથી તે પણ સંસારથી વિરક્ત બને છે તો પછી **નેમિનાથ** જેવા વિદ્વદ્રત્ન વિષય-શ્રેણિનો અને તેની સાક્ષાત્કાર મૂર્તિ **રાજીમતીનો** ત્યાગ કરે તો તેમાં શી નવાઈ ?

**નેમિનાથ-ચરિત્ર—**

**નેમિનાથ-ચરિત્ર** પ્રાકૃત તેમજ સંસ્કૃત ભાષામાં રચાયેલાં છે. તેમાં **મલધારી શ્રીહેમચન્દ્રે** ૫૧૦૦ શ્લોકપ્રમાણક, **શ્રીરત્નપ્રભે** ૧૨૬૦૦ શ્લોકપ્રમાણક અને **શ્રીહરિભદ્રે** ૮૦૩૨ શ્લોકપ્રમાણક પ્રાકૃત ભાષામાં રચેલ ચરિત્રો મુખ્ય છે. વળી સંસ્કૃત ભાષામાં ચરિત્ર લખનારા તરીકે **ઉદયપ્રભ, ગુણવિજય** અને **વિક્રમ**નાં નામો મોજુદ છે. આ ઉપરાંત **તિલકાચાર્યે** ૩૫૦૦ શ્લોક પ્રમાણનું ચરિત્ર લખ્યાનું કહેવામાં આવે છે. નેમિનાથ-ચરિત્ર ગદ્યમાં **અમૃતલાલ** પંડિત ( પાલીતાણા ) તરફથી પ્રસિદ્ધ થયેલું છે, જ્યારે નેમિ-નિર્વાણ કાવ્ય 'શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલા' તરફથી પ્રસિદ્ધ થયેલું છે.

* * * * *

**जिनाधिपानां स्तुतिः—**

यज्ज्ञानसारमुकुरे प्रतिबिम्बमीयु—
भीवालयो गणनया रहिता निशाते ।
मेधाविनां स भगवन् ! परमेष्ठिनां श्री—
भावालयो गण ! नयाऽऽरहितानि शाते ॥ ८६ ॥

—वसन्त०

## विवरणम्

हे परमेष्ठिनां गण !—जिनसङ्घ ! स त्वं मेधाविनां—विदुषां आरहितानि—वैरिवृन्दप्रियाणि नय—प्रापय । क्व ? शाते—क्षये । हे भगवन् !—ज्ञानवन् ! । त्वं किं० ? श्रियां—रमाणां भावः—सत्ता तस्य आलयो—मन्दिरम् । स कः ? यज्ज्ञानसारं—यत्केवलज्ञानं तदेव मुकुरः—आदर्शः तत्र भावालयः—पदार्थश्रेणयः प्रतिबिम्बं ईयुः—प्रतिभासन्ते स्म । भावालयः किं० ? गणनया रहिताः—सङ्ख्यातीताः । मुकुरे किं० ? निशाते—उत्तेजिते ॥ ८६ ॥

## अन्वयः

निशाते यद्-ज्ञान-सार-मुकुरे गणनया रहिताः भाव-आलयः प्रति-बिम्बं ईयुः, स श्री-भाव-आलयः (त्वं) भगवन् ! परमेष्ठिनां गण ! मेधाविनां आर-हितानि शाते नय ।

## શબ્દાર્થ

मुकुर=દર્પણ, આદર્શ.
यज्ज्ञानसारमुकुरे=જેના ઉત્તમ જ્ઞાનરૂપી દર્પણમાં.
प्रतिबिम्बं ( मू० प्रतिबिम्ब )=પ્રતિબિંબને.
ईयुः ( धा० इ )=પ્રાપ્ત થઈ.
भावालयः=પદાર્થોની શ્રેણિઓ.
गणनया ( मू० गणना )=ગણત્રીથી.
रहिताः ( मू० रहिता )=રહિત.
निशाते ( मू० निशात )=સતેજ કરેલ.
मेधाविनां ( मू० मेधाविन् )=બુદ્ધિશાળીઓના.
भगवन् ! ( मू० भगवत् )=હે જ્ઞાની !
परमेष्ठिनां ( मू० परमेष्ठिन् )=પરમેષ્ઠીઓના.
श्री=લક્ષ્મી.
भाव=સત્તા.
श्रीभावालयः=લક્ષ્મીની સત્તાના મંદિર (રૂપ).
गण ! ( मू० गण )=હે સમૂહ !
आरहितानि=શત્રુ-સમુદાયને પ્રિય.
शाते ( मू० शात )=ક્ષયને વિષે.

## શ્લોકાર્થ

### જિનેશ્વરોની સ્તુતિ—

"જેના ઉત્તમ જ્ઞાન ( અર્થાત્ કેવલજ્ઞાન )રૂપી સતેજ કરેલા દર્પણમાં ગણનાથી રહિત ( અર્થાત્ ગણી ન શકાય તેટલી ) પદાર્થોની પંક્તિઓનું પ્રતિબિમ્બ પડ્યું, તે લક્ષ્મીની સત્તાના મંદિરરૂપ તું, હે જ્ઞાનવાન્, હે પરમેષ્ઠીઓના સમુદાય ! બુદ્ધિશાળીઓના શત્રુ-સમુદાયને પ્રિય ( એવી વસ્તુ )નો વિનાશ કર. "—૮૯

## સ્પષ્ટીકરણ

### જ્ઞાન-વિચાર—

'જ્ઞાનસાર' યાને 'ઉત્તમ જ્ઞાન' તો કેવલજ્ઞાનજ છે. જોકે જૈનશાસ્ત્ર પ્રમાણે જ્ઞાનના (૧) મતિ-જ્ઞાન, (૨) શ્રુત-જ્ઞાન, (૩) અવધિ-જ્ઞાન, (૪) મનઃપર્યય-જ્ઞાન અને (૫) કેવલ-જ્ઞાન એમ પાડવામાં આવેલા પાંચ પ્રકારો પૈકી કેવલજ્ઞાનના સંબંધમાં માન્યતાઓ જૂદી જૂદી છે ( અર્થાત્ કેટલાકનું એમ કહેવું છે કે કેવલજ્ઞાનરૂપી સૂર્યનો ઉદય થતાં બાકીનાં બીજાં જ્ઞાનોનો પ્રકાશ ઝાંખો થઈ જાય છે એટલે કે એકી વખતે પાંચ જ્ઞાનોનો સદ્ભાવ હોય શકે છે, જ્યારે કેટલાકનું એમ માનવું છે કે કેવલજ્ઞાન પ્રાપ્ત થતાં બાકીનાં ચાર જ્ઞાનો નષ્ટ થઈ જાય છે ), તોપણ એ બાબત તો નિર્વિવાદ છે કે સર્વોત્કૃષ્ટ જ્ઞાન તો સર્વજ્ઞતા-કેવલજ્ઞાનજ છે.

આ કેવલજ્ઞાન સંબંધી વિશેષ માહિતી **વિશેષાવશ્યક**ની ૮૩ અને ત્યાર પછીની ગાથાઓ-માંથી મળી શકશે. પાંચે જ્ઞાનના સ્વરૂપ વિષે વધુ વિવેચન પણ એ ગ્રન્થમાંથી મળી શકે તેમ છે.

**પરમેષ્ઠી—**

જૈન શાસ્ત્રમાં અરિહંત (તીર્થંકર), સિદ્ધ (મુક્ત), આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચેનો 'પરમેષ્ઠી' શબ્દથી વ્યવહાર કરવામાં આવે છે. 'પરમેષ્ઠી' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ એ છે કે—

"परमे पदे तिष्ठतीति परमेष्ठी"

અર્થાત્ જે ઉત્કૃષ્ટ પદ ઉપર હોય, તે 'પરમેષ્ઠી' છે. ઉપર્યુક્ત વ્યક્તિઓમાં અરિહંત પ્રથમ સ્થાન ભોગવે છે, જોકે કર્મ-ક્ષયની અપેક્ષાએ તો તે સિદ્ધથી ઉતરતા છે. તીર્થ-પ્રવર્તન દ્વારા જે ઉપકાર અરિહંત કરી શકે છે તે સિદ્ધિને પ્રાપ્ત થયેલા જીવો કરતા નથી, તેથી તેમજ સિદ્ધના જીવ વિષેનું જ્ઞાન પણ તેમના દ્વારા થતું હોવાથી અરિહંતને અત્ર પ્રથમ સ્થાન આપ્યું છે.

*　　*　　*　　*　　*

**सिद्धान्तस्य शोभा—**

निर्मापयन्त्यखिलदेहजुषां निषेधं
सारा विभाति समतापर ! मारणस्य ।
सिद्धान्त ! सिद्धरचितस्य तवोग्रतत्त्व-
सारा विभाऽतिसमतापरमारणस्य ॥ ८७ ॥

—वसन्त०

## विवरणम्

हे सिद्धान्त ! तव विभा—श्रीः विभाति—राजते । विभा किं कुर्वन्ती ? निर्मापयन्ती—जनयन्ती । कं ? मारणस्य—हिंसायाः निषेधं—प्रतिषेधम् । मारणं केषां ? अखिलदेहजुषां—सर्वाङ्गिणाम् । विभा किं० ? सारा—प्रधाना । समतया—साम्येन परः—प्रधानः तत्सं० । तव किं० ? सिद्धैः—जिनैः रचितस्य—गुम्फितस्य । विभा किं० ? उग्रम्—उत्कटं तत्त्वमेव सारो—बलं यस्याः सा । तव किं० ? अतिक्रान्ते समा—समस्ता तापस्य—सन्तापस्य रमा—लक्ष्मी रणं च—युद्धं येन तस्य ॥ ८७ ॥

## अन्वयः

(हे) समता-पर ! सिद्धान्त ! सिद्ध-रचितस्य अति-सम-ताप-रमा-रणस्य तव उग्र-तत्त्व-सारा सारा अखिल-देह-जुषां मारणस्य निषेधं निर्मापयन्ती विभा विभाति ।

## શબ્દાર્થ

निर्मापयन्ती=નિર્મિત કરનારી.
अखिल=સમસ્ત.
देहजुष्=પ્રાણી.
अखिलदेहजुषां=સમસ્ત પ્રાણીઓની.
निषेधं ( मू० निषेध )=પ્રતિષેધને, મનાઇને.
सारा ( मू० सार )=પ્રધાન, ઉત્તમ.
विभाति ( धा० भा )=શોભે છે.
समता=સમભાવ, માધ્યસ્થ્ય.
समतापर !=સમભાવે કરીને ઉત્તમ !
मारणस्य ( मू० मारण )=હિંસાનો.
सिद्ध=[1]જ્ઞાન-સિદ્ધ, જિન.
रचित ( धा० रच् )=રચેલ.
सिद्धरचितस्य=જિનેશ્વરોએ રચેલ.
उग्र=ઉત્કટ, પ્રખર.
उग्रतत्त्वसारा=ઉત્કટ તત્ત્વ છે બળ જેનું એવી.
विभा=લક્ષ્મી.
अति=ઉલ્લંઘનાર્થક અવ્યય.
रमा=લક્ષ્મી.
अतिसमतापरमारणस्य=ઉલ્લંઘન કર્યું છે સમસ્ત સંતાપની લક્ષ્મીનું તેમજ યુદ્ધનું જેણે એવા.

## શ્લોકાર્થ

**સિદ્ધાન્તની શોભા—**

"હે સમભાવે કરીને ઉત્તમ ! હે ( જૈન ) સિદ્ધાન્ત ! જિનેશ્વરોએ રચેલા તેમજ જેથી સમસ્ત સંતાપની સંપત્તિનું તેમજ સંગ્રામનું ઉલ્લંઘન થયું છે એવા ( અર્થાત્ સંતાપ અને સંગ્રામના વિનાશક એવા ) તારી ઉત્કટ તત્ત્વરૂપી બળવાળી, પ્રધાન તેમજ સમસ્ત જીવોની હિંસાનો નિષેધ કરનારી લક્ષ્મી શોભે છે."—૮૭

## સ્પષ્ટીકરણ

**સમતા-વિચાર—**

જે સિદ્ધાન્તના પ્રરૂપક [2]વીતરાગ હોય તેજ સિદ્ધાન્તરૂપી મહેલમાં 'સમતા' દેવી હિંચોળા ખાતી જોઈ શકાય. સમતારૂપી સદ્દગુણી સુંદરીના સ્વામી બનવું એ તો પૂરાં પુણ્ય કર્યાં હોય

---

૧ 'સિદ્ધ' શબ્દનો આ અર્થ અનુયોગદ્વારમાં વ્યાવહારિક પરમાણુના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડનારી ગાથામાં પણ કર્યો છે.

૨ વીતરાગ કોણ છે તે સંબંધમાં નીચેનો શ્લોક મનન કરવા જેવો છે.

"प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं
वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यम् ।
करयुगमपि यत् ते शस्त्रसम्बन्धवन्ध्यं
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥ "—માલિની

તોજ બને અને તે પણ મમતારૂપી ડાકણને દેશવટો આપ્યા બાદજ બની શકાય. સંપત્તિમાં તેમજ વિપત્તિમાં, નિન્દા થતી હોય કે સ્તુતિ થતી હોય, ત્યારે પણ સમભાવમાં વર્તવું એ તો પુણ્યાત્માની બલિહારી છે. વિશેષમાં એવા પુણ્યાત્મા [1]વિરલા છે. કનક અને ઉપલ (પત્થર), રાજા અને રંક, શત્રુ અને મિત્ર એ બધા ઉપર સમદૃષ્ટિ રાખવી એનુંજ નામ પુરૂષાર્થ છે અને એથી શોભાયમાન એવા પવિત્ર પુણ્યશાળી પુરૂષોએ પ્રકાશેલ પ્રવચનજ પ્રમાણભૂત છે.

* * * * *

अम्बिकादेव्याः स्तुतिः—

प्राप्ता प्रकाशमसमद्युतिभिर्निरस्त—
तारविभावसुमतोदमहारिबन्धा ।
भक्ताऽम्बिकाऽमरवशाऽवतु 'नेमि'सार्व—
ताराविभावसुमतो दमहारिबन्धा ॥ ८८ ॥ २२ ॥

—वसन्त०

## विवरणम्

अम्बिकानाम्नी अमरवशा—देवी असुमतः—प्राणिनः अवतु । अम्बिका किं० ? प्राप्ता । कं ? प्रकाशं—तेजः । प्रकाशं किं० ? असमद्युतिभिः—असाधारणप्रभाभिः निरस्तौ—ध्वस्तौ तारा-विभावसू—नक्षत्राग्नी येन तम् । पुनः किं० ? न सन्ति तोदः—पीडा महारयः—शत्रवो बन्धः—कर्मबन्धश्च यस्याः सा । पुनः किं० ? भक्ता—भक्तिमती । क्व ? नेमिसार्वताराविभौ—नेमिजिन-चन्द्रे । पुनः किं० ? दमेन—शमेन हारी—बन्धुरो बन्धो—देहो यस्याः सा ॥ ८८ ॥

## अन्वयः

अ-सम-द्युतिभिः निरस्त-तारा-विभावसुं प्रकाशं प्राप्ता अ-तोद-महत्-अरि-बन्धा 'नेमि'-सार्व-तारा-विभौ भक्ता दम-हारिन्-बन्धा 'अम्बिका' अमर-वशा असुमतः अवतु ।

## શબ્દાર્થ

प्राप्ता ( धा० आप् )=પ્રાપ્ત કરેલ.
प्रकाशं ( मू० प्रकाश )=તેજને.
असमद्युतिभिः=અસાધારણ તેજો વડે.
तारा=નક્ષત્ર.
विभावसु=અગ્નિ.
निरस्तताराविभावसुं=પરાસ્ત કર્યાં છે નક્ષત્રો અને અગ્નિને જેણે એવા.
बन्ध=બન્ધ.

---

[1] સરખાવો—
"सम्पदि यस्य न हर्षो, विपदि विषादो रणे च धीरत्वम् ।
तं भुवनत्रयतिलकं, जनयति जननी सुतं विरलम् ॥"—આર્યા

अतांत्रमहारिबन्धा=અવિદ્યમાન છે પીડા, પ્રબળ શત્રુ અને બન્ધ જેને વિષે એવી.
भक्ता ( મૂ૦ भक्त )=ભક્તિમાં તત્પર.
अम्बिका=અંબિકા ( દેવી ).
अमरयशा=દેવી.
नेमि=નેમિ(નાથ).
सार्व=જિન.
विभु=નાથ.
नेमिसार्वतारा[विभौ]=નેમિ જિન-ચન્દ્રને વિષે.
बन्ध=દેહ, શરીર.
वृमहारिबन्धा=ઉપશમે કરીને મનોહર છે શરીર જેનું એવી.

## શ્લોકાર્થ

**અંબિકા દેવીની સ્તુતિ—**

"જેણે અસાધારણ તેજો વડે નક્ષત્ર તેમજ અગ્નિને પરાસ્ત કર્યાં છે એવા તેજને પ્રાપ્ત કરેલ, વળી જેને વિષે પીડા, પ્રબળ શત્રુ અને ( કર્મ- )બન્ધ અવિદ્યમાન છે એવી, તથા વળી નેમિ ( નામના ) જિન-ચન્દ્રને વિષે ભક્તિ યુક્ત તેમજ ઉપશમે કરીને મનોહર શરીરવાળી એવી અંબિકા દેવી પ્રાણીઓનું રક્ષણ કરો."—૮૮

## સ્પષ્ટીકરણ

**અંબિકા દેવીનું સ્વરૂપ—**

બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથની શાસન-દેવીનું નામ અંબિકા યાને અંબા છે. આ દેવીનો વર્ણ કનકની જેમ પીળો છે. વળી તેને સિંહનું વાહન છે. વિશેષમાં તેને ચાર હાથ છે. તેમાં તેના જમણા બે હાથમાં આમ્રલુમ્બિ ( આંબાની લટકતી ડાળી ) અને પાશ છે, જ્યારે ડાબા બે હાથમાં પુત્ર અને અંકુશ છે. આ વાત આચાર-દિનકર ઉપરથી પણ પ્રાયઃ જોઇ શકાય છે. ત્યાં કહ્યું છે કે—

"सिंहारूढा कनकतनुरुग् वेदबाहुश्च वामे
हस्तद्वन्द्वेऽङ्कुशतनुभुवौ बिभ्रती दक्षिणेऽत्र ।
पाशाम्राली सकलजगतां रक्षणैकार्द्रचित्ता
देव्यम्बा नः प्रदिशतु समस्ताघविध्वंसमाशु ॥"

—પત્રાંક ૧૭૭



## २३ श्रीपार्श्वजिनस्तुतयः

अथ श्रीपार्श्वनाथस्य स्तुतिः—

श्री'पार्श्व'यक्षपतिना परिसेव्यमान-
पार्श्वे भवामितरसादरलाङ्गलाभे ।
इन्दीवरेऽलिरिव रागमना विनीले
'पार्श्वे' भवामि तरसा दरलाङ्गलाभे ॥ ८९ ॥

—वसन्त०

### विवरणम्

पार्श्वे-वामेयदेवे अहं रागमनाः-प्रेममना भवामि तरसा-जवेन । पार्श्वे किं० ? श्रीपार्श्व-नाम्ना यक्षपतिना-यक्षेशेन परिसेव्यमानं पार्श्वं-समीपं यस्य तस्मिन् । पुनः किं० ? भव एव अमितरसा-बृहद्भूः तस्या दरे-विदारणे लाङ्गलाभे-हलनिभे । इव-यथा इन्दीवरे-नीलोत्पले अलिः-भृङ्गो रागमना भवति । पार्श्वे किं० ? विनीले-नीलवर्णे । पुनः किं० ? दरं-भयं लुनातीति दरलं, एतादृशं यदङ्गं-वपुः तस्य लाभो यस्य तस्मिन् ॥ ८९ ॥

### अन्वयः

श्री-'पार्श्व'-यक्ष-पतिना परिसेव्यमान-पार्श्वे भव-अमित-रसा-दर-लाङ्गल-आभे वि-नीले दर-ल-अङ्ग-लाभे 'पार्श्वे' इन्दीवरे अलिः इव राग-मनाः भवामि ।

### શબ્દાર્થ

पार्श्व=પાર્શ્વ ( નામના યક્ષરાજ ).
यक्ष=યક્ષ.
श्रीपार्श्वयक्षपतिना=શ્રીપાર્શ્વ યક્ષરાજ વડે.
परिसेव्यमान ( ધા૦ सेव् )=સેવાતું.
पार्श्व=પાર્શ્વ, શરીરનું પડખું.
परिसेव्यमानपार्श्वे=સેવાયેલ છે પાર્શ્વ જેનું એવા.
दर=વિદારણ.
लाङ्गल=હળ.
भवामितरसादरलाङ्गलाभे=સંસારરૂપ વિશાળ પૃથ્વીનું વિદારણ કરવામાં હળસમાન.
इन्दीवरे ( મૂ૦ इन्दीवर )=કૃષ્ણ કમળને વિષે.
अलिः ( મૂ૦ अलि )=ભ્રમર, ભમરો.
मनस्=ચિત્ત.
रागमनाः=રાગયુક્ત છે ચિત્ત જેનું એવો.
विनीले ( મૂ૦ विनील )=અતિશય નીલ.
पार्श्वे ( મૂ૦ पार्श्व )=પાર્શ્વ( નાથ )ને વિષે.
भवामि ( ધા૦ भू )=હું થાઉં છું.
तरसा=વેગપૂર્વક.
लू=છેદવું.
दरलाङ्गलाभे=ભયને છેદનારા એવા શરીરની પ્રાપ્તિ છે જેને એવા.

## શ્લોકાર્થ

**શ્રીપાર્શ્વનાથની સ્તુતિ—**

"જેનું પાર્શ્વ શ્રીપાર્શ્વ યક્ષરાજ વડે સેવાયેલું છે એવા, તથા (માયાના સ્તંભ-સમાન) સંસારરૂપી વિશાળ ભૂમિનું વિદારણ કરવામાં હળસમાન,[1] તથા વળી અતિશય નીલ(વર્ણી) તેમજ ભયને ભેદનારા એવા શરીરની જેને પ્રાપ્તિ છે એવા (અર્થાત્ જેનું શરીર ભય-ઘાતક છે એવા) પાર્શ્વ(નાથ)ને વિષે, જેમ ભ્રમર કૃષ્ણ કમળને વિષે આસક્ત ચિત્તવાળો બને છે તેમ હું રાગયુક્ત મનવાળો થાઉં છું.—" ૮૯

## સ્પષ્ટીકરણ

**શ્રીપાર્શ્વનાથનાં ચરિત્રો—**

આ ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથનાં ઘણાં ચરિત્રો લખાયેલાં છે. તેમાં પ્રાકૃત ભાષામાં **દેવભદ્રે** ૯૦૦૦ ગાથાનું એક ચરિત્ર લખ્યું છે. આ ઉપરાંત ૨૫૪૮ ગાથાનું એક બીજું પણ પ્રાકૃત ચરિત્ર છે. શ્રીભાવદેવસૂરિએ ૬૪૦૦ શ્લોકપ્રમાણક પાર્શ્વનાથ-ચરિત્ર રચ્યું છે.[2] આ ઉપરાંત **માણિકયચન્દ્રે** ૫૨૭૮ શ્લોકનું એક કાવ્ય રચ્યું છે. **સર્વાનંદે** પણ સંસ્કૃત ભાષામાં એક કાવ્ય રચી શ્રીપાર્શ્વનાથનાં યશોગાન ગાયાં છે. **ઉદયવીરે** ગદ્યાત્મક ચરિત્ર લખ્યું છે. આ તીર્થંકરનાં બીજાં પણ ચરિત્રો લખાયેલાં છે અને તેમાં **વિનયચન્દ્ર, હેમવિજય** અને **પદ્મસુંદર** એ ત્રણનાં નામ પ્રખ્યાત છે. 'જૈન ધર્મ પ્રસારક સભા' તરફથી શ્રીપાર્શ્વનાથ-ચરિત્ર ગદ્યમાં પ્રસિદ્ધ થયેલું છે.

**શ્રીપાર્શ્વયક્ષનું સ્વરૂપ—**

પાર્શ્વ એ ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથના યક્ષનું નામ છે. આ યક્ષને 'વામન'ના નામથી પણ ઓળખવામાં આવે છે. એનું મુખ હાથી જેવું છે તેમજ એનું મસ્તક સર્પની ફેણથી મંડિત છે. વિશેષમાં એને કાચબાનું વાહન છે. વળી આ શ્યામવર્ણી યક્ષને ચાર હાથ છે. એના જમણા બે હાથ બીજપૂરક અને સર્પથી શોભે છે, જ્યારે એના ડાબા બે હાથ નકુલ અને સર્પથી અલંકૃત છે. **આચાર-દિનકર** પ્રમાણે તો એના જમણા હાથમાં માતુલિંગ અને ગદા છે, એ વાતની નીચેનો શ્લોક સાક્ષી પૂરે છે:—

" खर्वः शीर्षफणः शितिः कमठगो दन्त्याननः पार्श्वकः
स्थामोद्भासिचतुर्भुजः सुगदया सन्मातुलिङ्गेन च ।
स्फूर्जद्दक्षिणहस्तकोऽहिनकुलभ्राजिष्णुवामस्फुरत्-
पाणिर्यच्छतु विघ्नकारि भविनां विच्छित्तिमुच्छेकयुक् ॥ "

—પત્રાંક ૧૭૫

---

૧ સરખાવો 'સંસારદાવાનલ'ના પ્રથમ શ્લોકનું તૃતીય ચરણ.

૨ આ પાર્શ્વનાથ-ચરિત્ર ઇ. સ. ૧૯૧૨ માં છપાઇ બહાર પડેલું છે. વિશેષમાં આ કાવ્યને આધારે **પાર્શ્વનાથના** જીવન-ચરિત્રની રૂપરેખા અંગ્રેજી ભાષામાં મી. **બ્લુમફીલ્ડે** (Bloomfield) 'The life and stories of the Jaina saviour Pārçvanātha' નામના પુસ્તકમાં આલેખી છે અને તે ઇ. સ. ૧૯૧૯ માં પ્રસિદ્ધ થયેલું છે.

**जिनपङ्क्तयाः प्रार्थना—**

श्यामासुधाकरसुवर्णवरेन्द्रनील—
राजीवराजिततराङ्गधराऽतिधीरा ।
श्रेयःश्रियं सृजतु वो जिनकुञ्जराणां
राजी वराऽजिततराऽङ्ग धरातिधीरा ॥ ९० ॥

—वसन्त०

## विवरणम्

जिनकुञ्जराणां राजी—जिनेन्द्रमाला वो—युष्माकं श्रेयःश्रियं—शिवलक्ष्मीं सृजतु—दिशतु । राजी किं० ? श्यामा—रात्रिः सुधाकरः—चन्द्रः सुवर्ण—स्वर्ण वरेन्द्रनीलं—कान्तमरकतं राजीवं—कमलं तद्वद् राजिततरं—अतिशोभितं यदङ्गं—तनुः तद्धारका । पुनः किं० ? अतिधियं—अतिशायिबुद्धिं रातीति सा तथा । पुनः किं० ? वरा—सत्तमा । पुनः किं० ? अजिततरा—वैरिभिरजिता । अङ्ग इति सम्बोधने । पुनः किं० ? धरवद्—गिरिवद् अतिधीरा—अतिधैर्यवती ॥ ९० ॥

## अन्वयः

अङ्ग ! श्यामा—सुधाकर—सुवर्ण—वर—इन्द्रनील—राजीव—राजित—तर—अङ्ग—धरा अति—धी—रा वरा अ—जित—तरा धर—अति—धीरा जिन—कुञ्जराणां राजी वः श्रेयस्—श्रियं सृजतु ।

## શબ્દાર્થ

सुवर्ण=સોનું, કાંચન.
इन्द्रनील=મરકત ( મણિ ).
राजीव=કમળ.
राजिततर=અતિશય સુશોભિત.
धरा ( मू० धर )=ધારણ કરનારી.
श्यामासुधाकरसुवर्णवरेन्द्रनीलराजीवराजिततराङ्गधरा=રાત્રિ, ચન્દ્ર, કાંચન, ઉત્તમ મરકત અને કમળના જેવા અતિશય સુશોભિત દેહને ધારણ કરનારી.
अतिधीरा=ઉત્તમ બુદ્ધિને અર્પણ કરનારી.
श्रेयस्=મોક્ષ, નિર્વાણ.
श्रेयःश्रियं=મુક્તિરૂપી લક્ષ્મીને.
सृजतु ( धा० सृज् )=કરો.
कुञ्जर=( ઉત્તર પદમાં ) શ્રેષ્ઠતાસૂચક શબ્દ.
जिनकुञ्जराणां=જિનેશ્વરોની.
वरा ( मू० वर )=ઉત્તમ.
अजिततरा=સર્વથા નહિ જીતાયેલા.
अङ्ग=સંબોધનાર્થક શબ્દ.
धर=પર્વત.
धीर=ધૈર્યયુક્ત.
धरातिधीरा=પર્વતના સમાન અતિશય ધૈર્યવાળી.

## શ્લોકાર્થ

**જિન-પંક્તિને પ્રાર્થના—**

"નિશા, નિશાપતિ, કાંચન, ઉત્તમ મરકત (મણિ) તથા કમળના જેવા અત્યંત સુશોભિત શરીરને ધારણ કરનારી એવી, વળી અત્યુત્તમ બુદ્ધિને અર્પણકારી એવી, તેમજ સર્વોત્તમ, તથા વળી ( બાહ્ય તેમજ આભ્યન્તર શત્રુઓ વડે ) સર્વથા નહિ જીતાયેલી એવી તેમજ વળી પર્વતના જેવા ધૈર્યવાળી એવી જિનેશ્વરોની પંક્તિ હે ( ભવ્ય-જનો ! ) તમને સિદ્ધિરૂપી સંપત્તિ સમર્પો."—૯૦

* * * *

**जिनवाण्याः स्मरणम्—**

या स्तूयते स्म जिनवाग् गहनार्थसार्थै
राज्याऽऽयता मघवतां समया तमोहाम् ।
दूरस्थितां स्मृतिपथं कुरु मुक्तिपुर्या
राज्याय तामघवतां समयातमोहाम् ॥ ९१ ॥

—वसन्त०

## विवरणम्

तां जिनवाचं हे जन ! त्वं स्मृतिपथं कुरु—स्मर । कस्मै ? मुक्तिपुर्याः—सिद्धिनगर्या राज्याय—राज्यार्थम् । तां किं० ? दूरस्थितां—विप्रकृष्टाम् । केषां ? अघवतां—पापिनाम् । पुनः किं० ? समः—सर्वो यातो—नष्टो मोहो—मौढ्यं यस्यास्ताम् । पुनः किं० ? तमोहां—पापहन्त्रीम् । तां कां ? या जिनवाग् मघवतां राज्या—सुरेन्द्रश्रेण्या स्तूयते स्म—स्तुतिगोचरीक्रियते स्म । या किं० ? आयता—विशाला । कैः ? गहनैः—गम्भीरैः अर्थसार्थैः—अर्थसमूहैः । राज्या किं० ? समया—समस्तया ॥ ९१ ॥

### अन्वयः

या गहन-अर्थ-सार्थैः आयता जिन-वाग् मघवतां समया राज्या स्तूयते स्म, तां तमस्-हां अघवतां दूर-स्थितां सम-यात-मोहां (जिन-वाचं) मुक्ति-पुर्याः राज्याय स्मृति-पथं कुरु ।

## શબ્દાર્થ

स्तूयते स्म ( ધા૦ स्तु )=સ્તુતિ કરવામાં આવી.
जिनवाग्=જિનની વાણી.
गहन=ગંભીર.
अर्थ=અર્થ.
सार्थ=સમૂહ.
गहनार्थसार्थैः=ગંભીર અર્થોના સમૂહો વડે.
राज्या ( મૂ૦ राजि અથવા राजी )=શ્રેણિ વડે.
आयता ( મૂ૦ आयत )=વિશાળ.
मघवतां ( મૂ૦ मघवत् )=સુરેન્દ્રોની.
समया ( મૂ૦ सम )=સમસ્ત.
तमोहां=પાપનો નાશ કરનારી.
दूर=દૂર.
स्थित ( ધા૦ स्था )=રહેલ.
दूरस्थितां=દૂર રહેલી.
स्मृति=સ્મરણ.
पथ=માર્ગ.
स्मृतिपथं=સ્મરણ-માર્ગને.
कुरु ( ધા૦ कृ )=કર.
मुक्तिपुर्याः=નિર્વાણ-નગરીના.
राज्याय ( મૂ૦ राज्य )=રાજ્યને માટે.
अघवतां ( મૂ૦ अघवत् )=પાપીઓથી.
समयातमोहां=નષ્ટ થયો છે સંપૂર્ણ મોહ જેથી એવી.

## શ્લોકાર્થ

**જિન-વાણીનું સ્મરણ—**

" ગંભીર અર્થોના સમૂહો વડે વિસ્તીર્ણ એવી જે જિન-વાણીની સમસ્ત સુરેન્દ્રોની શ્રેણિએ સ્તુતિ કરી, તે પાપનો નાશ કરનારી [ અથવા અજ્ઞાનનો અંત આણનારી ] તથા પાપીઓનાથી દૂર રહેલી [ અર્થાત્ દુષ્ટ જનોને અગમ્ય ] એવી ( જિન-વાણી )ને ( હે ભવ્ય-જન ) તું નિર્વાણ-નગરીના રાજ્ય માટે સ્મરણ-માર્ગમાં લાવ ( અર્થાત્ તેનું સ્મરણ કર ). "—૯૧

* * * * *

**पद्मावतीदेव्याः स्तुतिः—**

छायेव पूरुषमसेवत 'पार्श्व'पाद—
　पद्मावतीहितरसाजवनोपमाना ।
सा मे रजांसि हरतादिव गन्धवाहः
　'पद्मावती' हि तरसा जवनोऽपमाना ॥ ९२ ॥ २३ ॥

—वसन्त०

## विवरणम्

सा पद्मावती देवी मे रजांसि—पापानि हरतात्—हरतु । हि—निश्चितम् । तरसा—वेगेन । इव—यथा गन्धवाहः—पवनो रजांसि—धूलीः हरति । गन्धवाहः किं० ? जवनो—वेगवान् । सा किं० ? अपगतो मानो—दर्पो यस्याः सा । सा का ? या पद्मावती पार्श्वपादपद्मौ—पार्श्वाङ्घ्रिकमले

असेवत–भजति स्म। इव–यथा छाया–शरीरच्छाया पूरुषं सेवते। या किं०? अतीहितं–अतिवाञ्छितं तदेव रसाजः–शाखी तत्र वनस्य–नीरस्य उपमानं–उपमा यस्याः सा ॥ ९२ ॥

## अन्वयः

( या ) अति–ईहित–रसाज–वन–उपमाना 'पार्श्व'–पाद–पद्मौ छाया पूरुषं इव असेवत, सा अप–माना 'पद्मावती' मे रजांसि जवनः गन्धवाहः ( रजांसि ) इव तरसा हि हरतात्।

## શબ્દાર્થ

छाया=પડછાયો.
पूरुषं ( મૂ० पूरुष )=મનુષ્યને.
असेवत ( ધા० सेव् )=સેવતી હવી.
पार्श्व=પાર્શ્વ ( નાથ ).
पार्श्वपादपद्मौ=પાર્શ્વ ( નાથ )નાં ચરણુકમલોને.
वन=જળ.
अतीहितरसाजवनोपमाना=અતિશય વાંછિતરૂપી વૃક્ષ પ્રતિ જળની ઉપમા ( ઘટે ) છે જેને એવી.
रजांसि ( મૂ० रजस् )=(૧) પાપોને; (૨)ધૂળોને.
हरतात् ( ધા० हृ )=હરો.
गन्धवाहः ( મૂ० गन्धवाह )=વાયુ, પવન.
पद्मावती=પદ્માવતી ( દેવી ).
जवनः ( મૂ० जवन )=વેગવાન્.
अपमाना=ત્યજી દીધો છે ગર્વ જેણે એવી.

## શ્લોકાર્થ

**પદ્માવતી દેવીની સ્તુતિ—**

"જેમ છાયા મનુષ્યની સેવા કરે છે–તેને અનુસરે છે, તેમ અતિશય વાંછિતરૂપી વૃક્ષને ( પલ્લવિત કરવામાં ) જલસમાન એવી જે દેવીએ પાર્શ્વ ( પ્રભુ )નાં ચરણ–કમલોની સેવા કરી, તે નિરભિમાની પદ્માવતી, જેમ વેગવાન્ વાયુ ધૂળને હરે છે, તેમ મારાં પાપોને વેગપૂર્વક નક્કી હરી લો."—૯૨

## સ્પષ્ટીકરણ

**પદ્માવતી દેવીનું સ્વરૂપ—**

પદ્માવતી એ ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથની શાસન–દેવી છે. આ દેવીનો વર્ણ કનકસમાન છે. કુર્કુટ–સર્પ એ એનું વાહન છે. વિશેષમાં આ દેવીને ચાર હાથ છે. તેના જમણા બે હાથો પદ્મ અને પાશ વડે શોભે છે, જ્યારે તેના ડાબા બે હાથો ફળ અને અંકુશથી શોભે છે. આ વાત આચાર–દિનકરના નીચેના શ્લોક ઉપરથી પણ જોઇ શકાય છેઃ—

" स्वर्णाभोत्तमकुर्कुटाहिगमना सौम्या चतुर्बाहुभृद्
वामे हस्तयुगेऽङ्कुशं दधिफलं तत्रापि वै दक्षिणे।
पद्मं पाशमुदञ्चयन्त्यविरतं पद्मावती देवता
किन्नर्यर्चितनित्यपादयुगला सङ्घस्य विघ्नं ह्रियात् ॥ "

—પત્રાંક ૧૭૭

**अथ श्रीवीरनाथस्य स्तुतिः—**

'सिद्धार्थ'वंशभवनेऽस्तुत यं सुराली
हृद्या तमोहमकर ! ध्वजमानतारे !
त्वां नौमि 'वीर' ! विनयेन सुमेरुधीरं
हृद्यातमोहमकरध्वजमान ! तारे ॥ ९३ ॥

—वसन्त०

## विवरणम्

हे वीर !–वीरजिन ! त्वां अहं नौमि–स्तौमि । केन ? विनयेन । त्वां किं० ? सुमेरुवत्–मेरुवद् धीरं–धैर्यवन्तम् । हृदो–हृदयात् याता–नष्टा मोहो–मोहनीयकर्म मकरध्वजः–कामः मानः–स्मयो यस्य तत्सं० । यं त्वां सुराली–देवश्रेणिः अस्तुत–स्तौति स्म । सुराली किं० ? हृद्या–मनोज्ञा । यं किं० ? तमोहं–पापहम् । नास्ति करो–दण्डो यस्य तत्सं० । यं किं० ? ध्वजं–पताकासमम् । क्व ? सिद्धार्थवंशभवने–ज्ञातकुलगृहे । आनताः–प्रणता अरयो–वैरिणो यस्य तत्सं० । भवने किं० ? तारे–मनोज्ञे ॥ ९३ ॥

## अन्वयः

( हे ) अ–कर ! आनत–अरे ! हृद्–यात–मोह–मकरध्वज–मान ! 'वीर' ! तारे 'सिद्धार्थ'–वंश–भवने ध्वजं तमस्–हं यं हृद्या सुर–आली अस्तुत, ( तं ) सुमेरु–धीरं त्वां विनयेन नौमि ।

## शब्दार्थ

सिद्धार्थ=સિદ્ધાર્થ (રાજા), મહાવીર સ્વામીના પિતા.
वंश=કુળ.
सिद्धार्थवंशभवने=સિદ્ધાર્થ કુળવિષયક ગૃહને વિષે.
अस्तुत ( धा० स्तु )=સ્તુતિ કરતી હવી.
सुराली=દેવોની પંક્તિ, સુર-શ્રેણિ.
हृद्या ( मू० हृद्य )=મનોહર, ચિત્તરંજન.
तमोहं=પાપનો નાશ કરનારા.
कर=દણ્ડ.
अकर !=અવિદ્યમાન છે દણ્ડ જેને વિષે એવા ! ( સં૦ ).
ध्वजं ( मू० ध्वज )=પતાકાને, વાવટાને.
आनतारे !=પ્રણામ કર્યો છે દુશ્મનોએ જેને એવા ! ( સં૦ )
वीर ! ( मू० वीर )=હે વીર, હે મહાવીર !
विनयेन ( मू० विनय )=વિનયપૂર્વક.

**સુમેરુધીરં**=મેરૂ પર્વતના જેવા ધૈર્યવાળા.
**ધ્વજ**=વાવટો.
**મકર**=મગર.
**મકરધ્વજ**=મદન.
**હૃદ્યાતમોહમકરધ્વજમાન !**=હૃદયમાંથી જતાં રહ્યાં છે અજ્ઞાન, મદન અને અભિમાન જેનાં એવા ! ( સં૦ )
**તારં** ( મૂ૦ તાર )=મનોહર.

## શ્લોકાર્થ

**વીર પ્રભુની સ્તુતિ—**

"( માનસિક, વાચિક અને કાયિક ) દણ્ડ જેને વિષે અવિદ્યમાન છે એવા ( અર્થાત્ પાપ-નાશક ચોવીસમા તીર્થંકર ) ! શત્રુઓએ ( પણ ) જેને પ્રણામ કર્યો છે એવા હે ( વર્ધમાન સ્વામી ) ! જેનાં હૃદયમાંથી મોહ, મદન તેમજ માન નષ્ટ થયાં છે એવા હે ( મહાવીર પ્રભુ ) ! હે વીર ( ભગવાન્ ) ! સિદ્ધાર્થના કુલમાં ( અર્થાત્ જ્ઞાત કુલમાં તે રાજા )ના મહેલને વિષે પતાકાના સમાન તેમજ પાપનો વિનાશ કરનારા એવા જેની ચિત્તરંજન સુર-શ્રેણિએ ( પણ ) સ્તુતિ કરી, તે મેરૂ પર્વતના જેવા (અરે એથી પણ વધારે) ધૈર્યવાળા તને હું વિનયપૂર્વક સ્તવું છું."—૯૩

## સ્પષ્ટીકરણ

**વીર-ચરિત્ર—**

આ અવસર્પિણી કાલમાં થઈ ગયેલા ચોવીસમા અર્થાત્ છેલ્લા તીર્થંકર કે જેમનું શાસન અત્યારે પ્રવર્તે છે તે વીર પરમાત્માનાં ઘણાં ચરિત્રો લખાયેલાં છે. તેમાં ગુણચન્દ્રગણિકૃત ૧૨૦૨૫ શ્લોક જેવડું ચરિત્ર મનન કરવા જેવું છે. વિશેષમાં **નેમિચન્દ્રે** ૩૦૦૦ શ્લોકનું એક ચરિત્ર પ્રાકૃત ભાષામાં રચ્યું છે. આ પુસ્તક 'જૈન આત્માનંદ સભા' તરફથી બહાર પડેલું છે. **જિનેશ્વરસૂરિ**ના શિષ્યે અપભ્રંશ ભાષામાં પણ એક ચરિત્ર રચ્યાનો ઉલ્લેખ છે.

આ ઉપરાંત શ્રી**હેમચન્દ્રસૂરિ**કૃત **ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર** ( દશમું પર્વ ), **ત્રિષષ્ટિ** ( ગદ્ય ), ઉપાધ્યાય શ્રી**મેઘવિજય**કૃત **લઘુત્રિષષ્ટિ**, શ્રી**શીલાંકાચાર્ય**કૃત **ચઉપન્નમહાપુરિસચરિય**, શ્રી**ગુણભદ્રાચાર્ય**કૃત **ત્રિષષ્ટિલક્ષણમહાપુરાણસંગ્રહ**, શ્રી**પુષ્પદંત**કૃત **ત્રિષષ્ટિમહાપુરૂષગુણાલંકાર**, શ્રી**અમરચન્દ્ર**કૃત **પદ્માનન્દમહાકાવ્ય** ( શ્રીજિનેન્દ્રચરિત્ર ), શ્રી**પદ્મસુન્દરકવિ**કૃત **રાયમલ્લાભ્યુદય મહાકાવ્ય**, શ્રી**મેરૂતુંગસૂરિ**કૃત **ઉપદેશશતવિવરણ** ( ચતુર્થ સર્ગ ), શ્રી**વિજયચન્દ્રસૂરિ**કૃત **દીપોત્સવ-કલ્પ**, શ્રી**જિનભદ્રગણિક્ષમાશ્રમણ**કૃત **વિશેષાવશ્યક** ( ગણધર-વાદ ), શ્રી**સર્વવિજય** પ્રમુખની **વર્ધમાન-દેશના**, શ્રી**ભદ્રેશ્વર**કૃત **કથાવલી**, શ્રી**હેમચન્દ્રસૂરિ**કૃત **યોગશાસ્ત્ર**ની વૃત્તિ, શ્રી**સોમતિલક**કૃત **સત્તરિસયઠાણ**, શ્રી**જિનવલ્લભસૂરિ**કૃત **વીરચરિત્ર** ( ઉપાધ્યાય શ્રી**સમયસુન્દર**કૃત વૃત્તિ સહિત ), શ્રી**સકલકીર્તિ**કૃત **વર્ધમાનજિનચરિત્ર**, **મહાવીરવિવાહલઉ** તથા શ્રી**જિનપ્રભસૂરિ**કૃત **તીર્થકલ્પ** મહાવીરસ્વામીના ચરિત્ર ઉપર પ્રકાશ પાડે છે.

શ્રીયુત **ભીમજી હરજીવન પરીખ ( સુશીલ )**કૃત **મહાવીરજીવનવિસ્તાર** ( ગુજરાતીમાં ), શ્રીયુત **શીતલપ્રસાદ**કૃત **મહાવીર-ચરિત્ર** તથા શ્રીયુત **માણિકચંદ્ર જૈની**કૃત

**મહાવીર-જીવન** (અંગ્રેજીમાં) તથા **અન્સ્ટ લાયેમેન**કૃત 'બુદ્ધ અને મહાવીર' (ફ્રેન્ચ ભાષામાં), શ્રીયુત **મશરૂવાળા**કૃત **બુદ્ધ અને મહાવીર** નામનું પુસ્તક, શ્રીયુત **બાબુ કામતાપ્રસાદજી** જૈનકૃત **ભગવાન મહાવીર**, શ્રીયુત **નંદલાલ વકીલે** રચેલ **મહાવીર-ચરિત્ર**, ડૉ. **યાકોબીની આચારાંગાદિક** ઉપરની અંગ્રેજી પ્રસ્તાવના તેમજ ડૉ. **હોર્નલની ઉપાસકદશાંગ** ઉપરની અંગ્રેજી પ્રસ્તાવના, જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ હેરૅલ્ડના ઈ. સ. ૧૯૧૪ ના બે ખાસ અંકો વિગેરેમાંથી પણ **મહાવીર** સ્વામીને લગતી કેટલીક હકીકત મળી આવે છે. આ પુસ્તકો પૈકી કેટલાંકમાં શ્વેતામ્બર માન્યતાથી વિરૂદ્ધ પણ લખાણ છે, એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

ઉપર્યુક્ત સાધનો ઉપરાંત **મહાવીર** જિનેશ્વરના ચરિત્ર ઉપર આગમો પણ પ્રકાશ પાડે છે. જેમકે **આચારાંગ**ના પ્રથમ શ્રુતસ્કંધનું ઉપધાન-શ્રુત નામનું નવમું [1]અધ્યયન તથા દ્વિતીય શ્રુતસ્કંધની તૃતીય ચૂલિકાનું ૨૪ મું [2]અધ્યયન, **સ્થાનાંગ**ના દશમા સ્થાનકમાં આપેલાં દશ સ્વપ્નો, **સૂત્રકૃતાંગ**માંથી વીર-સ્તુતિ-અધ્યયન તેમજ આર્દ્રક-અધ્યયન, **ભગવતી**માંથી ગર્ભ-સંક્રમણ, ગોશાલકનો અધિકાર, સોમિલ વિપ્રનો વૃત્તાન્ત, દેવાનંદા અને **ઋષભદત્ત**, **જયન્તી-મૃગાવતી**, **ગાંગેય**, **કાલોદાયી** શ્રાવક, **જમાલિ**, **હલ્લ** અને વિહલ્લ વિગેરેને લગતા પ્રસંગો, **રાયપસેણી**માંથી દેવાગમન અને નાટ્ય, **મહાનિશીથ**નું તૃતીય અધ્યયન, **દશાશ્રુતસ્કંધ**-માંથી **શ્રેણિક** અને **ચેલ્લણા**નું આગમન, **વિપાકસૂત્ર**માંથી **મૃગપુત્રાદિક**નો અને **અંતગડ** અને **અનુત્તર**માંથી **ધન્નાજી** વિગેરેના અધિકાર, **નિરયાવલી**માંથી **કોણિક**ના યુદ્ધ વિગેરેની હકીકત, **ઉવવાઇ**માંથી વિહાર, પર્ષદા, દેશના વિગેરે, **જ્ઞાતાધર્મકથાંગ**માંથી **મેઘ**, **દર્દુર** અને **કાલ્યાદિ** સંબંધી વિવેચન, **સમવાયાંગ**માંથી [3]નન્દન-પર્યાય, સમવસરણ વિગેરે, **ઉપાસક-દશાંગ**ના દ્વિતીય અધ્યયનમાંની **કામદેવ-પ્રશંસા**, **સદ્દાલપુત્ર** સંબંધી સાતમું અધ્યયન, તથા અષ્ટમ અધ્યયનમાંથી મિથ્યા-દુષ્કૃત, **ઉત્તરાધ્યયનસૂત્ર**માંનો **કેશી-ગૌતમ-સંવાદ**, **શ્રીભદ્રબાહુસ્વામી**કૃત **કલ્પસૂત્ર** તેમજ તેમની **આવશ્યક** ઉપર રચેલી [4]નિર્યુક્તિ, તથા તેના ઉપરનું શ્રીજિનભદ્રક્ષમાશ્રમણનું ભાષ્ય તેમજ તેના ઉપરની શ્રીહારિભદ્રસૂરિકૃત ટીકા.

* * * *

---

૧ આ અધ્યયનમાં **મહાવીર** પ્રભુનાં પરીષહો તેમજ તેમની તપશ્ચર્યા સંબંધી ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

૨ પાંચ મહાવ્રતોની ભાવના ઉપર પણ આ અધ્યયન પ્રકાશ પાડે છે.

૩ જુઓ **સમવાયાંગ**નું દશ લાખમું સ્થાનક.

૪ આ નિર્યુક્તિની ૧૪૫ થી ૧૪૯ સુધીની ગાથામાં **મહાવીર**સ્વામીને સમ્યક્ત્વની પ્રાપ્તિ તેમજ તેનો **મરીચિ** તરીકેના ભવનો ઉલ્લેખ છે. ૧૮૨ મી અને ૧૮૩ મી ગાથામાં વિંશતિ-સ્થાનક-તપની તેમણે સર્વથા આરાધના કરી છે એ વાત જોઇ શકાય છે. ૨૦૯ થી ૩૧૩ સુધીની ગાથામાંથી તેમને લગતી બીજી થોડીક હકીકત મળી આવે છે. ૩૨૩ થી ૩૩૦ સુધીની ગાથા પારણાના સંબંધમાં પ્રકાશ પાડે છે. ૩૪૭ થી ૩૭૧ સુધીની ગાથામાં **મરીચિ**ના ભવનો વિશેષતઃ વિચાર કરવામાં આવ્યો છે. ૩૭૬ થી ૩૯૦ સુધીની ગાથા ઉપરથી તીર્થંકરોનાં નામ તથા વર્ણ સંબંધી માહિતી મળે છે. ૫૦૨ થી ૫૧૧ મી ગાથામાં **સંગમે વીર** પ્રભુને દુઃખ દેવાને યોજેલા ઉપાયોનું વર્ણન કરવામાં આવ્યું છે.

जिनश्रेण्या नुतिः—

यत्पादपद्ममभवत् पततां भवाब्धा-
वालम्बनं शमधरी कृतकामचक्रा ।
त्वं जैनराजि ! सृज मञ्जुशिवद्रुमाणां
बालं वनं शमधरीकृतकामचक्रा ॥ ९४ ॥

—वसन्त०

## विवरणम्

हे जैनराजि !—जिनसंबन्धिश्रेणे ! सा त्वं शं—सुखं सृज—दिश । शं किं० ? बालं—नवीनम् । पुनः किं० ? वनं—विपिनम् । केषां ? मञ्जुशिवद्रुमाणां—कान्तकुशलवृक्षाणाम् । त्वं किं० ? अधरीकृतं—अपमानितं कामचक्रं—कन्दर्पचमूः यया सा । पुनः किं० ? शमधरी—दमधारिका । पुनः किं० ? कृतं—विहितं कामचक्रं—अभीष्टवृन्दं यया सा । सा का ? यत्पादपद्मं आलम्बनं—आधारोऽभवत्—आसीत् । केषां ? भवाब्धौ—संसारसागरे पततां पुंसाम् ॥ ९४ ॥

## अन्वयः

यत्-पाद-पद्मं भव-अब्धौ पततां आलम्बनं अभवत्, ( सा ) शम-धरी कृत-काम-चक्रा अधरीकृत-काम-चक्रा त्वं ( हे ) जैन-राजि ! मञ्जु-शिव-द्रुमाणां वनं बालं शं सृज ।

## શબ્દાર્થ

**यत्पादपद्मं**=જેનું ચરણ-કમલ.
**पततां** ( धा० पत् )=પડતા.
**भवाब्धौ**=સંસારરૂપી સમુદ્રમાં.
**आलम्बनं** ( मू० आलम्बन )=આધાર.
**शमधरी**=ઉપશમને ધારણ કરનારી.
**कृतकामचक्रा**=( પૂર્ણ ) કર્યાં છે મનોવાંછિતનાં મંડળોને જેણે એવી.
**जैनराजि !**=હે જિન-વિષયક શ્રેણિ !
**सृज** ( धा० सृज् )=તું ઉત્પન્ન કર.
**मञ्जु**=મનોહર.
**द्रुम**=વૃક્ષ.
**मञ्जुशिवद्रुमाणां**=મનોહર તેમજ કલ્યાણકારી વૃક્ષોના.
**बालं** ( मू० बाल )=નવીન.
**वनं** ( मू० वन )=વન.
**अधरीकृत** ( धा० कृ )=તિરસ્કાર કરેલ.
**अधरीकृतकामचक्रा**=ધિક્કારી કાઢ્યું છે કામદેવના મંડળને જેણે એવી.

## શ્લોકાર્થ

**જિન-શ્રેણિની સ્તુતિ—**

"જેનું ચરણ-કમલ સંસાર-સમુદ્રમાં ડૂબી મરતા ( મનુષ્યો )ને આધારભૂત થયું ( અને થાય છે ), તે ઉપશમને ધારણ કરનારી તથા ( મનો-)વાંછિતનાં મંડળોને જેણે પૂર્ણ કર્યાં છે એવી તેમજ જેણે કંદર્પની સેનાને ધિક્કારી કાઢી છે એવી તું, હે જિનેશ્વરોની શ્રેણિ ! મનોહર તેમજ કલ્યાણકારી એવાં વૃક્ષોના વનરૂપ નવીન સુખને તું ઉત્પન્ન કર."—૯૪

* * * * *

**जिनागमस्य स्तुतिः—**

कादम्बिनीव शिखिनामतनोदपास्ता-
　रामारमा मतिमतां तनुतामरीणाम् ।
जैनी नृणामियममर्त्यमणीव वाणी
　रामा रमामतिमतां तनुतामरीणाम् ॥ ९५ ॥

—वसन्त०

## विवरणम्

इयं जैनी वाणी—जिनवाग् नृणां—नराणां रमां—लक्ष्मीं तनुतां—कुरुताम् । इव—यथा अमर्त्यमणी—चिन्तामणी रमां तनोति । वाणी किं० ? रामा—रम्या । रमां किं० अतिमतां—अतिमान्याम् । पुनः किं० ? अरीणां—अक्षीणाम् । इयं का ? या वाणी मतिमतां—विदुषां अरीणां—रिपूणां तनुतां—कृशतां अतनोत्—करोति स्म । इव—यथा कादम्बिनी—मेघमाला शिखिनां—अग्नीनां तनोति । या किं० ? अपास्ता—ध्वस्ता अरामा—अशुभा अरमा—अलक्ष्मीः यया सा ॥ ९५ ॥

## अन्वयः

(या) अपास्त-अ-राम-अ-रमा ( वाणी ) मतिमतां अरीणां तनुतां कादम्बिनी शिखिनां इव अतनोत्, (सा) इयं रामा जैनी वाणी नृणां अति-मतां अ-रीणां रमां अमर्त्य-मणी इव तनुताम् ।

## શબ્દાર્થ

कादम्बिनी=મેઘ-માલા, વાદળાંની લાંબી હાર.
शिखिनां ( મૂ० शिखिन् )=અગ્નિઓની.
अपास्तारामारमा=દૂર ફેંકી દીધી છે અરમણીય निर्धनताने જેણે એવી.
अरीणां ( મૂ० अरि )=દુશ્મનોની.
नृणां ( મૂ० नृ )=મનુષ્યોના.
अमर्त्य=દિવ્ય.
मणी=મણિ, રત્ન.
अमर्त्यमणी=દિવ્ય મણિ, ચિન્તામણિ.
वाणी=વાણી.
रमां ( મૂ० रमा )=લક્ષ્મીને.
अतिमतां( મૂ० अतिमता )=અતિશય માન્ય.
तनुतां ( ધા० तन् )=વિસ્તારો.
अरीणां ( મૂ० अ-रीणा )=અક્ષય.

---

१ ' अतनुतां —तनोति ' इत्यपि पाठः

## શ્લોકાર્થ

**જિન-વાણીની સ્તુતિ—**

" જેણે અરમણીય દારિદ્ર્યનો નાશ કર્યો છે એવી જે ( વાણીએ ) મેઘમાળા અગ્નિઓને કૃશ કરે છે તેવી રીતે બુદ્ધિશાળીઓના દુશ્મનોની કૃશતાને કરી ( અર્થાત્ દુશ્મનોની સંખ્યાને ઘટાડી), તે આ મનોહર જિન-વિષયક વાણી, ચિન્તામણિની જેમ, મનુષ્યોની અતિશય માન્ય તેમજ અક્ષીણ લક્ષ્મીનો વિસ્તાર કરો. "—૯૫

* * * * *

**अम्बिकादेव्या नुतिः—**

सम्यग्दृशां सुखकरी मदमत्तनील-
कण्ठीरवाऽसि ततनोदितसाक्षमाला ।
देव्यम्बिके ! शिवमियं दिश पण्डितानां
कण्ठीरवासिततनो ! ऽदितसा क्षमाला ॥ ९६ ॥ २४ ॥

—वसन्त०

## विवरणम्

हे अम्बिकादेवि ! इयं त्वं पण्डितानां–विज्ञानां शिवं–कुशलं दिश–सृज । कण्ठीरवे–सिंहे आसिता–स्थिता तनुः–मूर्तिः यस्याः तत्सं० । त्वं किं० ? अदिता–अखण्डिता सा–रमा यस्याः सा । पुनः किं० ? क्षमां लातीति–गृह्णातीति क्षमाला । इयं का ? या त्वं सम्यग्दृशां–सम्यग्दृष्टीनां सुखकरी–शर्मकारिका असि–वर्त्तसे । त्वं किं० ? मदेन मत्ता–उत्कटा या नीलकण्ठी–मयूरी तद्वद् रवः–शब्दो यस्याः सा । पुनः किं० ? ततं–विशालं नोदितं–नुन्नं साक्षमं–सक्रोधं आलं–अनर्थो यया सा ॥ ९६ ॥

इति श्री'तपा'गच्छाधिपतिश्रीविजयसेनसूरीश्वरराज्ये सकलपण्डितोत्तमपण्डितश्रीआनन्द-
विजयगणिचरणकमलचञ्चरीकायमाणेन पण्डितमेरुविजयगणिना[1] विरचिता
स्वोपज्ञचतुर्विंशतिजिनानन्दनामस्तुत्यवचूरिका[2] सम्पूर्णा ॥

प्रत्यक्षरं गणनया, ग्रन्थमानाय[3] सूत्रकम् ।
अनुष्टुभां समाख्यातं, षोडशोत्तरषट्शतम् ॥ १ ॥

---

१ 'विजयगणिशिष्यपण्डितमेरु०' इत्यपि पाठः । २ '० वचूरिः' इति पाठान्तरम् । ३ 'ग्रंथमानं ससूत्रकं' इत्यपि पाठः ।

## अन्वयः

(हे) कण्ठीरव–आसित–तनो ! देवि ! 'अम्बिके' ! (या त्वं) मद्–मत्त–नीलकण्ठी रवा तत–नोदित–स–अक्षम–आला सम्यक्–दृशां सुख–करी असि, इयं (त्वं) अ–दित–सा क्षमा–ला पण्डितानां शिवं दिश ।

## શબ્દાર્થ

सुख=સુખ.
करी=કરનારી.
सुखकरी=સુખકારી.
मत्त (ધા० मद्)=છાકી ગયેલ.
नीलकण्ठी=મયૂરી, ઢેલ.
रव=ધ્વનિ.
मदमत्तनीलकण्ठीरवा=મદોન્મત્ત મયૂરીના જેવા ધ્વનિ છે જેનો એવી.
असि (ધા० अस्)=તું છે.
नोदित=નાશ કરેલ.
अक्षमा=ક્રોધ.
ततनोदितसाक्षमाला=નાશ કર્યો છે ક્રોધસહિત વિશાળ અનર્થનો જેણે એવી.

देवि ! (મૂ० देवी)=હે દેવી !
अम्बिके ! (મૂ० अम्बिका)=હે અંબિકા (દેવી)!
शिवं (મૂ० शिव)=કલ્યાણને.
दिश (ધા० दिश्)=તું કર.
पण्डितानां (મૂ० पण्डित)=પણ્ડિતોનું.
कण्ठीरव=સિંહ, વનરાજ.
आसित (ધા० आस्)=સ્થિત, રહેલ.
कण्ठीरवासिततनो !=સિંહ ઉપર રહેલું છે શરીર જેનું એવી ! (સં०)
अदितसा=અખણ્ડિત છે લક્ષ્મી જેની એવી.
क्षमा=ક્ષમા, ક્રોધનો અભાવ.
ला=ગ્રહણ કરવું.
क्षमाला=ક્ષમાને ગ્રહણ કરનારી.

## શ્લોકાર્થ

### અંબિકા દેવીની સ્તુતિ—

"જેનું શરીર વનરાજ ઉપર રહેલું છે એવી (અર્થાત્ સિંહ ઉપર સ્વારી કરનારી એવી) હે અંબિકા દેવી! મદોન્મત્ત મયૂરીના જેવા ધ્વનિવાળી તેમજ ક્રોધપૂર્વક વિશાળ અનર્થને જેણે મારી હઠાવેલ છે એવી જે તું સમ્યક્ત્વધારીઓને સુખકારી છે, તે અખણ્ડિત લક્ષ્મીવાળી તથા ક્ષમાને ધારણ કરનારી આ તું પણ્ડિતોનું કલ્યાણ કર."—૯૬



# शब्द-कोषः

## अ

**अंह्रि** ( पुं० )=ચરણ.
**अकाय** ( पुं० )=કામદેવ.
**अकिञ्चन** ( वि० )=નિર્ધન.
**अक्षमाला** ( स्त्री० )=જપમાળા.
**अक्ष** ( न० )=ઇન્દ્રિય.
**अक्षणम्** ( अ० )=લાંબા કાળ સુધી.
**अक्षमा** ( स्त्री० )=ક્રોધ.
**अखण्डित** ( वि० )=સંપૂર્ણ.
**अखिल** ( वि० )=સર્વ.
**अग** ( पुं० )=વૃક્ષ.
**अगम** ( पुं० )=વૃક્ષ.
**अग्र** ( वि० )=પ્રધાન.
**अघ** ( न० )=પાપ.
**अघवत्** ( वि० )=પાપી.
**अङ्क** ( पुं०, न० )=ચિહ્‌ન.
**अङ्कुश** ( पुं० )=હાથીને ઠીક ચલાવવાની આંકડ.
**अङ्कुशी** ( स्त्री० )=અંકુશી, ચૌદમા તીર્થંકરની શાસન-દેવી.
**अङ्ग** ( न० )=(૧) જૈન શાસ્ત્રનો એક વિભાગ; (૨) દેહ; (૩) હેતુ.
**अङ्ग** ( अ० )=સંબોધનવાચક અવ્યય.
**अङ्गज** ( पुं० )=(૧) કામદેવ, મદન; (૨) પુત્ર.
**अङ्गिन्** ( वि० )=દેહવાળું.
**अच्छ** ( वि० )=નિર્મળ.
**अज** ( पुं० )=કૃષ્ણ.
**अजस्रम्** ( अ० )=નિરંતર.
**अजित** ( वि० )=નહિ જીતાયેલ.
**अजितबला** ( स्त्री० )=અજિતબલા, બીજા તીર્થંકરની શાસન-દેવી.
**अज्ञ** ( वि० )=મૂર્ખ.
**अज्ञान** ( न० )=અજ્ઞાન.
**अणिमन्** ( पुं० )=અણિમા, એક જાતની સિદ્ધિ.
**अतनु** ( वि० )=બહુ.
**अति** ( अ० )=(૧) બહુતાવાચક અવ્યય; (૨) ઉલ્લંઘનાર્થક અવ્યય.
**अतिशय** ( पुं० )=અતિશય, અધિકતા.
**अतिशायिन्** ( वि० )=અતિશયથી યુક્ત.
**अतुल** ( वि० )=અસાધારણ.
**अदस्** ( स० )=એ.
**अधिप** ( पुं० )=સ્વામી, નાથ.
**अधिपति** ( पुं० )=નાથ.
**अन** ( न० ? )=અજ્ઞાન.
**अनन्त** ( पुं० )=અનન્ત(નાથ), જૈનોના ચૌદમા તીર્થંકર.
**अनन्त** ( वि० )=અન્ત-રહિત.
**अनन्य** ( वि० )=અસાધારણ.
**अनन्यज** ( पुं० )=કામદેવ.
**अनल्प** ( वि० )=ઘણું.
**अनर्थ** ( पुं० )=અનિષ્ટ.
**अनर्थ** ( वि० )=નિરર્થ.
**अनिशम्** ( अ० )=સર્વદા.
**अनिल** ( पुं० )=પવન.
**अनेक** ( वि० )=અનેક.
**अनेकप** ( पुं० )=હાથી.
**अन्त** ( पुं० )=(૧) મૃત્યુ; (૨) છેડો.
**अन्तर्** ( अ० )=મધ્યે.

अन्तर ( न० )=મધ્ય.
अन्तिक ( न० )=સમીપતા.
अन्य ( त्रि० )=અપર.
अन्यभृत् ( पुं० )=કોયલ.
अप ( अ० )=વિયોગવાચક અવ્યય.
अपवर्ग ( पुं० )=મોક્ષ.
अपकार ( पुं० )=અપકાર.
अपाय ( पुं० )=કષ્ટ.
अपास्त ( भू० )=દૂર કરેલ.
अपि ( अ० )=પણ.
अभिघात ( पुं० )=વિનાશ.
अब्ज ( न० )=કમળ.
अब्धि ( पुं० )=સમુદ્ર.
अभिभूत ( भू० )=પરાભવ પમાડેલ.
अभिधान ( न० )=નામ.
अभिराम ( त्रि० )=મનોહર.
अभ्र ( न० )=અબરખ.
अम ( पुं० )=રોગ.
अमन्द ( वि० )=ગંભીર.
अमर ( पुं० )=દેવ.
अमरवशा ( स्त्री० )=દેવી.
अमरी ( स्त्री० )=દેવી.
अमल ( त्रि० )=નિર્મળ.
अमान ( वि० )=માપ-રહિત.
अमित ( वि० )=માપ-રહિત.
अमृत ( न० )=અમૃત.
अमृतभोजन ( पुं० )=દેવ.
अमृताशन ( पुं० )=દેવ.
अम्बर ( न० )=આકાશ.
अम्बिका ( स्त्री० )=અંબિકા, બાવીસમા તીર્થંકરની શાસન-દેવી.
अम्बु ( न० )=જળ.
अम्बुधि ( पुं० )=સમુદ્ર.
अम्बुनाथ ( पुं० )=વરૂણ.
अयशस् ( न० )=અપકીર્તિ.
अर ( पुं० )=અર( નાથ), જૈનોના અઢારમા તીર્થંકર.
अरम् ( अ० )=(૧) જલદી; (૨) અત્યંત.
अराल ( त्रि० )=વક્ર.
अरि ( पुं० )=દુશ્મન.
अर्चित ( भू० )=પૂજેલ.
अर्जित ( भू० )=મેળવેલ.
अर्ति ( स्त्री० )=પીડા.
अर्थ ( पुं० )=(૧) પદાર્થ, વસ્તુ; (૨) મતલબ.
अर्थिन् ( वि० )=ધનિક.
अर्हत् ( पुं० )=તીર્થંકર.
अल् ( १, प० )=ઉદ્યમ કરવો.
अलक ( पुं० )=વાળ.
अलम् ( अ० )=અત્યંત.
अलि ( पुं० )=ભમરો.
अलीक ( न० )=અસત્ય.
अव् ( १, प० )=રક્ષણ કરવું.
अवनि ( स्त्री० )=પૃથ્વી.
अवनी ( स्त्री० )=પૃથ્વી.
अवबोधक ( वि० )=પ્રકાશક.
असवर्ण ( वि० )=અનુપમ.
अवश्यम् ( अ० )=અવશ્ય.
अशोका ( स्त्री० )=અશોકા, દશમા તીર્થંકરની શાસન-દેવી.
अशन ( न० )=ભોજન.
अशिव ( न० )=અમંગલ.
अशेष ( वि० )=સમસ્ત.
अस् ( २, प० )=હોવું, થવું.
असार ( वि० )=સાર વિનાનું.
अस् ( ४, प० )=ફેંકવું.
असुमत् ( पुं० )=પ્રાણી.
अस्त ( न० )=મરણ.
अस्त ( भू० )=દૂર કરેલ.
अस्मद् ( स० )=પ્રથમપુરૂષવાચક સર્વનામ.

**असत्य** ( न० )=જૂઠું.
**अहि** ( पुं० )=સાપ.
**अहित** ( पुं० )=શત્રુ.
**अहित** ( वि० )=અનર્થકારી.
**अस्ताघ** ( वि० )=અત્યન્ત ગંભીર.
**असमान** ( वि० )=(૧) અસાધારણ; (૨) ગર્વ રહિત.

## आ

**आकर** ( पुं० )=ખાણ.
**आख्या** ( स्त्री० )=નામ.
**आगम** ( पुं० )=(૧) આવવું તે; (૨) શાસ્ત્ર.
**आचिरेय** ( पुं० )=અચિરાના પુત્ર, શાન્તિનાથ, સોળમા તીર્થંકર.
**आगस्** ( न० )=અપરાધ.
**आजि** ( स्त्री० )=યુદ્ધ.
**आत्त** ( वि० )=ગ્રહણ કરેલ.
**आदर** ( पुं० )=(૧) માન; (૨) ઉદ્યમ.
**आदि** ( वि० )=શરૂઆતનું.
**आदृत** ( भू० )=અંગીકાર કરેલ.
**आधि** ( पुं० )=માનસિક પીડા.
**आन्तर** ( वि० )=આભ્યન્તર, આન્તરિક.
**आनन** ( न० )=મુખ.
**आनन्द** ( पुं० )=આનન્દ, હર્ષ.
**आप्** ( ५, प० )=મેળવવું; **अवाप्**=મેળવવું; **सम्प्राप्**=મેળવવું.
**आप्त** ( वि० )=વિશ્વાસ-પાત્ર.
**आप्त** ( भू० )=મેળવેલ.
**आपद्** ( स्त्री० )=આપત્તિ, કષ્ટ.
**आभ** ( वि० )=સમાન.
**आभा** ( स्त्री० )=કાન્તિ, શોભા.
**आम** ( पुं० )=રોગ.
**आय** ( पुं० )=લાભ.
**आयत** ( वि० )=વિશાળ.
**आयति** ( स्त्री० )=વિસ્તાર.
**आयाम** ( पुं० )=વિસ્તાર.
**आयास** ( पुं० )=પ્રયત્ન.
**आर** ( न० )=વૈરિ-મણ્ડળ.
**आरम्भ** ( पुं० )=પાપમય આચરણ.
**आरव** ( पुं० )=ધ્વનિ, અવાજ.
**आर्ति** ( स्त्री० )=પીડા.
**आल** ( न० )=અનર્થ.
**आलम्बन** ( न० )=આધાર.
**आलय** ( पुं० )=આવાસ, ઘર.
**आलि** ( स्त्री० )=શ્રેણિ.
**आली** ( स्त्री० )=શ્રેણિ.
**आवसथ** ( पुं० )=સ્થાન, સ્થળ.
**आविल** ( वि० )=વ્યાપ્ત.
**आशु** ( अ० )=જલદી.
**आस्** ( २, आ० )=બેસવું; **अध्यास्**=બેસવું.
**आसित** ( धा० आस् )=બેઠેલ.
**आस्था** ( स्त्री० )=સભા.
**आस्य** ( न० )=મુખ, વદન.

## इ

**इ** ( २, प० )=જવું; **उपे**=પામવું; **समुपे**=જવું.
**इत** ( भू० )=(૧) ગયેલ; (૨) પામેલ.
**इन** ( पुं० )=(૧) સૂર્ય; (૨) સ્વામી.
**इन्दीवर** ( न० )=કમળ.
**इन्दु** ( पुं० )=ચન્દ્ર.
**इन्दुकान्त** ( पुं० )=ચન્દ્રકાન્ત.
**इन्द्र** ( पुं० )=સુરપતિ.
**इन्द्र** ( वि० )=મુખ્ય.
**इन्द्रनील** ( पुं० )=મરકત ( મણિ ).
**इरम्मद** ( पुं० )=(૧) મેઘાગ્નિ; (૨) વડવાનલ.
**इव** ( अ० )=જેમ.
**इषु** ( पुं० )=બાણ.
**इह** ( अ० )=આ દુનિયામાં.

ई

ईक्षण ( न० )=નેત્ર.
ईति ( स्त्री० )=ઉપદ્રવ.
ईर् ( २, आ० )=જવું; प्रेर=પ્રેરણા કરવી.
ईश ( पुं० )=નાથ.
ईश ( वि० )=સમર્થ.
ईश्वर ( पुं० )=સ્વામી.
ईश्वरी ( स्त्री० )=સ્વામિની.
ईहा ( स्त्री० )=ઇચ્છા.
ईहित ( वि० )=વાંછિત.

उ

उक्ति ( स्त्री० )=વાણી.
उग्र ( वि० )=ઉત્કટ.
उचित ( वि० )=યોગ્ય.
उच्च ( वि० )=ઊંચું.
उत्तम ( वि० )=ઉત્તમ, શ્રેષ્ઠ.
उद् ( अ० )=પ્રબલતાવાચક અવ્યય.
उदर ( न० )=મધ્ય ભાગ.
उदार ( वि० )=અસાધારણ.
उदित ( भू० )=ઉદયમાં આવેલ.
उद्दाम ( वि० )=અત્યંત તીવ્ર.
उद्भव ( पुं० )=ઉત્પત્તિ.
उद्यत ( भू० )=તૈયાર.
उपकार ( पुं० )=ઉપકાર, પાડ.
उपप्लव ( पुं० )=(૧) ઉપદ્રવ; (૨) વિઘ્ન; (૩) આપત્તિ; (૪) ભય.
उपमा ( स्त्री० )=ઉપમા.
उपमान ( न० )=ઉપમા.
उपान्त ( वि० )=સમીપનું.
उरु ( वि० )=વિશાળ.
उर्वी ( स्त्री० )=પૃથ્વી.

ऊ

ऊन ( वि० )=અપૂર્ણ.
ऊर्जित ( न० )=પરાક્રમ.
ऊह ( पुं० )=તર્ક.

ऋ

ऋत ( भू० )=ગયેલ, નષ્ટ થયેલ.
ऋत ( वि० )=સાચું.
ऋद्धि ( स्त्री० )=સંપત્તિ.
ऋभु ( पुं० )=(૧) કલ્પવૃક્ષ; (૨) દેવ.

ए

एनस ( न० )=પાપ.

ऐ

ऐभ ( वि० )=હાથી સંબંધી.

ओ

ओघ ( पुं० )=સમૂહ.

क

क ( न० )=સુખ.
कजिनी ( स्त्री० )=પદ્મ-લતા.
कज्जल ( न० )=કાજળ.
कण्ठीरव ( पुं० )=સિંહ.
कथ् ( १०, उ० )=કહેવું.
कमल ( न० )=(૧) જળ; (૨) કમળ.
कमला ( स्त्री० )=લક્ષ્મી.
कर ( पुं० )=(૧) કિરણ; (૨) હાથ; (૩) કાન્તિ; (૪) દણ્ડ.
करण ( न० )=(૧) સાધન; (૨) દેહ; (૩) ઇન્દ્રિય.
करी ( स्त्री० )=કરનારી.
करुणा ( स्त्री० )=કૃપા.
कर्मन् ( न० )=કૃત્ય, કાર્ય.
कल् ( १०, उ० )=ધારણ કરવું.
कला ( स्त्री० )=કળા.
कलि ( पुं० )=કલહ, કજીઓ.
कलाप ( पुं० )=સમૂહ.
कलित ( वि० )=યુક્ત.
कलेवर ( न० )=શરીર.
कल्पवल्ली ( स्त्री० )=કલ્પ-લતા.
कल्याण ( न० )=કલ્યાણ, હિત.

कवि ( पुं० )=(૧) કાવ્ય રચનાર; (૨) પણ્ડિત.
कादम्बिनी ( स्त्री० )=મેઘમાળા.
कान्त ( पुं० )=સ્વામી.
कान्त ( वि० )=( ૧ ) મનોહર; (૨) વાંછિત.
कान्ता ( स्त्री० )=રમણી, પ્રિયા.
कान्ति ( स्त्री० )=પ્રભા.
काम ( पुं० )=(૧) અભિલાષા; (૨) મદન.
कामम् ( अ० )=અત્યંત.
कामित ( वि० )=ચાહેલ.
काम्य ( वि० )=ઇચ્છેલ.
काय ( पुं० ) શરીર.
कारिन् ( वि० )=કરનાર.
काली (स्त्री० )=કાલી ( વિદ્યા–દેવી ).
काली ( वि० )=કાળી.
किम् ( स० )=પ્રશ્નાર્થક સર્વનામ.
कीर्ति ( स्त्री० )=આબરૂ.
कु ( अ० )=અનિષ્ટતાવાચક અવ્યય.
कुञ्जर ( पुं० )=શ્રેષ્ઠતાવાચક શબ્દ.
कुन्थु ( पुं० )=કુન્થુ(નાથ), જૈનોના સત્તરમા તીર્થંકર.
कुपक्ष ( पुं० )=ખરાબ પક્ષ.
कुमत ( न० )=દુષ્ટ સિદ્ધાન્ત.
कुमति ( स्त्री० )=દુર્બુદ્ધિ.
कुल ( न० )=(૧) વંશ; (૨) સમૂહ.
कुशल ( न० )=કલ્યાણ.
कृ ( ૮, उ० )=કરવું; अधरीकृ=તિરસ્કાર કરવો.
कृत् ( वि० )=કરનાર.
कृत् ( ૬, प० )=કાપવું.
कृत ( भू० )=(૧) સંપાદન કરેલ; (૨) કરેલ.
कृतान्त ( पुं० )=(૧) યમ; (૨) સિદ્ધાન્ત.
कृपा ( स्त्री० )=મહેરબાની.
केकिन् ( पुं० )=મોર.
कोटि ( स्त्री० )=કરોડ.
कोप ( पुं० )=ગુસ્સો.
कोमल ( वि० )=કુમળું.
क्रतु ( पु० )=યજ્ઞ.
क्षण ( पु० )=(૧) પળ; (૨) ઉત્સવ.
क्षमा ( स्त्री० )=ક્ષમા, ક્રોધનો અભાવ.
क्षय ( पुं० )=નાશ.
क्षिप् ( ૬, उ० )=ફેંકવું.

## ख

ख ( न० )=ઇન્દ્રિય.
खचित ( वि० )=વ્યાપ્ત.
खण्ड ( पुं०, न० )=ટુકડો.

## ग

गज ( पुं० )=હાથી.
गण ( पुं० )=સમૂહ.
गणना ( स्त्री० )=ગણત્રી.
गति ( स्त्री० )=ચાલ.
गद ( पुं० )=રોગ.
गदा ( स्त्री० )=ગદા.
गन्धवाह ( पुं० )=પવન.
गम ( पुं० )=(૧) જ્ઞાન; (૨) સમાન પાઠ.
गम् ( ૧, प० )=જવું; अधिगम्=મેળવવું; संगम्=અંગીકાર કરવું.
गम्भीर ( वि० )=ગંભીર.
गर्वित ( वि० )=અભિમાની.
गहन ( वि० )=ગંભીર.
गिरि ( पुं० )=પર્વત.
गुण ( पुं० )=(૧) ગુણ; (૨) દોરી.
गुणवत् ( वि० )=ગુણવાન્, ગુણી.
गुरु ( न० )=મોટું.
गै ( ૧, प० )=ગાવું.
गृह ( न० )=ઘર.
गो ( स्त्री० )=પૃથ્વી.
गोस्तनी ( स्त्री० )=દ્રાક્ષ, દરાખ.
गौरी ( स्त्री० )=ગૌરી ( વિદ્યા–દેવી ).
ग्रह ( ૯, उ० )=ગ્રહણ કરવું.

### ઘ

घट् ( १, आ० )=બનાવવું.
घन ( पुं० )=(૧) મેઘ; (૨) દેહ.
घन ( त्रि० )=અતિશય.
घनाघन ( पुं० )=વૃષ્ટિ કરનારૂં વાદળું.
घर्म ( पुं० )=તાપ.
घस्मर ( त्रि० )=ભક્ષક.
घूक ( पुं० )=ઘુવડ.

### च

चकोर ( पुं० )=ચકોર ( પક્ષી ).
चक्र ( न० )=ચક્ર.
चक्रधरा ( स्त्री० )=ચક્રધરા ( વિદ્યા-દેવી ).
चक्रवाल ( न० )=સમૂહ.
चक्रेश्वरी ( स्त्री० )=ચક્રેશ્વરી, પ્રથમ તીર્થંકરની શાસન-દેવી.
चकासत् ( व० )=પ્રકાશતું.
चञ्चु ( स्त्री० )=ચાંચ.
चण्ड ( वि० )પ્રખર.
चण्डा ( स्त्री० )=ચણ્ડા, બારમા તીર્થંકરની શાસન-દેવી.
चतुर ( वि० )=નિપુણ, કુશળ.
चन्द्र ( पुं० )=ચન્દ્ર.
चन्द्रप्रभ ( पुं० )=ચન્દ્રપ્રભ, જૈનોના આઠમા તીર્થંકર.
चमू ( स्त्री० )=સૈન્ય.
चय ( पुं० )=સમૂહ.
चरण ( पुं० )પગ.
चरण ( न० )=ચારિત્ર, આચરણ.
चल ( वि० )=ચંચળ.
चलचञ्चु ( पुं० )=ચકોર.
चि (५, उ०)=એકઠું કરવું; प्रचि=વિસ્તાર કરો.
चित्त ( न० )=મન.
चिन्तित ( भू० )=ચિંતવેલ.
चिर ( वि० )=લાંબા કાળનું.
चिरम् ( अ० )=ઘણા કાળ સુધી.

### છ

छाया ( स्त्री० )=(૧) લક્ષ્મી; (૨) કાન્તિ; (૩) પડછાયો.
छिद् ( ७, उ० )=કાપવું.
छिन्न ( भू० )=કાપી નાખેલ.
छो ( ४, प० )=કાપવું.

### જ

जगत् ( न० )=દુનિયા.
जन् ( ४, आ० )=ઉત્પન્ન કરનાર.
जन ( पुं० )=લોક.
जनक ( पुं० )=(૧) પિતા; (૨) ઉત્પન્ન કરનાર.
जननी ( स्त्री० )=માતા.
जनि ( स्त्री० )=જન્મ.
जप् ( १, प० )=જાપ જપવો.
जरस् ( न० ? )=ઘડપણ.
जल ( न० )=પાણી.
जलधि ( पुं० )=સમુદ્ર.
जव ( पुं० )=વેગ.
जवन ( वि० )=વેગયુક્ત.
जात ( पुं० )=પુત્ર.
जात ( न० )=સમૂહ.
जातरूप ( न० )=સોનું.
जातु ( अ० )=કદાપિ.
जाल ( न० )=સમૂહ.
जि ( १, प०)=જીતવું; पराजि=હરાવવું; विजि=વિજય મેળવવો.
जितशत्रु ( पुं० )=જિતશત્રુ (રાજા), દ્વિતીય તીર્થંકરના પિતા.
जितारि ( पुं० )=જિતારિ (રાજા), તૃતીય તીર્થંકરના પિતા.
जिन ( पुं० )=(૧) તીર્થંકર; (૨) સામાન્યકેવલી.
जिनप ( पुं० )=તીર્થંકર.
जिनपति ( पुं० )=તીર્થંકર.
जिनराज ( पुं० )=તીર્થંકર.
जिनवर ( पुं० )=તીર્થંકર.

जिष्णु ( वि० )=જયનશીલ.
जुष् ( ६, आ० )=સેવવું.
जैन ( वि० )=જિન–વિષયક.
जैनी ( स्त्री० )=જિન–વિષયક.
ज्ञान ( न० )=બોધ.

त

तत ( भू० )=વિસ્તીર્ણ.
तति ( स्त्री० )=શ્રેણિ.
तत्त्व ( न० )=તત્ત્વ, પદાર્થ.
तद् ( स० )=તૃતીયપુરૂષવાચક સર્વનામ.
तदीय ( स० )=તેનું.
तन् ( ८, उ० )=વિસ્તાર કરવો; प्रतन्=
વિસ્તાર કરવો.
तनु ( स्त्री० )=દેહ.
तनु ( वि० )=થોડું.
तनुता ( स्त्री० )=કૃશતા, પાતળાપણું.
तप् ( १, प० )=તપવું.
तपस् ( न० )=તપશ્ચર્યા.
तमस् ( न० )=(૧) અજ્ઞાન; (૨) અંધકાર; (૩)
પાપ.
तमा ( स्त्री० )=રાત્રિ.
तमोविपक्ष ( पुं० )=સૂર્ય.
तरस् ( न० )=બળ.
तरसा ( अ० )=જલદી.
तरुणी ( स्त्री० )=યુવતિ.
ता ( स्त्री० )=લક્ષ્મી.
तानव ( न० )=પાતળાપણું.
तान्त ( न० )=ક્ષય.
ताप ( पुं० )=સંતાપ.
तामरस ( न० )=કમળ.
तार ( वि० )=(૧) મનોહર; (૨) ઉજ્જવળ.
तारक ( न० )=તારો.
तारकेश ( पुं० )=ચન્દ્ર.
तारा ( स्त्री० )=નક્ષત્ર.

तिमिर ( न० )=અંધકાર.
तिरोहित ( भू० )=આચ્છાદિત.
तीर्थ ( पुं० )=(૧) ચતુર્વિધ સંઘ; (૨) દ્વાદશાંગી;
(૩) પ્રથમ ગણધર.
तीर्थंकर ( पुं० )=તીર્થંકર.
तीर्थकृत् ( पुं० )= ,,
तीर्थङ्कर ( पुं० )= ,,
तीर्थप ( पुं० )= ,,
तीर्थराज ( पुं० )= ,,
तीर्थेश ( पुं० )= ,,
तुद् ( ६, उ० )=નાશ કરવો.
तुलना ( स्त्री० )=સમાનતા.
तुल्य ( वि० )=સમાન.
तुष् ( ४, प० )=સંતોષ પામવો.
तॄ ( १, प० )=તરવું.
तेजस् ( न० )=તેજ.
तोद ( पुं० )=પીડા.
तोष ( पुं० )=સંતોષ.
त्यजन ( न० )=ત્યાગ.
त्याग ( पुं० )=દાન.
त्रिपुर ( पुं० )=ત્રિપુર ( દૈત્ય ).
त्रियामा ( स्त्री० )=રાત્રિ.
त्रै ( १, आ० )=રક્ષણ કરવું.

द

दत्त ( भू० )=અર્પણ કરેલ.
दनुज ( पुं० )=દાનવ.
दन्त ( पुं० )=દાંત.
दम ( पुं० )=ઉપશમ.
दम्भ ( पुं० )=કપટ.
दया ( स्त्री० )=કરૂણા, કૃપા.
दर ( न० )=(૧) ભય; (૨) વિદારણ.
दर्शन ( न० )=જોવું તે.
दव ( पुं० )=દાવાનળ, અરણ્યનો અગ્નિ.
दह् ( १, प० )=બાળવું.

दा ( ३, उ० )=આપવું.
दा ( २, प० )=કાપવું.
दान ( न० )=(૧) આપવું તે; (૨) મદ.
दानव ( पुं० )=અસુર.
दार ( पुं० )=(૧) વિનાશ; (૨) સ્ત્રી.
दारिद्र्य ( न० )=દરિદ્રતા.
दित ( भू० )=કાપી નાખેલ.
दिश् ( ६, उ० )=આપવું, કરવું.
दीक्षा ( स्त्री० )=દીક્ષા, મુનિ-વ્રત.
दीन ( वि० )=દરિદ્ર.
दु ( ५, प० )=દુઃખ દેવું.
दुःख ( न० )=પીડા.
दुरित ( न० )=પાપ.
दुरितारि ( स्त्री० )=દુરિતારિ, ત્રીજા તીર્થંકરની શાસન-દેવી.
दुर्दान्त ( वि० )=જેનું દુઃખેથી દમન થઇ શકે તેવું.
दुर्धी ( त्रि० )=દુષ્ટ બુદ્ધિવાળું.
दुर्लभ ( त्रि० )=દુર્લભ, સહેલાઇથી ન મેળવી શકાય તેવું.
दुष्ट ( वि० )=ખરાબ.
दुष्कृत ( न० )=પાપ.
दूर ( वि० )=આઘેનું.
दृश् ( स्त्री )=દૃષ્ટિ.
देव ( पुं० )=(૧) સુર; (૨) રાજા.
देवता ( स्त्री० )=દેવી.
देवी ( स्त्री० )=દેવી.
देवेन्द्र ( पुं० )=સુર-પતિ.
देह ( पुं०, न० )=શરીર.
देहजुष् ( त्रि० )=પ્રાણી.
दैत्य ( पुं० )=દાનવ.
दो ( ४, प० )=કાપવું.
दोष ( पुं० )=દોષ, અવગુણ.
द्युत् ( स्त्री० )=(૧) પ્રકાશ; (૨) કિરણ.
द्युति ( स्त्री० )=પ્રકાશ, તેજ.
द्वन्द्व ( न० )=(૧) જોડકું; (૨) ક્લેશ.
द्विष् ( वि० )=તિરસ્કાર કરનાર.
द्रुम ( पुं० )=તરુ, ઝાડ.

### ध

धर ( पुं० )=પર્વત.
धर ( वि० )=ધારણ કરનાર.
धरण ( पुं० )=ધરણ.
धन ( न० )=પૈસા.
धरणी ( स्त्री० )=પૃથ્વી.
धरा ( स्त्री० )=(૧) પૃથ્વી; (૨) ધારણ કરનારી.
धरी ( स्त्री० )=ધારણ કરનારી.
धरेश ( पुं० )=(૧) પૃથ્વીપતિ; (૨) મેરુ (પર્વત).
धर्म ( पुं० )=ધર્મ( નાથ ), જૈનોના પંદરમા તીર્થંકર.
धर्म ( पुं० )=(૧) ધર્મ; (૨) પુણ્ય.
धवलिमन् ( पुं० )=ધોળાસ.
धा ( ३, उ० )=ધારણ કરવું; निधा=મૂકવું; विधा=કરવું.
धामन् ( न० )=ગૃહ.
धी ( स्त्री० )=બુદ્ધિ.
धीर ( त्रि० )=(૧) સમર્થ; (૨) ધૈર્યયુક્ત.
धु ( ५, उ० )=હલાવવું; प्रविधु=વિશેષ કરીને હલાવવું.
धुनान ( व० )=હલાવતું.
धुर् ( स्त्री० )=ધુરા, ધોંસરી.
धृ ( १, उ० )=ધરવું.
धोरणी ( स्त्री० )=પરંપરા.
ध्यान ( न० )=ધ્યાન.
ध्वंस् ( १, आ० )=નાશ કરવો.
ध्वज ( पुं० )=પતાકા, વાવટો.

### न

न ( अ० )=નહિ.
नत ( भू० )=પ્રણામ કરેલ.
नति ( स्त्री० )=પ્રણામ.

नदी ( स्त्री० )=નદી.
नन्दा ( स्त्री० )=નન્દા, શીતલનાથની માતા.
नन्दित ( भू० )=ખુશી કરેલ.
नन्दिन् ( वि० )=આનંદી.
नम् ( १, प० )=નમવું.
नमि ( भू० )=નમિ(નાથ), જૈનોના એકવીસમા તીર્થંકર.
नम्र ( वि० )=નમનશીલ.
नय ( पुं० )=(૧) ન્યાય; (૨) યથાર્થ અભિપ્રાય.
नर ( पुं० )=મનુષ્ય.
नरक ( पुं० )=નરક.
नलिनी ( स्त्री० )=પદ્મિની.
नव ( वि० )=નવીન.
नवीन ( वि० )=નૂતન.
नश् ( ४, प० )=નાશ થવો; विनश्=વિનાશ થવો.
नाकिन् ( पुं० )=દેવ.
नाग ( पुं० )=કુંજર, હાથી.
नाथ ( पुं० )=સ્વામી.
नाभि ( स्त्री० )=ડુંટી.
नाभेय ( पुं० )=(૧) બ્રહ્મા; (૨) નાભિ (રાજા)-ના પુત્ર, ઋષભદેવ.
नामन् ( न० )=નામ.
नालीक ( पुं० )=કમળ.
नालीक ( न० )=કમળનો સમુહ.
नाशित ( भू० )=નાશ કરેલ.
निखिल ( वि० )=સમસ્ત.
नाश ( पुं० )=ક્ષય.
निकर ( पुं० )=સમુદાય, સમૂહ.
निचय ( पुं० )=સમુદાય.
नितमाम् ( अ० )=અત્યંત.
नितम्ब ( पुं० )=કટિપશ્ચાદ્ભાગ.
नितान्तम् ( अ० )=અત્યંત, સર્વથા.
नित्यम् ( अ० )=સદા.
निधन ( पुं०, न० )=મરણ.
निधि ( पुं० )=ભંડાર.
नियोग ( पुं० )=આજ્ઞા.
निर् ( अ० )=અત્યંતતાવાચક અવ્યય.
निरस्त ( भू० )=નિરાસ કરેલ.
निर्मथन ( न० )=નાશ.
निर्माय ( वि० )=કપટ રહિત.
निर्वाण ( न० )=(૧) મોક્ષ; (૨) સુખ.
निर्वाणिनी ( स्त्री० )=સુખી.
निर्वाणी ( स्त्री० )=નિર્વાણી, સોળમા તીર્થં-કરની શાસન-દેવી.
निर्वृति ( स्त्री० )=નિર્વાણ, મોક્ષ.
निवास ( पुं० )=રહેઠાણ.
निशा ( स्त्री० )=રાત્રિ.
निशात ( वि० )=સતેજ કરેલ.
निशापति ( पुं० )=ચન્દ્ર.
निःशेष ( वि० )=સમસ્ત.
निषेध ( पुं० )=મનાઈ.
निष्क ( पुं०, न० )=સુવર્ણ.
नी ( १, उ० )=લઈ જવું, દોરવવું; आनी=લઇ જવું.
नीर ( न० )=જળ.
नीरज ( न० )=કમળ.
नीरद ( पुं० )=મેઘ.
नीरस ( वि० )=રસ વિનાનું, ધન વિનાનું.
नीलकण्ठी ( स्त्री० )=મયૂરી, ઢેલ.
नु ( २, प० )=સ્તુતિ કરવી.
नुद् ( ६, प० )=પીડા કરવી.
नुन्न ( भू० )=પરાસ્ત.
नृ ( पुं० )=માનવ.
नू ( ६, प० )=સ્તુતિ કરવી.
नेत्र( न० )=આંખ.
नेमि ( पुं० )=નેમિ(નાથ), જૈનોના બાવીસમા તીર્થંકર.
नौ ( स्त्री० )=નૌકા, વહાણ.

### प

**पक्ष** ( पुं० )=બાજુ.
**पङ्क** ( पुं० )=કાદવ.
**पङ्कजिनी** ( स्त्री० )=કમલિની, કમળોની લતા.
**पङ्क्ति** ( स्त्री० )=શ્રેણિ.
**पठन** ( न० )=ભણવું તે.
**पण्डा** ( स्त्री० )=બુદ્ધિ.
**पण्डित** ( पुं० )=પણ્ડિત, વિદ્વાન્.
**पत्** ( १, प० )=પડવું.
**पति** ( पुं० )=નાથ.
**पथ** ( पुं० )=માર્ગ.
**पद्** ( पुं० )=પગ.
**पद** ( न० )=(૧) પદવી; (૨) સ્થાન; (૩) ચરણ.
**पद्म** ( न० )=સૂર્ય-કમળ.
**पद्मबन्धु** ( पुं० )=સૂર્ય.
**पद्मा** ( स्त्री० )=(૧) લક્ષ્મી; (૨) શોભા.
**पद्मावती** ( स्त्री० )=**પદ્માવતી**, ત્રેવીસમા તીર્થંકરની શાસન-દેવી.
**पर** ( पुं० )=શત્રુ.
**पर** ( त्रि० )=(૧) ઉત્કૃષ્ટ; (૨) અન્ય; (૩) તત્પર.
**परम** ( वि० )=શ્રેષ્ઠ.
**परमेष्ठिन्** ( पुं० )=પરમેષ્ઠી.
**पराग** ( पुं० )=પુષ્પની બારીક રજ.
**पराभव** ( पुं० )=પરાભવ, અપમાન.
**परिचय** ( पुं० )=(૧) ઓળખાણ; (૨) અભ્યાસ.
**परिजेतृ** ( त्रि० )=વિજય મેળવનાર.
**परिपालन** ( न० )=રક્ષણ.
**पर्जन्य** ( पुं० )=(૧) ઇન્દ્ર; (૨) મેઘ.
**पवित्र** ( वि० )=પવિત્ર.
**पा** ( २, प० )=રક્ષણ કરવું.
**पाणि** ( पुं० )=હાથ.
**पाणिज** ( पुं० )=હાથનો નખ.
**पाथस्** ( न० )=જળ.
**पाद** ( पुं० )=(૧) કિરણ; (૨) ચરણ.
**पान** ( न० )=પીવું તે.
**पाप** ( न० )=પાપ, દુષ્કૃત્ય.
**पार** ( पुं०, न० )=છેડો.
**पारगत** ( पुं० )=તીર્થંકર.
**पार्श्व** ( पुं० )=(૧) પાર્શ્વ(નાથ), જૈનોના ત્રેવીસમા તીર્થંકર; (૨) પાર્શ્વ (યક્ષ).
**पार्श्व** ( पुं०, न० )=પડખું.
**पाल्** ( १, उ० )=રક્ષણ કરવું.
**पीठ** ( पुं० )=આસન.
**पीडा** ( स्त्री० )=દુઃખ.
**पीयूष** ( न० )=અમૃત.
**पुंस्** ( पुं० )=માનવ.
**पुण्य** ( न० )=પુણ્ય.
**पुर** ( न० )=નગર.
**पुर** ( न० )=શરીર.
**पुरी** ( स्त्री० )=નગરી.
**पुरुष** ( पुं० )=પુરૂષ.
**पूज्** ( १, उ० )=પૂજવું.
**पूज्य** ( त्रि० )=પૂજવા લાયક.
**पूरुष** ( पुं० )=નર.
**पृथु** ( वि० )=વિશાળ.
**पृथुल** ( वि० )=વિશાળ.
**प्र** ( अ० )=પ્રકર્ષતાવાચક અવ્યય.
**प्रकट** ( वि० )=સ્પષ્ટ, ખુલ્લું.
**प्रकर** ( पुं० )=સમુદાય.
**प्रकाश** ( पुं० )=(૧) પ્રકાશ; (૨) જ્ઞાન.
**प्रकृष्ट** ( त्रि० )=ઉત્તમ, મુખ્ય.
**प्रचुर** ( त्रि० )=બહુ.
**प्रज्ञप्ति** ( स्त्री० )=પ્રકૃષ્ટ જ્ઞાન.
**प्रज्ञप्तिका** ( स्त्री० )=**પ્રજ્ઞપ્તિ** ( વિદ્યા-દેવી ).
**प्रज्ञावत्** ( वि० )=બુદ્ધિમાન્.
**प्रणति** ( स्त्री० )=પ્રણામ.
**प्रताप** ( पुं० )=પ્રતાપ, પ્રભાવ.
**प्रति** ( अ० )=ને.

प्रतिबिम्ब ( न० )=પ્રતિબિમ્બ.
प्रत्यर्थिन् ( पुं० )=દુશ્મન.
प्रथ् ( १०, उ० )=પ્રસિદ્ધ કરવું.
प्रथित ( भू० )=પ્રસિદ્ધ.
प्रदान ( न० )=અર્પણ.
प्रभव ( पुं० )=ઉત્પત્તિ.
प्रभा ( स्त्री० )=(૧) સૂર્યની પત્ની; (૨) કાન્તિ.
प्रभाव ( पुं० )=મહિમા.
प्रमद ( पुं० )=આનન્દ.
प्रमदा ( स्त्री० )=સ્ત્રી.
प्रमाद ( पुं० )=ગફલત.
प्रमोद ( पुं० )=હર્ષ.
प्रवचन ( न० )=સિદ્ધાન્ત.
प्रवर ( त्रि० )=ઉત્તમ.
प्रवृत्ति ( स्त्री० )=આચરણ.
प्रशस्त ( न० )=(૧) મંગળ; (૨) પ્રશંસા-પાત્ર.
प्रसाद ( पुं० )=કૃપા.
प्रसिद्ध ( भू० )=પ્રસિદ્ધ, પ્રખ્યાત.
प्राज्य ( त्रि० )=પ્રૌઢ.
प्राणिन् ( पुं० )=જીવ.
प्रिय ( पुं० )=પતિ.
प्रिय ( त्रि० )=ઇષ્ટ, વલ્લભ.
प्रिया ( स्त्री० )=પત્ની.
प्रियङ्गु ( पुं०, स्त्री० )=પ્રિયંગુ.
प्रेरित ( भू० )=પ્રેરાયેલ.

## ब

बन्ध ( पुं० )=(૧) બન્ધન; (૨) દેહ.
बन्धु ( पुं० )=મિત્ર.
बल ( न० )=(૧) બળ, પરાક્રમ; (૨) પ્રાણ.
बला ( स्त्री० )=બલા, સત્તરમા તીર્થંકરની શાસન-દેવી.
बहु ( त्रि० )=ઘણું.
बाल ( पुं० )=બાળ.
बाल ( त्रि० )=નવીન.
बाला ( स्त्री० )=સ્ત્રી.
बिम्ब ( न० )=મણ્ડળ.
बुद्ध ( भू० )=જાગૃત થયેલ.
बोध ( पुं० )=જ્ઞાન, સમજણ.

## भ

भक्त ( त्रि० )=સેવામાં તત્પર.
भक्ति ( स्त्री० )=સેવા.
भक्तिमत् ( त्रि० )=ભક્ત, સેવક.
भगवत् ( पुं० )=ભગવાન.
भज् ( १, उ० )=ભજવું.
भञ्जन ( न० )=વિનાશ.
भद्र ( न० )=કલ્યાણ.
भय ( न० )=બીક.
भर ( पुं० )=સમુદાય.
भव ( पुं० )=(૧) સંસાર; (૨) કલ્યાણ; (૩) ઉત્પત્તિ.
भवत् ( स० )=આપ.
भवन ( न० )=ગૃહ.
भवभृत् ( त्रि० )=પ્રાણી.
भविन् ( त्रि० )=સંસારી.
भव्य ( त्रि० )=વહેલો મોડો મોક્ષે જનાર.
भा ( २, प० )=શોભવું; विभा=શોભવું.
भा ( स्त्री० )=તેજ.
भानु ( पुं० )=(૧) ભાનુ ( રાજા ); (૨) તેજ.
भाल ( न० )=લલાટ, કપાળ.
भार ( पुं० )=સમૂહ.
भाव ( पुं० )=(૧) પદાર્થ; (૨) સત્તા.
भारती ( स्त्री० )=વાણી.
भास् ( स्त्री० )=પ્રકાશ.
भासमाना ( व० )=પ્રકાશિત.
भासित ( भू० )=પ્રકાશિત.
भासुर ( त्रि० )=પ્રકાશિત.
भास्वत् ( पुं० )=સૂર્ય.
भास्वत् ( त्रि० )=તેજસ્વી.

**भिद्** ( ૭, ૩૦ )=ભેદવું.
**भिदा** ( स्त्री० )=ભેદન.
**भिन्न** ( भू० )=ભેદી નાખેલ.
**भी** ( स्त्री० )=ભય.
**भुज** ( ७, उ० )=ભક્ષણ કરવું, ખાવું.
**भुवन** ( न० )=જગત.
**भू** ( स्त्री० )=પૃથ્વી.
**भू** ( १, प० )=થવું.
**भूप** ( पुं० )=નૃપતિ.
**भूपाल** ( पुं० )=રાજા.
**भूस्पृश्** ( पुं० )=મનુષ્ય.
**भृ** ( ३, उ० )=ધારણ કરવું.
**भृत** ( वि० )=ધારણ કરનાર.
**भेजुषी**( स्त्री० )=ભજેલી, આશ્રય લીધેલી.
**भोग** ( पुं० )=વિષય.
**भोजन** ( न० )=આહાર, જમણ.
**भोस्** ( अ० )=સંબોધનવાચક અવ્યય.
**भ्रमण** ( न० )=રખડપટ્ટી.
**भ्राजिष्णु** ( वि० )=શોભનશીલ, પ્રકાશનાર.

## म

**मकर** ( पुं० )=મગર.
**मघवत्** ( पुं० )=ઇન્દ્ર.
**मङ्गल** ( न० )=મંગલ, કલ્યાણ.
**मञ्जरि** ( स्त्री० )=માંજર.
**मञ्जु** ( वि० )=મનોહર.
**मणि** ( पुं०, स्त्री० )=રત્ન.
**मणी** ( स्त्री० )=રત્ન.
**मण्डल** ( न० )=(૧) કોઠ; (૨) સમુદાય.
**मत** ( न० )=દર્શન.
**मत** ( भू० )=માનેલ.
**मति** ( स्त्री० )=બુદ્ધિ.
**मतिमत्** ( वि० )=બુદ્ધિશાળી.
**मत्त** ( भू० )=છાકી ગયેલ.
**मद** ( पुं० )=(૧) અભિમાન; (૨) હર્ષ; (૩) આશ્ચર્ય; (૪) હાથીના કુમ્ભ-સ્થળમાંથી ઝરતું જળ.
**मदन** ( पुं० )=કામદેવ.
**मदीय** ( स० )=મારૂં.
**मधु** ( पुं० )=મધુ ( દૈત્ય ).
**मधुत्व** ( न० )=મીઠાશ.
**मधुर** ( वि० )=મધુર.
**मधुरता** ( स्त्री० )=મીઠાશ.
**मध्ये** ( अ० )=મધ્યમાં.
**मन्** ( ४, आ०; ८, आ० )=ધ્યાન ધરવું.
**मनस्** ( न० )=ચિત્ત.
**मन्थ्** ( ९, प० )=મથવું.
**मन्दार** ( पुं० )=કલ્પવૃક્ષ.
**मन्दिर** ( न० )=ગૃહ, ઘર.
**ममता** ( स्त्री० )=મમત્વ, મારાપણું.
**मर** ( पुं० )=મરણ.
**मरण** ( न० )=મરણ.
**मराल** ( पुं० )=હંસ.
**मरीचि** ( पुं०, स्त्री० )=કિરણ.
**मरुत्** ( पुं० )=પવન.
**मर्त्य** ( पुं० )=માનવ.
**मर्मन्** ( न० )=મર્મ.
**मल** ( पुं०, न० )=પાપ.
**मल्लि** ( पुं० )=મલ્લિ(નાથ), જૈનોના ઓગણીસમા તીર્થંકર.
**मलिन** ( वि० )=મેલું.
**मस्तक** ( न० )=માથું.
**मह्** ( १, प०; १०, उ० )=પૂજવું.
**महत्** ( व० )=પૂજતો.
**महत्** ( वि० )=મોટું.
**महस्** ( न० )=(૧) તેજ; (૨) ઉત્સવ.
**महिमन्** ( पुं० )=મહિમા, ગૌરવ.
**महित** ( भू० )=પૂજાયેલ.
**मा** ( स्त्री० )=(૧) લક્ષ્મી; (૨) શોભા.

माकन्द ( न० )=આમ્ર, આંબો.
माधुर्य ( न० )=મધુરતા.
मान ( पुं० )=(૧) અભિમાન; ૨) પૂજા.
मान ( न० )=માપ.
मानव ( पुं० )=મનુષ્ય.
मानवी ( स्त्री० )=માનવી ( વિદ્યા-દેવી ).
मानस ( न० )=(૧) ચિત્ત; (૨) માનસ ( સરોવર ).
माया ( स्त्री० )=કપટ.
मार ( पुं० )=મદન, કામદેવ; (૨) મરણ.
मारण ( न० )=હિંસા.
माला ( स्त्री० )=શ્રેણિ.
मालित ( वि० )=યુક્ત.
मितद्रु ( पुं० )=સમુદ્ર.
मुकुर ( पुं० )=આદર્શ, દર્પણ.
मुक्त ( भू० )=છોડી દીધેલ.
मुक्ता ( स्त्री० )=મોતી.
मुक्ति ( स्त्री० )=મોક્ષ.
मुच् ( ६, प० )=છોડવું; परिमुच्=છોડવું; विमुच्=છોડવું.
मुद् ( स्त्री० )=હર્ષ.
मुदित ( न० )=હર્ષ.
मुनिसुव्रत ( पुं० )=મુનિસુવ્રત(નાથ), જૈનોના વીસમા તીર્થંકર.
मुनि ( पुं० )=સાધુ.
मुष् ( ९, प० )=ચોરી કરવી.
मूर्धन् ( पुं० )=મસ્તક.
मृग ( पुं० )=હરણ.
मृगमद ( पुं० )=કસ્તુરી.
मेघ ( पुं० )=વાદળ.
मेधाविन् ( वि० )=બુદ્ધિશાળી.
मोद ( पुं० )=હર્ષ.
मोदित ( भू० )=હર્ષ પામેલું.
मोह ( पुं० )=અજ્ઞાન.
मोहन ( न० )=વિષય-સેવન.
मोहन ( वि० )=સુન્દર, મોહકારક.

य

यक्ष ( पुं० )=યક્ષ.
यति ( पुं० )=મુનિ, સાધુ.
यति ( स्त्री० )=(૧) વિરતિ, સંયમ; (૨) વિરામ.
यद् ( स० )=જે.
यम ( पुं० )=(૧) મરણ; (૨) વ્રત.
यमिन् ( वि० )=વ્રતયુક્ત, યતિ.
यशस् ( न० )=કીર્તિ.
या ( स्त्री० )=લક્ષ્મી.
या ( २, प० )=જવું.
यात ( भू० )=ગયેલ.
याम ( पुं० )=વ્રત.
युक्ति ( स्त्री० )=(૧) ન્યાય; (૨) અનુમાન.
युष्मद् ( स० )=દ્વિતીયપુરૂષવાચક સર્વનામ.
यूथ ( न० )=સમૂહ.
योध ( पुं० )=લડવૈયો.

र

रङ्ग ( पुं० )=(૧) વર્ણ; (૨) રાગ.
रच् ( १०, उ० )=રચવું.
रजनी ( स्त्री० ) રાત્રિ.
रजस् ( न० )=(૧) પાપ; (૨) ધૂળ.
रण ( पुं०, न० )=યુદ્ધ.
रत ( न० )=વિષય-સેવન.
रति ( स्त्री० )=(૧) કામદેવની પત્ની; (૨) પ્રીતિ.
रतीश ( पुं० )=કામદેવ.
रद ( पुं० )=દાંત.
रम् ( १, आ० )=રમવું.
रम ( वि० )=રમ્ય.
रमा ( स्त्री० )=લક્ષ્મી.
रम्भा ( स्त्री० )=અપ્સરા.
रव ( पुं० )=ધ્વનિ, અવાજ.
रवि ( पुं० )=સૂર્ય.
रस ( पुं० )=(૧) રસ; (૨) જળ; (૩) આદર; (૪) બળ; (૫) રાગ, પ્રેમ.

रसन ( न० )=કટિ-મેખળા, કંદોરો.
रसा ( स्त्री० )=પૃથ્વી, ભૂમિ.
रसाल ( पुं० )=ઝાડ.
रहित ( त्रि० )=વિનાનું.
रा ( २, प० )=આપવું.
राका ( स्त्री० )=પૂર્ણિમા, પૂનેમ.
राग ( पुं० )=સ્નેહ.
राज् ( १, उ० )=પ્રકાશવું.
राजत ( न० )=રૂપું.
राजदन्त ( पुं० )=ઉપલા દાંતની હારમાંના વચલા બે દાંત પૈકી એક.
राजन् ( पुं० )=(१) રાજા; (२) પ્રભુ; (३) ચન્દ્ર.
राजमान ( व० )=શોભતું.
राजित ( भू० )=સુશોભિત.
राजहंस ( पुं० )=રાજહંસ.
राजि ( स्त्री० )=શ્રેણિ.
राजिन् ( त्रि० )=શોભનશીલ.
राजी ( स्त्री० )=શ્રેણિ.
राजीमती ( स्त्री० )=રાજીમતી.
राजीव ( न० )=કમળ.
राज्य ( न० )=રાજ્ય.
राम ( वि० )=રમણીય, મનોહર.
रामा ( स्त्री० )=(१) નારી; (२) રામા (રાણી).
राशि ( पुं० )=સમૂહ.
रीति ( स्त्री० )=મર્યાદા.
राहु ( पुं० )=રાહુ.
रीण ( भू० )=ક્ષય પામેલ.
रुच ( स्त्री० )=કાન્તિ.
रुचि ( स्त्री० )=(१) કિરણ; (२) પ્રભા.
रुचिर ( त्रि० )=મનોહર.
रुज् ( स्त्री० )=રોગ.
रुजा ( स्त्री० )=રોગ.
रूप ( न० )=સ્વરૂપ.
रै ( पुं० )=ધન.
रैवत ( पुं० )=ગિરિનાર ( પર્વત ).
रोग ( पुं० )=વ્યાધિ, રોગ.
रोचित ( भू० )=સુશોભિત.
रोहिणी ( स्त्री० )=રોહિણી ( વિદ્યા-દેવી ).
रोहित ( भ० )=ઉત્પન્ન થયેલ.

## ल

लक्ष ( न० )=કપટ, દગો.
लक्षण ( न० )=ચિહ્ન.
लक्ष्मी ( स्त्री० )=લક્ષ્મી, ધન.
लभ् ( १, आ० )=મેળવવું.
लय ( पुं० )=એકતાનપણું.
लस् ( १, प० )=પ્રકાશવું.
ला ( २, प० )=ગ્રહણ કરવું.
लाङ्गल ( पुं० )=હળ.
लाञ्छित ( त्रि० )=અંકિત.
लाभ ( पुं० )=લાભ, પ્રાપ્તિ.
लुठ ( ६, प० )=આળોટવું.
लू ( ९, प० )=છેદવું, કાપવું.
लोभ ( पुं० )=લોભ.

## व

वंश ( पुं० )=વંશ, કુળ.
वक्त्र ( न० )=મુખ.
वचन ( न० )=વચન.
वचस् ( न० )=વચન.
वज्राङ्कुशी ( स्त्री० )=વજ્રાંકુશી (વિદ્યા-દેવી ).
वत् ( अ० )=સરખું, બરાબર.
वदन ( न० )=મુખ.
वन ( न० )=(१) જંગલ; (२) જળ.
वनी ( स्त्री० )=જંગલ.
वपुस् ( न० )=દેહ.
वर ( पुं० )=(१) વરદાન; (२) નાથ.
वर ( वि० )=ઉત્તમ.
वरद ( वि० )=વરદાન આપનાર.
वर्जित ( वि० )=રહિત.
वर्ण ( पुं० )=(१) રંગ; (२) અક્ષર.

वलक्ष ( वि० )=ગૌર વર્ણવાળું
वल्लरी ( स्त्री० )=વેલ.
वश ( वि० )=તાબેદાર.
वशा ( स्त्री० )=સ્ત્રી.
वसु ( स्त्री० )=તેજ.
वसुधा ( स्त्री० )=પૃથ્વી.
वसुपूज्य ( पु० )=વસુપૂજ્ય, વાસુપૂજ્યના પિતા.
वह् ( १, उ०)=ધારણ કરવું.
वाच् ( स्त्री० )=વાણી.
वाचंयम ( पुं० )=મુનિ.
वाणी ( स्त्री० )=વાણી.
वात ( पुं० )=વાયુ, પવન.
वादिन् ( त्रि० )=વાદી, વાદ-વિવાદ કરનાર.
वाम ( वि० )=(૧) પ્રતિકૂળ; (૨) મનોહર.
वामा ( स्त्री० )=નારી.
वार् ( न० )=જળ.
वार ( पुं० )=સમૂહ.
वारि ( न० )=જળ.
वारिज ( न० )=કમળ.
वाल ( पुं० )=કેશ.
वि ( अ० )=(૧) વિયોગસૂચક અવ્યય; (૨) વિશેષતાવાચક અવ્યય.
विगत ( भू० )=(૧) વિશેષે કરીને ગયેલું; (૨) વિશેષે કરીને પ્રાપ્ત થયેલું.
विघ्न ( पुं० )=સંકટ.
विजया ( स्त्री० )=વિજયા, અજિતનાથની જનની.
विज्ञ ( न० )=નિપુણ, ચતુર.
विज्ञान ( न० )=વિજ્ઞાન.
विडम्ब् ( १०, उ० )=વિડંબના પમાડવી.
वित्ति ( स्त्री० )=જ્ઞાન.
विद् ( २, प० )=જાણવું.
विदित ( भू० )=પ્રસિદ્ધ.
विदिता ( स्त्री० )=વિદિતા, તેરમા તીર્થંકરની શાસન-દેવી.
विद्या ( स्त्री० )=જ્ઞાન.
विद्वस् ( वि० )=પણ્ડિત.
विधि ( पुं० )=કાર્ય, કામ.
विधु ( पुं० )=ચન્દ્ર.
विनम्र ( वि० )=અત્યંત નમનશીલ.
विनय ( पुं० )=વિનય.
विना ( अ० )=વગર.
विनील ( वि० )=અતિશય શ્યામ.
विपक्ष ( पुं० )=શત્રુ.
विबोध ( पुं० )=વિકાસ.
विभव ( पुं० )=સંપત્તિ.
विभा ( स्त्री० )=(૧) તેજ; (૨) લક્ષ્મી.
विभाकर ( पुं० )=સૂર્ય.
विभावसु ( पुं० )=અગ્નિ.
विभासिन् ( वि० )=તેજસ્વી.
विभु ( पुं० )=નાથ.
विमल ( पुं० )=વિમલ(નાથ), જૈનોના તેરમા તીર્થંકર.
विमल ( वि० )=નિર્મળ.
विमुक्त ( भू० )=વિશેષે કરીને ત્યજી દીધેલ.
विलम्ब ( पुं० )=વિલંબ, વાર.
विलसत् ( व० )=પ્રકાશતું.
विलोचन ( न० )=આંખ.
विवर्तिन् ( वि० )=વર્તનાર.
विविध ( त्रि० )=જાત જાતના.
विश् ( पुं० )=માનવ, મનુષ્ય.
विश् ( ६, प० )=પ્રવેશ કરવો.
विशद ( वि० )=નિર્મળ.
विशसन ( न० )=મારી નાખવું તે.
विशाल ( वि० )=મોટું.
विश्व ( न० )=દુનિયા.
विश्व ( वि० )=સમસ્ત, સઘળું.
विश्वा ( स्त्री० )=દુનિયા.

कर !=હે સુખ આપનાર !
शान्त ( ધા० शम् )=શમાવી દીધેલ, નાશ કરેલ.
मोह=મોહ, મમત્વ.
शान्तमोह !=નાશ કર્યો છે મોહનો જેણે એવા !
त्वां ( મૂ० युष्मद् )=તને.
उल्लसत् ( ધા० लस् )=ઉલ્લાસ પામતો.
पुलक=રોમાંચ.
पक्ष्मल=પાંખવાળો.
देह=શરીર.
देश=અવયવ.
उल्लसत्पुलकपक्ष્मलदेहदेशाः=ઉલ્લાસ પામતા રોમાંચ વડે પાંખવાળા છે શરીરના અવયવો જેમના એવા.
सम्यक्=રૂડી રીતે.
प्रणम्य ( ધા० नम् )=પ્રણામ કરીને.
न=નહિ.
लभन्ति ( ધા० लभ् )=મેળવે છે, પામે છે.
कदाचन=કોઈ વાર.
अपि=પણ.

## પદ્યાર્થ

"હે અજ્ઞાનનો અન્ત આણનાર ( અજિતનાથ ) ! હે વિશિષ્ટ જ્ઞાનથી યુક્ત અને રાગથી મુક્ત એવા સુખના દાતા ! હે નિર્મોહ ! રૂડી રીતે પ્રણામ કરીને જેમના શરીરના અવયવો ( ભક્તિથી ) ઉલ્લાસ પામતા રોમાંચ વડે પક્ષ્મલ બન્યા છે એવા વિચક્ષણ મનુષ્યો ( આ ) પૃથ્વી ઉપર કલંકિત અવસ્થાને કદાપિ પ્રાપ્ત થતા નથી."—૨

## સ્પષ્ટીકરણ

**પ્રયોગ-વિચાર—**

આ પદ્યમાં लभन्ति એવો જે પ્રયોગ છે, તે ચિન્ત્ય છે, કેમકે लभ् ધાતુ આત્મનેપદી છે. આથી આને બદલે लभन्ते એવો પ્રયોગ હોવો સમુચિત છે, પરંતુ તેમ થતાં છંદનો ભંગ થાય છે. ત્યારે શું "अपि माषं मषं कुर्याच्छन्दोभङ्गं त्यजेद् गिरम्" એ નિયમ અનુસાર છંદોભંગ ન કરવાના ઉદ્દેશથી કવિરાજે આવો પ્રયોગ કર્યો હશે કે તેમણે लभन्तिના સ્થાને भजन्ति જેવો કોઇ અન્ય પ્રયોગજ કર્યો હશે અને લેખકને હાથે આવો દોષ ઉપસ્થિત થયો હશે ?

—:o:—

आनन्दकन्दलितमानसदैवतेन—
स्तोतव्य ! यैः सुरपुरन्ध्रिकटाक्षपाशः ।
आनन्द कं दलितमान ! सदैव तेनं
त्वामेकवीरमपहाय न मन्मथोऽन्यम् ॥ ३ ॥

---

૧ સરખાવો કલ્યાણમન્દિર સ્તોત્રના ૪૩ મા પદ્યગત નિમ્ન-લિખિત પાઠ:—
"सान्द्रोल्लसत्पुलककञ्चुकिताङ्गभागाः"

टि०—१ प्रमोदाङ्कुरितहृदयसुरपतिस्तवनीय ! । २ यः सुराङ्गनाकटाक्षपाशो विद्यते । ३ आनन्द–बबन्ध । ४ कम् ? जनम् । ५ दलितमद ! । ६ तेन–देवाङ्गनाकटाक्षपाशेन । ७ भवन्तं अद्वितीयवीरं त्यक्त्वा ॥ ३ ॥

## अन्वयः

आनन्द-कन्दलित-मानस-दैवत-इन-स्तोतव्य ! दलित-मान ! यः सुर-पुरन्ध्रि-कटाक्ष-पाशः मन्मथः ( विद्यते ), तेन त्वां एक-वीरं अपहाय सदैव अन्यं कं न आनन्द ! ।

## શબ્દાર્થ

आनन्द=આનન્દ, હર્ષ.
कन्दलित (મૂ० कन्दल )=અંકુરિત, અંકુર પામેલ.
मानस=મન, ચિત્ત.
दैवत=દેવોનો સમુદાય.
इन=સ્વામી, પતિ.
स्तोतव्य ( ધા० स्तु )=સ્તુતિ કરવા યોગ્ય.
आनन्दकन्दलितमानसदैवतेनस्तोतव्य !=હે આનન્દથી અંકુરિત ચિત્ત વડે સુરપતિને સ્તુતિ કરવા યોગ્ય !
यः ( મૂ० यद् )=જે.
सुर=દેવ.
पुरन्ध्रि=સ્ત્રી, દયિતા.
कटाक्ष=કટાક્ષ, આંખના કોણથી જોવું તે.
पाश=પાશ, જાળ.
सुरपुरन्ध्रिकटाक्षपाशः=દેવની દયિતાના કટાક્ષરૂપ જાળ છે જેની પાસે એવો.
आनन्द ( ધા० अद् )=બાંધ્યો.
कं ( મૂ० किम् )=કોને.
दलित ( ધા० दल् )=દળી નાંખેલ, નાશ કરેલ.
मान=મદ.
दलितमान !=નાશ કર્યો છે મદનો જેણે એવા !
सदैव=હમેશાંજ.
तेन ( મૂ० तद् )=તેનાથી.
त्वां ( મૂ० युष्मद् )=તને.
एक=અસાધારણ, અદ્વિતીય.
वीर=વીર.
एकवीरं=અસાધારણ વીરને.
अपहाय ( ધા० हा )=છોડીને.
न=નહિ.
मन्मथः ( મૂ० मन्मथ )=મદન, કામદેવ.
अन्यं ( મૂ० अन्य )=અપર, બીજો.

## પદ્યાર્થ

" હે આનન્દથી અંકુરિત ચિત્ત વડે ( ચોસઠ ) સુરપતિઓને ( પણ ) સ્તુતિ કરવા લાયક (જિનેશ્વર) ! હે નિરહંકારી પ્રભુ ! જેની પાસે દિવ્યાંગનાના કટાક્ષરૂપ પાશ છે એવો જે મદન છે, તેણે અદ્વિતીય વીરરૂપ તને છોડીને અન્ય કોને ( આ પાશથી ) બાંધ્યો નહિ ?"—૩

———:0:———

राजन्मदे वरमणीरुचिराजितारं
नानाविधं वपुषि भूषणमुद्वहन्ती ।
नाचुक्षुभज्जिन ! भवन्तमुदारकान्ति–
राजन्म देवरमणी रुचिराऽजिताऽरम् ॥ ४ ॥[1]

### अन्वयः

(हे) अजित ! जिन ! रुचिरा उदार–कान्तिः वर–मणी–रुचि–राजि–तारं नानाविधं भूषणं रै–जन्म–दे वपुषि अरं उद्वहन्ती, आ–जन्म देव–रमणी भवन्तं न अचुक्षुभत

### શબ્દાર્થ

रै=લક્ષ્મી.
जन्मन्=જન્મ, ઉત્પત્તિ.
दा=આપવું.
राजन्मदे=લક્ષ્મી–નન્દનને આપનાર, મદનદાયક.
वर=ઉત્તમ.
मणी=મણિ, રત્ન.
रुचि=પ્રભા, તેજ.
राजि=શ્રેણિ, રેખા.
तार=મનોહર.
वरमणीरुचिराजितारं=ઉત્તમ મણિની પ્રભાની રેખા વડે મનોહર.
नाना=વિવિધ.
विध=પ્રકાર, જાત.
नानाविधं=જૂદી જૂદી જાતનું.
वपुषि ( મૂ૦ वपुस् )=દેહ ઉપર.
भूषणं ( મૂ૦ भूषण )=અલંકારને, ઘરેણાને.
उद्वहन्ती ( ધા૦ वह् )=ધારણ કરતી.
न=નહિ.
अचुक्षुभत ( ધા૦ क्षुभ् )=વારંવાર ક્ષોભ પમાડ્યો.
जिन ! ( મૂ૦ जिन )=હે જિન !, હે વીતરાગ !
भवन्तं ( મૂ૦ भवत् )=આપને.
उदार=ઘણું.
कान्ति=કાન્તિ, તેજ.
उदारकान्तिः=ઘણું તેજ છે જેનું એવી.
आ=મર્યાદાસૂચક અવ્યય.
आजन्म=જન્મથી.
देव=દેવ, સુર.
रमणी=સ્ત્રી.
देवरमणी=દેવની સ્ત્રી, દિવ્યાંગના.
रुचिरा ( મૂ૦ रुचिर )=મનોહર.
अजित ! ( મૂ૦ अजित )=હે અજિત(નાથ) !
अरं=જલદી.

### પદ્યાર્થ

"હે અજિત જિન ! મનોહર, અતિશય કાન્તિવાળી, તથા ઉત્તમ મણિઓની પ્રભાની રેખા વડે રૂચિકર તેમજ વિવિધ જાતનાં ભૂષણોને મદનદાયક શરીરે અત્યંત ધારણ કરનારી એવી જન્મથી સુરાંગના આપને એક વાર પણ ક્ષોભ પમાડી શકી નહિ. "—૪

—:o:—

[1] પ્રથમ અને ચતુર્થ ચરણની સમાનતાથી વિભૂષિત આ પદ્યનું ટિપ્પણ પ્રતિમાં આપવામાં આવ્યું નથી.

भीमे भवेऽत्र 'जितशत्रु'नरेन्द्रवंश-
कासारतामरस ! भाजितहेमदीप्ते ! ।
[1]का सारताऽ[2]मरसभाजित ! हेऽ[3]मदीप्ते
स्वामिन् ! विमुच्य तव दर्शनमेकमन्या ॥ ५ ॥

टि०—१ का सारता ?—किं सारत्वम् ? न किमपि । २ अमरसेवित ! । ३ अमाः—रोगास्तैर्दीप्त—उग्रो यो भवस्तस्मिन् ॥ ५ ॥

अन्वयः

हे जितशत्रु-नर-इन्द्र-वंश-कासार-तामरस ! भा-जित-हेमन्-दीप्ते ! अमर-सभाजित ! स्वामिन् ! अत्र अम-दीप्ते भीमे भवे तव एकं दर्शनं विमुच्य अन्या का सारता ? ।

શબ્દાર્થ

भीमे ( मू० भीम )=ભયંકર, ભયાનક.
भवे ( मू० भव )=ભવમાં.
अत्र=આમાં.
जितशत्रु=જિતશત્રુ.
नरेन्द्र=રાજા, નરપતિ.
वंश=વંશ, કુળ.
कासार=તળાવ, સરોવર.
तामरस=કમળ.
जितशत्रुनरेन्द्रवंशकासारतामरस !=હે જિતશત્રુ નૃપતિના વંશરૂપ સરોવરને વિષે કમળ ( સમાન ) !
भा=પ્રભા, કાંતિ.
जित ( धा० जि )=જીતેલ.
हेमन्=સુવર્ણ, સોનું.
हेम= ,, ,,
दीप्ति=દ્યુતિ, તેજ.
भाजितहेमदीप्ते !=પ્રભા વડે જીત્યું છે સોનાના તેજને જેણે એવા !
का ( मू० किम् )=શી.
सारता=સારતા, સારપણું.
अमर=દેવ.
सभाजित=સેવિત, સેવાયેલ.
अमरसभाजित !=હે દેવો વડે સેવિત !
हे=હે, સંબોધનસૂચક અવ્યય.
अम=રોગ.
दीप्त=ઉત્તેજિત.
दीप्त=સિંહ.
अमदीप्ते=(૧) રોગ વડે ઉત્તેજિત; (૨) રોગરૂપ સિંહ છે જેને વિષે એવા.
स्वामिन् ! ( मू० स्वामिन् )=હે નાથ !
विमुच्य ( धा० मुच् )=છોડીને.
तव ( मू० युष्मद् )=તારા.
दर्शनं ( मू० दर्शन )=દર્શનને.
एकं ( मू० एक )=અદ્વિતીય, અસાધારણ.
अन्या ( मू० अन्य )=બીજી.

પદ્યાર્થ

" હે જિતશત્રુ નૃપતિના વંશરૂપ [1]કમલાકરને વિષે કમળ ( સમાન ) ! ( તેહની ) દ્યુતિ વડે જેણે સુવર્ણની પ્રભાને પરાસ્ત કરી છે એવા હે ( જિનેશ્વર ) ! હે સુરો વડે સેવિત

---

૧ સરોવરને.

એવા ( દેવાધિદેવ ) ! હે ( ત્રૈલોક્યના ) નાથ ! રોગરૂપ સિંહથી યુક્ત [ અથવા રોગો વડે બળતા ] આ ભયંકર ભવમાં તારા અદ્વિતીય દર્શન સિવાય અન્ય શી સારતા છે ? ”—૫

———:o:———

त्वय्यात्मवृत्तिमकरोज्जनता जनानां
या वल्लभे ततरसा[1]महितासदक्षे[2] ।
किं कौतुकं दिवि शिवेऽपि सुखश्रियं सा
यावल्लभेत तरसा[3] महिता[4] सदक्षे[5] ॥ ६ ॥

टि०—१ विस्तीर्णानुरागा ।। २ अहितानां—आन्तरारीणां आसः—क्षेपः तस्मिन् निपुणे । ३ वेगेन । ४ पूजिता । ५ अविद्यमानेन्द्रिये, तत्कायाजा( भा )वात् ॥ ६ ॥

**अन्वयः**

**जनानां वल्लभे अहित-आस-दक्षे अ-सद्-अक्षे त्वयि या जनता तत-रसा आत्मन्-वृत्तिं अकरोत्, सा तरसा दिवि महिता यावत् शिवे अपि सुख-श्रियं लभेत ( तत्र ) किं कौतुकम् ?**

**શબ્દાર્થ**

त्वयि ( मू० युष्मद् )=તારે વિષે.
आत्मन्=આત્મા.
वृत्ति=વૃત્તિ.
आत्मवृत्तिं=આત્માની વૃત્તિને.
अकरोत् ( धा० कृ )=કરી.
जनता=મનુષ્યનો સમૂહ.
जनानां ( मू० जन )=માનવોના.
या ( मू० यद् )=જે.
वल्लभे ( मू० वल्लभ )=પ્રિય, ઇષ્ટ.
तत ( धा० तन् )=વિસ્તારેલ.
रस=રસ, પ્રેમ.
ततरसा=વિસ્તારેલો છે પ્રેમ જેને વિષે એવા.
अहित=શત્રુ.
आस=ફેંકવું તે.
दक्ष=નિપુણ, ચાલાક.
अहितासदक्षे=શત્રુઓને પરાસ્ત કરવામાં નિપુણ.
किं ( मू० किम् )=શું.
कौतुकं ( मू० कौतुक )=કૌતુક, આશ્ચર્ય.
दिवि ( मू० दिव् )=સ્વર્ગમાં.
शिवे ( मू० शिव )=મુક્તિમાં, મોક્ષમાં.
अपि=પણ.
सुख=સુખ.
श्री=લક્ષ્મી.
सुखश्रियं=સુખરૂપ લક્ષ્મીને.
सा ( मू० तद् )=તે.
यावत्=સુધી.
लभेत ( धा० लभ् )=પામે.
तरसा=વેગપૂર્વક, જલદી.
महिता ( मू० महित )=પૂજેલ.
सत् ( धा० अस् )=વિદ્યમાન, હૈયાતી ધરાવતું.
अक्ष=ઇન્દ્રિય.
असदक्षे=અવિદ્યમાન છે ઇન્દ્રિયો જેને વિષે એવા

## પદ્યાર્થ

"લોક-પ્રિય તથા વળી (કામાદિ આભ્યન્તર) શત્રુઓને પરાસ્ત કરવામાં નિપુણ તેમજ (અશરીરી હોવાને લીધે) ઇન્દ્રિયોથી રહિત એવા તારે વિષે જે જનતાએ વિસ્તૃત પ્રેમવાળી આત્મવૃત્તિ કરી (અર્થાત્ જે જનોની સમિતિએ તારે વિષે એકધારી પ્રેમ કર્યો), તે સત્વર સ્વર્ગમાં પૂજિત બની મુક્તિમાં પણ સુખની સંપત્તિ પામે, તો તેમાં શી નવાઇ?"—૬

———:o:———

व्यापारिता स्तुतिविधौ तव कोविदैः स्वा
कां कां करोति कमलां विगलत्कलङ्काम् ।
नागेन धीरैतरलां [3]छितविग्रहस्य
नाऽगेन धीरतर ! लाञ्छितविग्रहस्य ॥ ७ ॥

टि०—१ हस्तिना । २ स्थिराम् । ३ विध्वंसितकलहस्य ॥ ७ ॥

### अन्वयः

हे अगेन धीरतर ! नागेन लाञ्छित-विग्रहस्य छित-विग्रहस्य तव स्तुति-विधौ कोविदैः व्यापारिता स्वा धीः विगलत्-कलङ्कां अ-तरलां कां कां कमलां न करोति ? ।

## શબ્દાર્થ

व्यापारिता (મૂ० व्यापारित)=કામે લગાડાયેલી, વપરાયેલી.
स्तुति=સ્તુતિ, ગુણોનું અનુમોદન.
विधि=કાર્ય.
स्तुतिविधौ=સ્તુતિરૂપ કાર્યને વિષે.
तव (મૂ० युष्मद्)=તારી.
कोविदैः (મૂ० कोविद)=વિચક્ષણોથી, પણ્ડિતોથી.
स्वा (મૂ० स्व)=પોતાની.
कां (મૂ० किम्)=કઇ.
करोति (ધા० कृ)=કરે છે.
कमलां (મૂ० कमला)=લક્ષ્મીને.
विगलत् (ધા० गल्)=ગળી જતું.
कलङ्क=કલંક, લાંછન.
विगलत्कलङ्कां=વિનાશ પામે છે કલંકો જેને વિષે એવી.
नागेन (મૂ० नाग)=હાથી વડે.
धीः (મૂ० धी)=મતિ, બુદ્ધિ.
अतरलां (મૂ० अ-तरल)=ચંચળ નહિ એવી, સ્થિર.
छित (ધા० छो)=કાપેલ, નાશ કરેલ.
विग्रह=(૧) કલહ, કંસ; (૨) લડાઇ, યુદ્ધ.
छितविग्रहस्य=વિનાશ કર્યો છે વિગ્રહનો જેણે એવા.
न=નહિ.
अगेन (મૂ० अग)=પર્વતથી.
धीरतर ! (મૂ० धीर+तर)=હે વધારે ધૈર્યવાળા !
लाञ्छित=લાંછનવાળા.
विग्रह=શરીર.
लाञ्छितविग्रहस्य=લાંછનવાળા દેહધારી.

### પદ્યાર્થ

" હે ( સુમેરૂ જેવા ) પર્વતથી પણ અધિક ધૈર્યવાળા ( નાથ ) ! હાથીના લાંછનયુક્ત દેહધારી તેમજ વિગ્રહના વિનાશક એવા તારી સ્તુતિરૂપ કાર્યને વિષે વિચક્ષણોએ કામે લગાડેલી પોતાની મતિ કલંકથી વિમુક્ત તેમજ સ્થિર એવી કઇ કઇ લક્ષ્મીને (ઉત્પન્ન) કરતી નથી ?"—૭

———:o:———

सत्पादराजित ! समानव कामदारोऽ-
सत्पादराजितसमोऽनवकामदारो ! ।
सत्पादराजित ! समानवकामदारो
सत्पादराजितस ! मानवकामदारो ॥ ८ ॥

टि०—१ सद्भ्यां पादाभ्यां राजितः तस्यामन्त्रणम् । २ कामं-दर्पं द्यति ( दारयति ? )-खण्डयति इति कामदारः । ३ असन्ती-दीप्यमाना पादानां रा-लक्ष्मीः तया जितं समं-सर्वं येन । ४ जीर्णरोगविध्वंसकः यद्विवा दारु-ओषधिविशेषः । ५ सतः-साधून् पातीति हे सत्प ! । ६ सम !-सलक्ष्मीक ! ७ आनवं-स्तुतिं कुर्वन्तीति णिजि आनवयन्ति, आनवयन्तीति णकि आनवकाः-स्तोतारः तेषां अमं-ज्ञानं दयते-पालयति आमदः । ८ पादानां समूहः पादं सन्तीं-विशिष्टां पादं-प्रतिष्ठां राति-ददाति सत्पादरः तस्य सम्बो० । ९ आजिं-सङ्ग्रामं तस्यति-क्षिपति आजितः । १० कामं ददातीति कामदा [ सः ] मानवानां कामदा तस्य सं० ॥ ८ ॥

### अन्वयः

( हे ) सत्-पाद-राजित ! अ-सत्-पाद-रै-जित-सम ! अ-नवक-अम-दारो ! सत्-प ! अ-दर ! स-म ! आनवक-अम-द ! उ आर ! सत्-पाद-र ! आजि-तस ! मानव-काम-द ! उ अ-र ! अजित ! काम-दारः समान् अव ।

### શબ્દાર્થ

सत्=સુંદર.
पाद=ચરણ.
राजित ( धा० राज् )=સુશોભિત.
सत्पादराजित !=હે સુંદર ચરણો વડે સુશોભિત !
समान् ( मू० सम )=સર્વને.
अव ( धा० अव् )=તું રક્ષણ કર.
काम=અહંકાર.
दार=ખણ્ડન કરનાર.
कामदारः=અહંકારનું ખણ્ડન કરનાર.
असत् ( धा० अस् )=પ્રકાશમાન, દીપતી.
पाद=ચરણ.
रै=લક્ષ્મી.
जित ( धा० जि )=જીતેલ.
सम=સર્વ, બધું.
असत्पादराजितसम !=પાદની પ્રકાશમાન લક્ષ્મી વડે જીત્યાં છે સર્વને જેણે એવા !

नवक=નવો.
अम=રોગ.
आम=રોગ.
दारु=એક જાતની ઔષધિ.
अनवकामदारो !=જીર્ણ વ્યાધિ ને વિષે ઔષધિવિશેષ.
अनवकामदार !=હે જૂના રોગના વિનાશક !
उ=સંબોધનવાચક અવ્યય.
सत्=સાધુ.
पा=રક્ષણ કરવું.
सत्प !=હે સાધુઓનું રક્ષણ કરનાર !
दर=ભય.
अदर !=હે નિર્ભય !
अजित !=(૧) હે અજિત(નાથ) !; (૨) હે નહિ જીતાયેલ !
मा=લક્ષ્મી.
सम !=હે લક્ષ્મી યુક્ત !
आनवक=સ્તુતિ કરનાર.
अम=જ્ઞાન.
अव्=પાળવું.
आनवकामव !=હે સ્તુતિ કરનારના જ્ઞાનને પાળનારા !
आर ! ( मू० आर )=હે મુનિ !
सत्=વિશિષ્ટ.
पाद=પ્રતિષ્ઠા.
रा=આપવું.
सत्पादर !=હે વિશિષ્ટ પ્રતિષ્ઠાને આપનાર !
आजि=લડાઇ.
तस=દૂર ફેંકનાર.
आजितस !=હે લડાઈનો વિનાશ કરનારી લક્ષ્મીવાળા !
मानव=મનુષ્ય.
काम=મનોવાંછિત.
दा=આપવું.
मानवकामद !=હે મનુષ્યના મનોવાંછિતને આપનાર !
र=અભિલાષા.
अर !=અવિદ્યમાન છે અભિલાષા જેને વિષે એવા !

## પદ્યાર્થ

"હે સુન્દર ચરણો વડે સુશોભિત (સ્વામી)! જેણે પાદની પ્રકાશમાન લક્ષ્મી વડે સર્વને જીત્યા છે એવા (જગદીશ)! હે જુના રોગના વિનાશક (પ્રભુ)! હે સાધુઓનું રક્ષણ કરનાર (ઈશ્વર)! હે નિર્ભય (નાથ)! હે (જ્ઞાનાદિ અંતરંગ) લક્ષ્મીથી યુક્ત (યોગીશ્વર)! હે સ્તુતિ કરનારાને જ્ઞાન આપનાર! હે મુનિ! હે વિશિષ્ટ પ્રતિષ્ઠાને આપનાર! હે સંગ્રામનો સંહાર કરનારી સંપત્તિવાળા! હે માનવોના મનોરથને પૂરનાર! હે અનભિલાષી **અજિત** (નાથ)! માનને મોડનાર એવો [ તથા પુરાણ વ્યાધિને વિષે ઔષધિ સમાન ] તું સમસ્ત (પ્રાણીઓ)નું રક્ષણ કર."—૮

———:o:———

नत्वाऽभवन्निह तमोहरणं भवेऽरं
कल्याणगौरवपुषं यतयो गतेते ।
कल्याणगौरवपुषं यतयोग ! ते ते
न त्वाऽऽभवं निहतमोहरणं भवेरम् ॥ ९ ॥

टि०—ते-प्रसिद्धा उत्तमपुरुषाः त्वा-त्वां नत्वा-प्रणम्य यतयो नाभवन् ? अपि तु अभवन्निति सम्बन्धः । कथम् ? आभवम् । त्वां किंविशिष्टम् ? 'कल्याणगौरवपुषं' मङ्गलगौरवं पुष्णातीति । पुनः किंवि० ? कल्या०-सुवर्णगौरवपुषम् । निहतमोहसङ्ग्रामम् ॥९॥

अन्वयः

( हे ) गत-ईते ! यत-योग ! तं ते इह भवे तमस्-हरणं निहत-मोह-रणं कल्याण-गौरव-पुषं कल्याण-गौर-वपुषं भव-ईरं त्वां नत्वा यतयः आ-भवं अरं न अभवन् ? ।

શબ્દાર્થ

नत्वा ( धा० नम् )=વન્દન કરીને.
अभवन् ( धा० भू )=થયા.
इह=આમાં.
तमस्=અજ્ઞાન.
हरण=દૂર કરનાર.
तमोहरणं=અજ્ઞાનનો નાશ કરનારાને.
भवे ( मू० भव )=સંસારમાં.
अरम्=જલદી.
कल्याण=મંગળ.
गौरव=મહત્ત્વ.
पुष्=પોષણ કરવું.
कल्याणगौरवपुषं=મંગળના મહત્ત્વને પોષનારાને.
यतयः ( मू० यति )=મુનિઓ.
गत ( धा० गम् )=નાશ કરેલ.
ईति=ઈતિ, ઉપદ્રવ.
गतेते !=નાશ કર્યો છે ઈતિનો જેણે એવા !
कल्याण=સુવર્ણ, સોનું.
गौर=ગૌર, ઉજ્જવળ.
वपुस्=દેહ.
कल्याणगौरवपुषं=સુવર્ણના સમાન ગૌર છે શરીર જેનું એવાને.
यत ( धा० यम् )=સંયમ કરેલ.
योग=પ્રવૃત્તિ, ચેષ્ટા.
यतयोग !=સંયમિત છે પ્રવૃત્તિ જેની એવા !
तं ( मू० तद् )=પ્રસિદ્ધ.
न=નહિ.
त्वा ( मू० युष्मद् ) તને.
आ=મર્યાદાવાચક અવ્યય.
भव=ભવ.
आभवं=ભવ પર્યન્ત.
निहत ( धा० हन् )=નાશ કરેલ.
मोह=મોહ.
रण=યુદ્ધ.
निहतमोहरणं =(૧) નાશ કર્યો છે મોહનો તેમજ યુદ્ધનો જેણે એવા; (૨) વિનાશ કર્યો છે મોહથી ઉદ્ભવતા યુદ્ધનો જેણે એવા.
भव=સંસાર.
ईर=પ્રેરણા કરવી.
भवेरं=સંસારને ધક્કો મારનારાને.

પદ્યાર્થ

" જેમણે ઈતિઓનો નાશ કર્યો છે એવા હે ( અધીશ્વર ) ! જેમણે કાયિક, વાચિક અને માનસિક યોગોને સંયમિત કર્યા એવા હે ( નાથ ) ! અજ્ઞાનને દૂર કરનારા વળી જેમણે મોહ અને યુદ્ધનો [ અથવા મોહજન્ય સંગ્રામનો ] નાશ કર્યો છે એવા, મંગળના મહત્ત્વને પોષનારા, સુવર્ણના જેવા ઉજ્જવળ દેહવાળા તથા સંસારને ધક્કો મારનારા એવા તને આ સંસારમાં નમન કરીને તે તે ( ઉત્તમ જનો ) ભવ પર્યંત સત્વર યતિઓ ન થયા ? "—૯

———:o:———

शंवर्धिनं[1] दितमलं[2] प्रमदाऽऽदराऽग![3]
शंवार्द्धिनन्दितमलं[4] प्रमदादराग! ।
मन्देतराम[5]मलतो[6] यमदं भवन्तं
मन्देतराममलतोयमदम्भवन्तम् ॥ १० ॥

टि०—१ शं—सुखवर्धनशीलम् । २ दितं—छितं पापम् । ३ प्रमदानामादरं न गच्छतीति प्रमदादरागः तस्य सम्बो० । ४ 'शं—सुखं अस्यास्तीति शंवा, 'कं-शंभ्यां यु(स्-ति-यस्-तु-त-व-भम्)' (सिद्ध० ७-२-१८) अनेन वम(त्ययः), सा चासौ ऋद्धिश्च शंवर्द्धिः तया नन्दितं—समृद्धम् । ५ 'मदुङ् स्तुति-अभि(वादनयोः' सिद्ध० धा०) मदः 'वर्त(माना) ए' (सिद्ध०-३-३-६) 'उदि(तः स्वरा)न्नोन्तः' (सिद्ध० ४-४-९८) तरामग्रे । ६ प्रमदात् किंभूतात्? अमलतः—अमलात् ॥ १० ॥

### अन्वयः

हे प्रमदा-आदर-अ-ग! (हे) अ-राग! शं-वर्द्धिनं दित-मलं शंवा-ऋद्धि-नन्दितं यम-दं अ-दम्भवन्तं भवन्तं मन्द-इतर-अम-मल-तोयं अमलतः प्रमदात् अलं मन्देतराम् ।

### શબ્દાર્થ

शं=સુખવાચક અવ્યય.
वर्धिन्=વધવાના સ્વભાવવાળો.
शंवर्धिनं=સુખની વૃદ્ધિ કરનારને.
दित (धा० दो)=નાશ કરેલ.
मल=પાપ.
दितमलं=નાશ કર્યો છે પાપનો જેણે એવાને.
प्रमदा=વનિતા, યુવતિ, સુન્દરી.
आदर=સત્કાર.
अग=નહિ જનાર.
प्रमदादराग !=હે સુન્દરીઓના સત્કારને નહિ સ્વીકારનાર !
शंवा=સુખયુક્ત.
ऋद्धि=સંપત્તિ.
नन्दित (धा० नन्द्)=સમૃદ્ધ.
शंवर्धिनन्दितं=સુખયુક્ત સંપત્તિથી સમૃદ્ધ.
अलम्=અત્યંત.
प्रमदात् (मू० प्रमद)=હર્ષથી.
राग=રાગ, સ્નેહ, મમતા.
अराग !=અવિદ્યમાન છે રાગ જેને વિષે એવા !, હે વીતરાગ !
मन्देतराम् (धा० मन्द्)=હું અત્યંત સ્તુતિ કરૂં છું.
अमलतः (मू० अमल)=નિર્મળ.
यम=સંયમ.
दा=આપવું.
यमदं=સંયમ આપનારા.
भवन्तं (मू० भवत्)=આપને.
मन्द=મન્દ.

[1] 'मदि स्तुति-मोद-मद-स्वप्न-कान्ति-गतिषु' (पा० धा० १२) ।

इतर=અન્ય.
अम=રોગ.
मल=મેલ.
तोय=પાણી.
नन्देतरामममलतोयं=નન્દથી ઇતર રોગરૂપ મેલ પ્રતિ જળ.
कल्म=કપટ.
अकल्मषवन्तं=નિષ્કપટીને.

## પદ્યાર્થ

" હે સુન્દરીઓના સત્કારને નહિ સ્વીકારનાર ! હે વીતરાગ ! સુખની વૃદ્ધિ કરનારા, પાપના ઘાતક, સુખયુક્ત સંપત્તિથી સમૃદ્ધ, સંયમને આપનારા, નિષ્કપટી તેમજ તીવ્ર રોગરૂપ મલને ( દૂર કરવામાં ) જળ ( સમાન ) એવા આપની હું ( શ્રીજિનપ્રભસૂરિ ) નિર્મળ આનન્દપૂર્વક અત્યંત સ્તુતિ કરૂં છું. "—૧૦

———:૦:———

ज्ञानं[४] ददान[३]! नय सज्जनतां प्रकाश[२]-
मानन्दितां गजगते! हतमोहराज! ।
ज्ञाऽऽनन्ददाननयसज्ज! नतां प्रकाश[५]-
मानं दिताङ्गज! गतेह! तमोहराऽज! ॥ ११ ॥

टि०—१ नय-प्रापय । २ कं कर्मतापन्नम् ? प्रकाशम् । ३ हे ददान ! । ४ किम् ? ज्ञानम् । ५ किंविशिष्टम् ? प्रकाशमानम् । ६ ज्ञा-बुधाः ।

## अन्वयः

हे प्रकाशमानं ज्ञानं ददान ! गज-गते ! हत-मोह-राज ! ज्ञ-आनन्द-दान-नय-सज्ज ! दित-अङ्गज ! गत-इह ! तमस्-हर ! अज ! नतां आनन्दितां सज्जनतां प्रकाशं नय ।

## શબ્દાર્થ

ज्ञानं ( मू० ज्ञान )=જ્ઞાનને, બોધને.
ददान ! ( मू० ददान )=હે આપનાર !
नय ( धा० नी )=લઇ જા.
सज्जनतां ( मू० सज्जनता )=સજ્જનપણાને.
प्रकाशं ( मू० प्रकाश )=પ્રકાશને.
आनन्दितां ( मू० आनन्दित )=હર્ષિત.
गज=હાથી.
गति=ચાલ.
गजगते !=હાથીના જેવી ચાલ છે જેની એવા !
हत ( धा० हन् )=હણેલ, નાશ કરેલ.
मोह=મોહ, અજ્ઞાન.
राजन्=રાજા, નૃપતિ.
हतमोहराज !=નાશ કર્યો છે મોહરૂપ નૃપતિનો જેણે એવા !
ज्ञ=જ્ઞાની.
आनन्द=આનન્દ.
दान=દાન, આપવું તે.

नय=નીતિ.
सज्ज=તૈયાર.
ज्ञानन्ददाननयसज्ज !=હે બુદ્ધિશાળીઓને આનન્દ આપવાની નીતિમાં તત્પર !
नतां ( મૂ० नता )=નમેલી.
प्रकाशमानं ( મૂ० प्रकाशमान )=પ્રકાશતું.
दित ( ધા० दो )=કાપી નાંખેલ, મારી નાંખેલ.
अङ्गज=મદન, કંદર્પ.
दिताङ्गज !=માર્યો છે મદનને જેણે એવા !
गत ( ધા० गम् )=ગયેલ.
ईहा=ઇચ્છા.
गतेह !=નષ્ટ થઇ છે ઇચ્છા જેની એવા !
तमस्=અજ્ઞાન.
हर=હરનાર.
तमोहर !=હે અજ્ઞાનને હરનાર !
अज ! ( મૂ० अज )=હે જન્મ-રહિત !

## પદ્યાર્થ

"હે પ્રકાશ પાડતા જ્ઞાનને આપનાર ! હે હાથીના જેવી ચાલવાળા ! હે મોહરાજાના વિનાશક ! હે જ્ઞાનીઓને આનન્દ આપવાની નીતિને વિષે તૈયાર ! હે મદનના ઘાતક ! હે ઇચ્છા રહિત ! હે અજ્ઞાનને હરનાર ! હે જન્મ રહિત ( નાથ ) ! તને પ્રણામ કરેલી આનન્દિત સજ્જનતાને તું પ્રકાશમાં લાવ."—૧૧

———:o:———

सम्पन्नकाम ! लसदागम ! नाभिभूत-
भावारितापचितिकारसभाऽरतीते ! ।
भव्याय देहि तरसा तरसा प्रसिद्ध-
भूमानमत्र भवतीः कमला यताक्ष ! ॥ १२ ॥

सम्पन्न काऽमलसदागमनाऽभिभूत-
भावारितापचितिकाऽरस ! भारती ते ।
भव्यायदेहितर ! सातरसा प्रसिद्ध-
भूमा नमतत्र ! भवतीः कमलायताक्ष ! ॥ १३ ॥ —युग्मम्

टि०—१ नाभि०-मूलभूता भ्रम-भ्रान्तिः तया वारिता 'अपचिति०' पूजाकारकाणां सभायाः-समूहस्य अरतिरेव-ईतिरुपद्रवो येन । २ तरसा-बलेन । ३ प्रसिद्धं भूमानं बहुत्वम् । ४ भवतीः । ५ यताक्ष !-यतेन्द्रिय ! । ६ ते-तव भारती का न सम्पत् ? सर्वा अपीत्यर्थः । ७ अमलं सत्-प्रशस्तं आगमनं यस्याः सा । ८ अभिभूता भावारीणां तापस्य चितिका यया । ९ भव्यानां आयदं यद्देहितं-चेष्टितं राति-ददाति । १० प्रसिद्धा भुवि उमा-कीर्तिः यस्याः । ११ भवं-संसारं तरतीति भवतीः ॥ १२-१३ ॥

## अन्वयः

सम्पन्न-काम ! लसद्-आगम ! नाभि-भूत-भा-वारित-अपचिति-कार-सभा-अरति-इते यत-अक्ष ! अ-रस ! कमल-आयत-अक्ष ! नमत्-त्र ! भव्य-आय-दं ! ईहित-र ! अमल-सत्-आगमना अभिभूत-भाव-अरि-ताप-चितिका सात-रसा भव-तीर् प्रसिद्ध-भू-उमा ते भारती कां न सम्पत् ? तरसा तरसा अत्र प्रसिद्ध-भूमानं भवतीः कमलाः भव्याय देहि ।

## શબ્દાર્થ

सम्पन्न ( धा० पद् )=પરિપૂર્ણ થયેલ.
काम=ઇચ્છા.
सम्पन्नकाम !=પૂર્ણ થઇ છે ઇચ્છા જેની એવા !
लसत् ( धा० लस )=શોભતો.
आगम=સિદ્ધાન્ત.
लसदागम !=શોભતો છે સિદ્ધાન્ત જેનો એવા !
नाभि=નાભિ, ડુંટી.
भूत ( धा० भू )=થયેલ.
भा=તેજ.
वारित ( धा० वार् )=રોકેલ.
अपचिति=પૂજા.
कार=કરનાર.
सभा=સભા, પરિષદ્.
अरति=અપ્રીતિ, દ્વેષ.
ईति=ઈતિ, ઉપદ્રવ.
नाभिभूतभावारितापचितिकारसभाऽरतीते !=મુખ્ય કાન્તિ વડે નિવારણ કર્યું છે પૂજા કરનારાની સભાની અપ્રીતિરૂપ ઇતિનું જેણે એવા !
भव्याय ( मू० भव्य )=ભવ્યને.
देहि ( धा० दा )=આપ.
तरसा=બળથી.
तरसा=જલદી.
प्रसिद्ध=પ્રસિદ્ધ.
भूमन्=બહુપણું.
प्रसिद्धभूमानं=પ્રસિદ્ધ છે બહુપણું જેનું એવા.
अत्र=આ દુનિયામાં.
भवतीः ( मू० भवती )=માનવાચક શબ્દ.
कमलाः ( मू० कमला )=સંપત્તિઓ, ઋદ્ધિઓ.
यत ( धा० यम् )=વશ કરેલ.
अक्ष=ઇન્દ્રિય.
यताक्ष !=વશ કરી છે ઇન્દ્રિયોને જેણે એવા !, જિતેન્દ્રિય !
सम्पत् ( मू० सम्पद् )=સંપત્તિ, વૈભવ.
न=નહિ.
का ( किम् )=શી.
अमल=નિર્મળ.
सत्=સારૂં, પ્રશસ્ત.
आगमन=આવવું તે.
अमलसदागमना=નિર્મળ તેમજ પ્રશસ્ત છે આગમન જેનું એવી.
अभिभूत ( धा० भू )=પરાભવ પમાડેલ.
भाव=ભાવ.
अरि=દુશ્મન, શત્રુ.
ताप=સંતાપ.
चितिका=ચિતા.
अभिभूतभावारितापचितिका=પરાભવ પમાડ્યો છે ભાવ-શત્રુના સંતાપની ચિતાને જેણે એવી.
रस=રસ.
अरस !=રસ રહિત !
भारती=વાણી.
ते ( मू० युष्मद् )=તારી.
भव्य=વહેલો કે મોડા મોક્ષે જનાર.

१ 'द ! ईहित-र !' इत्यपि सङ्गच्छते ।

आय=લાભ.
द=દાયક.
ईहित=વાંછિત.
रा=આપવું.
भव्यायदेहित !=હે ભવ્યોને લાભદાયક વાંછિત આપનાર !
सात=સુખ.
रसा=ભૂમિ.
सातरसा=સુખની ભૂમિ.
प्रसिद्ध=પ્રસિદ્ધ.
भू=પૃથ્વી.
उमा=કીર્તિ.
प्रसिद्धभूमा=પ્રસિદ્ધ છે પૃથ્વીને વિષે કીર્તિ જેની એવી.
नमत् (ધા૦ नम्)=નમન કરનાર, વન્દન કરનાર.
त्रा=રક્ષણ કરવું.
नमत्त्र !=હે નમન કરનારાનું રક્ષણ કરનારા !
भव=સંસાર.
तीर्=તરનાર.
भवतीः=સંસારને તરનાર.
कमल=કમળ.
आयत=દીર્ઘ, વિશાળ.
अक्षि=નેત્ર, લોચન.
कमलायताक्ष !=હે કમળનાં જેવાં દીર્ઘ નેત્રવાળા !

## પદ્યાર્થ

" જેની ઇચ્છાઓ તૃપ્ત થઇ છે એવા હે ( નાથ ) ! જેનો સિદ્ધાન્ત ( વિશ્વમાં ) શોભી રહ્યો છે એવા હે ( સર્વજ્ઞ ) ! જેણે પ્રધાન પ્રભા વડે પૂજકોની સભાની અપ્રીતિરૂપ ઈતિને દૂર કરી છે એવા હે ( દેવાધિદેવ ) ! હે જિતેન્દ્રિય ! હે કમળનાં જેવાં દીર્ઘ લોચનવાળા ( લોકેશ્વર ) ! હે ( તને ) પ્રણામ કરનારાના રક્ષક ! હે ભવ્યોને લાભદાયક મનોવાંછિતના અર્પક ! હે સંસારને વિષે રસરહિત ( અર્થાત્ વીતરાગ ) ! નિર્મળ તેમજ પ્રશસ્ત આગમનવાળી, ભાવ-શત્રુના સંતાપની ચિંતાને શાન્ત કરનારી, સંસારથી તારનારી તથા પૃથ્વીને વિષે પ્રસિદ્ધ કીર્તિવાળી એવી તારી વાણી કઇ સંપત્તિરૂપ નથી ? ( તેથી ) બળથી જેની બહુલતા પ્રખ્યાત છે એવી માનપાત્ર સમૃદ્ધિઓ ભવ્ય ( જન )ને તું આપ. "–૧૨–૧૩

---:o:---

अस्मारि येन नहि सर्वरमानिवासः
प्रीत्या भवान् प्रथितकीर्तिरमानिवासः ।
सम्पद्यतां कथमिवात्र नरो गतापत्
स्वामिन् ! विधूतविनमज्जनरोगताप ! ॥ १४ ॥

टि०—१ न विद्यते मानो येषां ते अमानाः तेषु वासो ( यस्य ) ॥ १४ ॥

### अन्वयः

( हे ) विधूत-विनमत्-जन-रोग-तोष ! स्वामिन् ! येन प्रथित-कीर्तिः अ-मानिन्-वासः सर्व-रमा-निवासः भवान् प्रीत्या नहि अस्मारि, ( स ) नरः अत्र कथं इव गत-आपत् सम्पद्यताम् ? ।

## શબ્દાર્થ

अस्मारि ( ધા૦ स्मृ )=યાદ કરાવાયો.
येन ( મૂ૦ यद् )=જેનાથી.
नहि=નહિ.
सर्व=સમગ્ર.
रमा=લક્ષ્મી, સંપત્તિ.
निवास=વાસ, રહેઠાણ.
सर्वरमानिवासः=સમગ્ર સંપત્તિના નિવાસ.
प्रीत्या ( મૂ૦ प्रीति )=પ્રીતિથી, પ્રેમથી, સ્નેહથી.
भवान् ( મૂ૦ भवत् )=આપ.
प्रथित ( ધા૦ प्रथ )=પ્રસિદ્ધ.
कीर्ति=યશ, આબરૂ.
प्रथितकीर्तिः=પ્રસિદ્ધ છે કીર્તિ જેની એવા.
मानिन्=અહંકારી, અભિમાની.
वास=નિવાસ.
अमानिवासः=નિરભિમાનીઓને વિષે વાસ છે જેનો એવા.
सम्पद्यतां ( ધા૦ पद् )=બને.
कथमिव=કેવી રીતે.
अत्र=આ દુનિયામાં.
नरः ( મૂ૦ नर )=માનવ.
गत ( ધા૦ गम् )=ગયેલ.
आपद्=આપત્તિ, વિપત્તિ, કષ્ટ.
गतापत्=ગઇ છે આપત્તિ જેની એવો.
स्वामिन् ! ( મૂ૦ स्वामिन् )=હે નાથ !
विधूत ( ધા૦ धू )=નષ્ટ કરેલ.
विनमत् ( ધા૦ नम् )=પ્રણામ કરતો.
जन=માનવ, મનુષ્ય.
रोग=રોગ.
ताप=સંતાપ.
विधूतविनमज्जनरोगताप !=નષ્ટ કર્યા છે પ્રણામ કરતા માનવોના રોગોના તાપોને ( અથવા રોગો અને તાપોને ) જેણે એવા !

## પદ્યાર્થ

" પ્રણામ કરતા માનવોના રોગોના સંતાપો ( અથવા રોગો અને સંતાપો )નો જેણે વિનાશ કર્યો છે એવા હે નાથ ! પ્રસિદ્ધ કીર્તિવાળા, નિરભિમાની( ના હૃદય )ને વિષે વાસ કરનારા તેમજ સમગ્ર સંપત્તિના નિવાસરૂપ એવા આપને જે માનવે પ્રેમપૂર્વક યાદ કર્યા નહિ, તે આ જગત્માં કેવી રીતે વિપત્તિ વિનાનો બને ? "—૧૪

———:o:———

माराजितं भुवनरक्षणबद्धकेक्ष—
मारा<sup></sup>ऽजितं जिनपतिं प्रति नम्रतां यः ।
माराजितं प्रविततं लभते स राज्य—
माराजितन्त्रितजयश्च्युपयामदीक्षः ॥ १५ ॥

टि०—१ कक्षा—प्रतिज्ञा राक्षमा ( ? ) ॥ १५ ॥

## अन्वयः

मार-अजितं भुवन-रक्षण-बद्ध-कक्षं अजितं जिनपतिं प्रति यः नम्रतां आर, सः आर-आजि-तन्त्रित-जय-श्री-उपयाम-दीक्षः मा-राजितं प्रविततं राज्यं लभते ।

## શબ્દાર્થ

मार=મદન.
अजित=નહિ જીતાયેલ.
माराजितं=મદનથી નહિ જીતાયેલા.
भुवन=જગત્, વિશ્વ.
रक्षण=બચાવ.
बद्ध ( धा० बन्ध् )=બાંધેલ.
कक्षा=(૧) કમર; (૨) પ્રતિજ્ઞા (?)
भुवनरक्षणबद्धकक्षं=વિશ્વના બચાવ માટે બાંધી છે કક્ષા જેણે એવા.
आर ( धा० ऋ )=પ્રાપ્ત થયો.
अजितं ( मू० अजित )=અજિત(નાથ)ને.
जिन=સામાન્યકેવલી.
पति=નાથ.
जिनपतिं=તીર્થંકરને.
प्रति=ને.
नम्रतां ( मू० नम्रता )=નમનશીલતાને.
यः ( मू० यद् )=જે.
मा=લક્ષ્મી.
राजित ( धा० राज् )=શોભિત.
माराजितं=લક્ષ્મી વડે સુશોભિત.
प्रविततं ( मू० प्रवितत )=અત્યંત વિશાળ.
लभते ( धा० लभ् )=પામે.
सः ( मू० तद् )=તે.
राज्यं ( मू० राज्य )=રાજ્યને.
आर=શત્રુનો સમૂહ.
आजि=લડાઇ.
तन्त्रित=પ્રાપ્ત કરેલા.
जय=જય, ફત્તેહ.
श्री=લક્ષ્મી.
उपयाम=લગ્ન.
दीक्षा=દીક્ષા.
आराजितन्त्रितजयश्र्युपयामदीक्षः=શત્રુના સમૂહ સાથે લડાઇ (કરવા)થી પ્રાપ્ત કરી છે જયશ્રી સાથે લગ્ન કરાવનારી દીક્ષા જેણે એવો.

## પદ્યાર્થ

“ મદનથી અજિત તથા વળી વિશ્વના રક્ષણ માટે જેણે કક્ષા બાંધી છે એવા અજિત તીર્થંકર પ્રતિ જેણે નમ્રતા રાખી ( અર્થાત્ જેણે પ્રણામ કર્યો ), તે કે જેણે જયશ્રી સાથે લગ્ન કરાવનાર દીક્ષાને શત્રુઓના સમૂહને યુદ્ધમાં ( હરાવી ) પ્રાપ્ત કરી છે ( એવો માનવ ) લક્ષ્મી વડે સુશોભિત તેમજ વિશાળ એવા રાજ્યને પામે છે. ”—૧૫

## સ્પષ્ટીકરણ

**યમક-વિચાર—**

આ પદ્યના દરેક પાદનો પ્રારંભ યમકથી અલંકૃત છે. એટલે કે પ્રત્યેક પાદની શરૂઆત ‘माराजितं’ થી શોભે છે,[1] જ્યારે આ પછીનું પદ્ય પાદાન્તયમકથી વિભૂષિત છે અર્થાત્ તેના પ્રત્યેક

૧ આ સાથે શિશુપાલ૦ (સ૦ ૧૮) નું ૩૬ મું પદ્ય સરખાવાય.

ચરણનો અન્ત 'सारसेन'થી ઝળકી ઉઠે છે.[1] વિષમ ચરણોના પ્રારમ્ભમાં અને સમચરણોના અંતમાં એકના એક અક્ષરો હોય એવાં શિશુપાલવધ( સ૦ ૧૯ )માં ૨૩ મા અને ૬૨ મા એમ બે પદ્યો છે.

———:o:———

या निर्मलेन जनता मनसा रसेन!
देवार्चितांह्रियुग! सज्जनसारसेन ! ।
आज्ञाविधौ भवति तेऽनलसा रसेन
बम्भ्रम्यते भवसरस्वति साऽरसे न ॥ १६ ॥

टि०—१ इनः-सूर्यः । २ रसेन-अनुरागेण । ३ स०-समुद्रे ॥ १६ ॥

अन्वयः

(हे) रसा-इन ! देव-अर्चित-अंह्रि-युग ! सत्-जन-सारस-इन ! ( सार-सेन ! सार-सा-इन ! वा ) या अन्-अलसा जनता निर्मलेन मनसा रसेन ते आज्ञा-विधौ भवति, सा अ-रसे भव-सरस्वति न बम्भ्रम्यते ।

શબ્દાર્થ

या ( મૂ૦ यद् )=જે.
निर्मलेन ( મૂ૦ निर्मल )=નિર્મળ, ચોખ્ખા.
जनता=લોક.
मनसा ( મૂ૦ मनस् )=ચિત્તથી.
रसा=પૃથ્વી.
इन=સ્વામી, પતિ.
रसेन !=હે પૃથ્વીપતિ !
देव=સુર.
अर्चित ( ધા૦ अर्च् )=પૂજેલ.
अंह्रि=ચરણ, પગ.
युग=યુગલ, બે.
देवार्चितांह्रियुग !=સુરોએ પૂજ્યું છે ચરણ-યુગલ જેનું એવા !
सत्=સાધુ.
जन=લોક.
सारस=કમળ.
इन=સૂર્ય.
सार=સાર, તત્ત્વ.
सेना=લશ્કર.
सा=લક્ષ્મી.
सज्जनसारसेन !=(૧) હે સજ્જનરૂપી કમળ પ્રતિ સૂર્ય !; (૨) સજ્જનના સારરૂપી સેના છે જેની પાસે એવા !; (૩) હે સજ્જનના સારરૂપ લક્ષ્મીવાળા નાથ !
आज्ञा=શાસન, હુકમ.
विधि=કાર્ય.
आज्ञाविधौ=શાસનના કાર્યમાં.
भवति ( ધા૦ भू )=થાય છે.
ते ( મૂ૦ युष्मद् )=તારી.

[1] આ સાથે શિશુપાલ૦ ( સ૦ ૧૯ ) ના ૧૧૨ મા પદ્યનું સન્તુલન કરાય.

अनलसा=આળસુ નહિ એવી, ઉદ્યમી.
रसेन ( મૂ૦ रस )=રસપૂર્વક, ભાવથી.
बम्भ्रम्यते ( ધા૦ भ्रम् )=વારંવાર ભમાય છે.
भव=સંસાર.
सरस्वत्=સમુદ્ર.
भवसरस्वति=સંસારરૂપ સમુદ્રમાં.
सा ( મૂ૦ तद् )=તે.
रस=રસ, સાર.
अरसे=સારરહિત, નિઃસાર.
न=નહિ.

## પદ્યાર્થ

"હે પૃથ્વીપતિ ! હે સુરો વડે પૂજિત ચરણ-યુગલવાળા ( નાથ ) ! હે સજ્જનરૂપ કમળને ( વિકસિત કરવામાં ) સૂર્ય ( સમાન ! ) ( અથવા સજ્જનના સારરૂપી સેવાથી યુક્ત ! અથવા સજ્જનના સારરૂપ સંપત્તિના પતિ ! ) જે ઉદ્યમી લોક ચોખ્ખા ચિત્તે ભાવપૂર્વક તારા શાસનનું કાર્ય કરે છે, તે નિઃસાર સંસાર-સમુદ્રમાં વારંવાર ભ્રમણ કરતા નથી."—૧૬

———:o:———

आख्यातमीश ! भवता भवतापतप्त-
भव्याङ्गिचन्दनरसं नरसङ्घमुख्याः ।
केचित् कृपारसमयं समयं शरण्यं
धन्या व्रजन्ति शरणं शरणं गुणानाम् ॥ १७ ॥

टि०—शरणं-गृहम् ॥ १७ ॥

## अन्वयः

( हे ) ईश ! केचित् नर-सङ्घ-मुख्याः धन्याः भवता आख्यातं भव-ताप-तप्त-भव्य-अङ्गिन्-चन्दन-रसं कृपा-रस-मयं गुणानां शरणं समयं शरणं व्रजन्ति ॥

## શબ્દાર્થ

आख्यातं ( મૂ૦ आख्यात )=કહેલું, પ્રકાશેલ.
ईश ! ( મૂ૦ ईश )=હે નાથ !
भवता ( મૂ૦ भवत् )=આપથી.
भव=સંસાર.
ताप=સંતાપ.
तप्त ( ધા૦ तप् )=તપેલ.
भव्य=ભવ્ય, વહેલો કે મોડો મોક્ષે જનાર.
अङ्गिन्=પ્રાણી.
चन्दन=ચંદન.
रस=રસ.
भवतापतप्तभव्याङ्गिचन्दनरसं=સંસારના સંતાપથી તપ્ત થયેલા ભવ્ય પ્રાણીઓ પ્રતિ ચંદનના રસ જેવા.
नर=માનવ.
सङ्घ=સમૂહ.

मुख्य=મુખ્ય, પ્રધાન.
नरसङ्घमुख्याः=માનવોના સમૂહમાં મુખ્ય.
कंचित् ( મૂ० किम्+चित् )=કોઇક.
कृपा=કૃપા, મહેરબાની.
रस=રસ.
मय=પૂર્ણતાવાચક શબ્દ.
कृपारसमयं=કૃપાના રસથી પરિપૂર્ણ.
समयं ( મૂ० समय )=સિદ્ધાન્તને.
शरण्यं ( મૂ० शरण्य )=શરણુ કરવા લાયક.
धन्याः ( મૂ० धन्य )=ધન્ય, ભાગ્યશાળી.
व्रजन्ति ( ધા० व्रज् )=જાય છે.
शरणं ( મૂ० शरण )=બચાવ.
शरणं ( મૂ० शरण )=ગૃહ, ઘર.
गुणानां ( મૂ० गुण )=ગુણોના.

## પદ્યાર્થ

"હે નાથ ! માનવોના સમૂહમાં મુખ્ય એવા કોઇક ધન્ય (જનો) આપે કથેલા, સંસારના સંતાપથી તપ્ત એવા ભવ્ય પ્રાણીઓને (શીતલતા અર્પવામાં) ચંદનના રસ જેવા, કૃપા-રસથી પરિપૂર્ણ, શરણ કરવા લાયક અને ગુણોના ગૃહરૂપ સિદ્ધાન્તને શરણે જાય છે."—૧૭

## સ્પષ્ટીકરણ

આ પદ્યનું પ્રત્યેક ચરણ જે યમકથી શોભે છે, તેનાથી ૨૦ મું પદ્ય પણ દીપી રહ્યું છે. આવાં અન્ય ઉદાહરણોનો શ્રીશોભન મુનીશ્વરકૃત સ્તુતિ-ચતુર્વિંશતિકા (ગ્રન્થાંક ૫૧)ની સંસ્કૃત ભૂમિકા (પૃ૦ ૬-૯)માં મેં નિર્દેશ કર્યો છે.

---

दृष्ट्वा तवास्यकमलं कमलानिशान्तं
शान्तं[1] दृशोरमृतमात्मगतं[2] महर्षे ! ।
हर्षेरिताश्रुसलिलप्रवहैः कदाऽहं
दाहं भवाग्निजनितं प्रशमं नयामि ॥ १८ ॥

टि०—१ निर्विकारम् । २ आ०—स्वविषयं दृशोरमृतम् ॥ १८ ॥

## अन्वयः

(हे) महत्-ऋषे ! तव कमला-निशान्तं शान्तं दृशोः अमृतं आत्मन्-गतं आस्य-कमलं दृष्ट्वा कदा अहं भव-अग्नि-जनितं दाहं हर्ष-ईरित-अश्रु-सलिल-प्रवहैः प्रशमं नयामि ।

## શબ્દાર્થ

दृष्ट्वा ( ધા० दृश् )=જોઇને.
तव ( મૂ० युष्मद् )=તારા.
आस्य=મુખ.
कमल=કમળ.
आस्यकमलं=મુખ-કમલને.
कमला=લક્ષ્મી.
निशान्त=મંદિર.
कमलानिशान्तं=લક્ષ્મીના મંદિરરૂપ.

शान्तं ( मू० शान्त )=નિર્વિકાર, રાગ-દ્વેષથી રહિત.
दृशोः ( मू० दृश् )=નેત્રોના.
अमृतं ( मू० अमृत )=અમૃતરૂપ.
आत्मन्=આત્મા.
गत ( धा० गम् )=ગયેલ.
आत्मगतं=આત્માને વિષે ગયેલ, સ્વવિષયી.
महत्=મોટા.
ऋषि=યોગી, મુનિ.
महर्षे !=હે મહાયોગી !
हर्ष=હર્ષ, આનન્દ.
ईरित ( धा० ईर् )=પ્રેરાયેલ.
अश्रु=આંસુ.
सलिल=જળ, પાણી.
प्रवह=પ્રવાહ, વહેવું તે.
हर्षेरिताश्रुसलिलप्रवाहैः=હર્ષથી પ્રેરિત અશ્રુના જળના પ્રવાહોથી.
कदा=ક્યારે.
अहं ( मू० अस्मद् )=હું.
दाहं ( मू० दाह )=સંતાપને, તાપને.
भव=સંસાર.
अग्नि=અગ્નિ, આગ.
जनित ( धा० जन् )=ઉત્પન્ન કરાયેલ.
भवाग्निजनितं=સંસારરૂપ અગ્નિથી ઉત્પન્ન કરાયેલ.
प्रशमं ( मू० प्रशम )=શાન્તિને, નાશને.
नयामि ( धा० नी )=લઇ જાઉં છું.

## પદ્યાર્થ

"હે મહાયોગી ! ( સમગ્ર ) લક્ષ્મીના મંદિરરૂપ, નિર્વિકાર, ( દર્શન કરનારાના ) નેત્રોને અમૃતરૂપ તથા સ્વવિષયક ( આત્મ-રમણના સ્વરૂપવાળા ) એવા તારા મુખ-કમલને જોઇને, હું ક્યારે હર્ષથી પ્રેરિત અશ્રુના જળના પ્રવાહોથી સંસારરૂપ અગ્નિથી ઉત્પન્ન કરાયેલા તાપને શાન્ત કરીશ ?"—૧૮

## સ્પષ્ટીકરણ

આ પદ્ય [1]કાંચી-યમકથી શોભી રહ્યું છે, કેમકે એના પાદાન્ત અક્ષરોથી અન્ય પાદનો પ્રારંભ થાય છે. આ યમક સાથે થોડે અંશે હરીફાઈમાં ઉતરી શકે એવું નિમ્ન-લિખિત પદ્ય છે કે જેના યમકને 'સંદંશ' તરીકે ઓળખાવવામાં આવે છેઃ—

---

૧ આ શબ્દાલંકાર 'લાટાનુપ્રાસ'ના નામથી પણ ઓળખાય છે એમ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રસૂરિકૃત કાવ્યાનુશાસનની સ્વોપજ્ઞ ટીકા ( પૃ. ૨૦૮ ) જોતાં જણાય છે, કેમકે ત્યાં એના દૃષ્ટાન્ત તરીકે નિમ્ન-લિખિત પદ્ય આપવામાં આવ્યું છેઃ—

"वस्त्रायन्ते नदीनां सितकुसुमधराः शक्रसङ्काशकाशाः
काशाभा भान्ति तासां नवपुलिनगताः श्रीनदीहंसहंसाः ।
हंसाभाम्भोदमुक्तस्फुरदमलवपुर्मेदिनीचन्द्रचन्द्र-
श्चन्द्राङ्कः शारदस्ते जयकृदुपनतो विद्विषां कालकालः" ॥

આવાં પ્રાકૃત ઉદાહરણોના અભિલાષીને શ્રીધનેશ્વર મુનીશ્વરે રચેલ સુરસુંદરી-ચરિઅં ( પરિ૦ ૯, શ્લો૦ ૨૦૩-૨૭૬; ૫૦ ૧૦, શ્લો૦ ૩-૫ તથા ૫૦ ૧૧, શ્લો૦ ૧૭૧-૧૭૬) જોવા ભલામણ છે.

प्राप्य भीममसौ जन्यं, सौजन्यं दधदानते ।
विश्व- मोघ न रिपू-नरि पूगान्तकः शरैः ॥ १३ ॥

—शिशुपाल स. १५

આવાં વિશેષ ઉદાહરણો માટે જુઓ ૨૫૭ મા પૃષ્ઠમાં નિર્દિષ્ટ ભૂમિકા (પૃ૦ ૧૧-૧૨) તેમજ 'શ્રીભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહ'ના દ્વિતીય વિભાગગત ક-પરિશિષ્ટ.

———:o:———

पञ्चाशदञ्चितचतुःशतचापमानं
हेम्नः सृजन्तमभिरामरुचाऽपमानम् ।
विश्वाधिपङ्कपरिशोषणघर्मरश्मिं
विश्वाधिपं शरणमेष जनो गतस्त्वाम् ॥ १९ ॥

टि०—१ घर्म०-सूर्यम् ॥१९॥

### अन्वयः

एषः जनः पञ्चाशत्-अञ्चित-चतुर्-शत-चाप-मानं अभिराम-रुचा हेम्नः अपमानं सृजन्तं विश्व-आधि-पङ्क-परिशोषण-घर्मरश्मि-रश्मिं विश्व-अधिपं त्वां शरणं गतः ।

### શબ્દાર્થ

पञ्चाशत्=પચાસ.
अञ्चित (धा० अञ्च्)=પ્રાપ્ત થયેલ.
चतुर्=ચાર.
शत=સો.
चाप=ધનુષ્ય.
मान=પ્રમાણ.
पञ्चाशदञ्चितचतुःशतचापमानं=૪૫૦ ધનુષ્યના પ્રમાણવાળા.
हेम्नः (मू० हेमन्)=સોનાના.
सृजन्तं (मू० सृजत्)=ઉત્પન્ન કરતા.
अभिराम=મનોહર.
रुच्=દ્યુતિ, પ્રભા, તેજ.
अभिरामरुचा=મનોહર પ્રભા વડે.
अपमानं (मू० अपमान)=અવગણનાને, તિરસ્કારને.
विश्व=સમસ્ત.
आधि=માનસિક પીડા.
पङ्क=કાદવ.
परिशोषण=સૂકાવી નાંખવું તે.
घर्मरश्मि=સૂર્ય.
विश्वाधिपङ्कपरिशोषणघर्मरश्मिं=સમગ્ર માનસિક પીડારૂપ કાદવને સૂકાવી નાંખવામાં સૂર્ય.
विश्व=વિશ્વ, બ્રહ્માણ્ડ, જગત્.
अधिप=સ્વામી, નાથ.
विश्वाधिपं=વિશ્વના સ્વામી.
शरणं (मू० शरण)=શરણે, આશ્રયે.
एषः (मू० एतद्)=આ.
जनः (मू० जन)=માનવ.
गतः (मू० गत)=ગયેલો.
त्वां (मू० युष्मद्)=તને.

## પદ્યાર્થ

"૪૫૦ ધનુષ્યના માપ (જેટલા ઊંચા દેહ)વાળા, (શરીરની) મનોહર પ્રભા વડે સુવર્ણનો તિરસ્કાર કરનારા (અર્થાત્ સુવર્ણ કરતાં પણ સુન્દર દ્યુતિવાળા), સમગ્ર માનસિક પીડારૂપ કાદવને સૂકાવી નાંખવામાં સૂર્ય (સમાન) તેમજ વિશ્વના સ્વામી એવા તારે શરણે આ જન (શ્રીજિનપ્રભસૂરિ) આવ્યો છે."—૧૯

—:૦:—

स्तोत्रे तवात्र यमकैर्यमकैरवेन्दो !
पुण्यं यदार्जि सुरसे सुरसेव्य ! हब्धे ।
तेनैधि मे कृतभवान्त ! भवान्तरेऽपि
स्वामी त्वमेव शमिताशमितान्तरारे ! ॥ २० ॥

टि०—१ शम(मि)तया शमिताः आजवंतीता (अभावं नीता) अन्तरारयो येन स तथा ।

## अन्वयः

(हे) यम-कैरव-इन्दो ! सुर-सेव्य ! कृत-भव-अन्त ! शमित-ता-शमित-आन्तर-अरे ! यमकैः सु-रसे अत्र तव हब्धे स्तोत्रे यत् पुण्यं आर्जि तेन मे भव-अन्तरे अपि त्वं एव स्वामी एधि ।

## શબ્દાર્થ

स्तोत्रे (मू० स्तोत्र)=સ્તોત્ર, સ્તુતિ.
तव (मू० युष्मद्)=તારા.
अत्र=આ.
यमकैः (मू० यमक)=યમકો વડે.
यम=મહાવ્રત.
कैरव=ચન્દ્રમુખી કમળ.
इन्दु=ચન્દ્ર.
यमकैरवेन्दो !=હે મહાવ્રતોરૂપ કમળ પ્રતિ ચન્દ્ર !
पुण्यं (मू० पुण्य)=પુણ્ય, શુભ કર્મ.
यद् (मू० यद्)=જે.
आर्जि (धा० अर्ज्)=પ્રાપ્ત થયું.
सुरसे (मू० सुरस)=સુન્દર રસવાળા.
सुर=દેવ.
सेव्य=સેવા કરવા લાયક.
सुरसेव्य !=હે સુરોને સેવા કરવા યોગ્ય !
तेन (मू० तद्)=તેથી.
एधि (धा० अस्)=થા.
मे (मू० अस्मद्)=મારા.
कृत(धा० कृ)=કરેલ.
भव=સંસાર.
अन्त=નાશ.
कृतभवान्त !=કર્યો છે સંસારનો નાશ જેણે એવા !
भवान्तरे (मू० भवान्तर)=અન્ય ભવમાં.
अपि=પણ.
स्वामी (मू० स्वामिन्)=નાથ, ધણી.
त्वं (मू० युष्मद्)=તું.
एव=જ.

शमिन्=શમથી યુક્ત.
ता=લક્ષ્મી.
शमिता=શાન્તિ.
शमित ( ધા० शम् )=શાન્ત કરેલ, નાશ કરેલ.
आन्तर=આન્તરિક.
अरि=દુશ્મન.
शमिताशमितान्तरारे !=શમથી યુક્ત (જનો)ની લક્ષ્મી (શાન્તિ) વડે શાંત કર્યા છે આંતરિક શત્રુઓને જેણે એવા !

## પદ્યાર્થ

" હે (પાંચ) મહાવ્રતરૂપ કૈરવને ( વિકસિત કરવામાં ) ચન્દ્ર ( સમાન ) ! હે સુરોને ( પણ ) સેવવા યોગ્ય ! જેણે સંસારનો નાશ કર્યો છે એવા હે ( નાથ ) ! શમતા વડે જેણે ( કામાદિ છ ) આન્તરિક શત્રુઓને શાન્ત કર્યા છે એવા હે ( દેવાધિદેવ ) ! યમકથી સુરસ એવું આ તારૂં સ્તોત્ર રચવાથી જે પુણ્ય મેં ઉપાર્જન કર્યું, તે( ના પ્રભાવ )થી ભવાન્તરમાં પણ તુંજ મારો નાથ થજે ( એટલી મારી તને વિનતિ છે ). "—૨૦

---

यं त्रैलोक्यपितस्तव स्तवमिमं सन्दृब्धवान् मुग्धधी-
रप्याचार्य'जिनप्रभः' श्रवणयोरानन्दनिस्यन्दिनम् ।
भक्तिव्यक्तितरङ्गरङ्गिमनसां पुंसाममुं सादरं
पापः पापठतां प्रयाति विलयं संसारनामा रिपुः ॥ २१ ॥

## अन्वयः

(हे) त्रैलोक्य पितः ! यं इमं श्रवणयोः आनन्द-निस्यन्दिनं तव स्तवं मुग्ध-धीः अपि आचार्य-जिनप्रभः सन्दृब्धवान्, अमुं सह-आदरं पापठतां भक्ति-व्यक्ति-तरङ्ग-रङ्गिन्-मनसां पुंसां संसार-नामा पापः रिपुः विलयं प्रयाति ।

## શબ્દાર્થ

यं ( મૂ० यद् )=જેને.
त्रैलोक्य=ત્રણ લોકોનો સમૂહ.
पितृ=પિતા, જનક.
त्रैलोक्यपितः !=હે ત્રણ લોકના જનક !
तव ( મૂ० युष्मद् )=તારા.
स्तव ( મૂ० स्तव )=સ્તોત્રને.
इमं ( મૂ० इदम् )=આ.
सन्दृब्धवान् ( મૂ० सन्दृब्धवत् )=ગુંથ્યું, રચ્યું.
मुग्ध=મન્દ.
धी=મતિ.
मुग्धधीः=મન્દ છે મતિ જેની એવા.
अपि=પણ.
आचार्य=આચાર્ય, પંચપરમેષ્ઠી પૈકી ત્રીજા
जिनप्रभ=જિનપ્રભ, સ્તોત્રના કર્તા.
आचार्यजिनप्रभः =જિનપ્રભસૂરિ.
श्रवणयोः ( મૂ० श्रवण )=કર્ણોને, કાનોને.

आनन्द=આનન્દ, હર્ષ.
निस्यन्दिन्=પ્રવાહવાળું.
आनन्दनिस्यन्दि-ं=આનન્દના પ્રવાહવાળા.
भक्ति=ભક્તિ, સેવા.
व्यक्ति=પ્રકાશ, ખુલ્લું કરવું તે.
तरङ्ग=તરંગ, મોજું.
रङ्गिन्=રંગાયેલ.
मनस्=મન, ચિત્ત.
भक्तिव्यक्तितरङ्गरङ्गिमनसां=ભક્તિના પ્રકાશરૂપ તરંગથી રંગાયેલું છે ચિત્ત જેમનું એવા.
पुंसां ( મૂ૦ पुंस् )=પુરૂષોના.
अमुं ( મૂ૦ अदस् )=એ.
सह=સહિત.
आदर=માન, સન્માન.
सादरं=સન્માન પૂર્વક.
पापः ( મૂ૦ पाप )=પાપી.
पापठतां (મૂ૦ पापठत्)=વારંવાર પઠન કરનારાના.
प्रयाति ( ધા૦ या )=પામે છે.
विलयं ( મૂ૦ विलय )=નાશ.
संसार=સંસાર.
नामन्=નામ.
संसारनामा=સંસાર છે નામ જેનું એવો.
रिपुः ( મૂ૦ रिपु )=શત્રુ.

પદ્યાર્થ

" હે ( સ્વર્ગ, મર્ત્ય અને પાતાલરૂપ ) ત્રણ લોકના નાથ ! કાનોને આનન્દના રસથી તરબોલ કરનારૂં એવું જે આ સ્તોત્ર મન્દમતિ (હોઇ કરીને) પણ ( મેં શ્રી ) જિનપ્રભસૂરિએ રચ્યું, તેનું સન્માનપૂર્વક વારંવાર પઠન કરનારા એવા તથા ભક્તિને વ્યક્ત કરવા રૂપ તરંગોથી રંગિત ચિત્તવાળા પુરૂષોનો સંસાર નામનો શત્રુ નાશ પામે છે. "—૨૧



# ક—પરિશિષ્ટનાં પાઠાંતરો.

| પૃષ્ઠ | પંક્તિ | પાઠ | પાઠાન્તર |
|---|---|---|---|
| २१५ | ११ | ० | श्रीमत्तीर्थपतीन् सर्वा-नन्वर्वाचीनचिन्मयान् । अद्वैतसंविदे वन्दे, सानन्देन स्वचेतसा ॥ १ ॥ --अनु० अधिकृत्य श्लेषमहं, प्रकृति-प्रत्यय-विभक्ति-वचनाद्यम् । एकामपि हि चतुर्धा, विवृणोमि स्तुतिमिमां स्वकृताम् १ सा चेयम् |
| ,, | १२ | ०शयरूपया | ०शयसमृद्धिरूपया |
| ,, | ,, | चतुर्वर्णश्री० | चतुर्विधस्य श्री० |
| ,, | ,, | तीर्थराजः | श्रीतीर्थराजः |
| ,, | १४ | किम्भूतः स इत्याह-पद० | किंविशिष्ट इत्याह-पद० पदौ एव पद्मे तयोः सेवार्थी हेवाकिनो देवा सुरनरेशा यस्य सः, पद० |
| ,, | ,, | एव पदकमलानि | [ पद ] क्रमकमलानि |
| ,, | १६ | खचरप्रभवोऽपि | खचरनरप्रभवोऽपि |
| ,, | १७ | किम्भूतः ? गाम्भीर्यादि० | किंविशिष्टः ? ' गम्भीरगीः ' गम्भीरमहार्थतादि० |
| ,, | १८ | गीर्यस्य | गीः-देशनावाग् यस्य |
| ,, | १९ | वरेण्यः | वरेण्यः-शोभनतमः |
| | २० | अत एव उक्तमने० | उक्तं चाने० |
| ,, | २२ | तृन् | तृन् प्रत्ययः |
| ,, | ,, | ०मित्याह-शिवं | ०मित्याह—'ददतां' ददातु । किं तदित्याह—शिवं |
| | २३ | वः | केषाम् ? वः |
| ,, | २४ | ०पदत्वात् पञ्चमी शिवि च सिद्धम् | ०पदित्वात् पञ्चम्यास्तावि शावि च प्रत्यये वृत्ते (?) इति सिद्धम् |
| ,, | २५ | वेति ॥ एषा मूल०क्षयोक्ता | वेति प्रथमस्तुत्यर्थः ॥ १ ॥ इयं च मूलनायकत्वाद्यपेक्षया विवक्षया प्राधान्यादेकं काञ्चित् तीर्थंकरमधिकृत्य प्रथमं भणनीया । |
| २१६ | २४ | ( पूर्वमेव पद्यम् ) | द्वितीयवारमप्येषा वक्तव्या । तत्र चेत्थमर्थः प्रथनीयः । तथाहि— |
| ,, | २६ | प्रथमान्तश्च | प्रथमाबहुवचनान्तश्च |
| ,, | २७ | किंविशिष्टास्ते ? | किंविशिष्टास्त इत्याह |
| ,, | २९ | तथा गम्भीरा गीर्येषां ते तथा | तथा गम्भीरगीस्तारतराः गम्भीरा गीर्येषां ते गम्भीरगिरः तथा |

१ अतः परं क-प्रतौ पाठो नास्ति ।

| પૃષ્ઠ | પંક્તિ | પાઠ | પાઠાન્તર |
|---|---|---|---|
| २१६ | ૩૦ | मनोज्ञा | अतिमनोज्ञा |
| ,, | ૩૧ | कर्मधारयः | कर्मधारये गम्भीर० |
| ,, | ૩૧-૩૨ | गुणसङ्ग्राही ततो गम्भीर-गिरा तारतरा गम्भीर०।तथा | गुणसङ्गृहीतवो (!) गम्भीरगिरा विश्वत्रयस्पृहणीयत्वात् तारतरा-मनोज्ञतमाः । तथा |
| ,, | ૩૨ | प्रभा-भास्वद्० | प्रभा-प्रकृष्टा या भास्वद्० |
|  | ૩૩ | ( विगत० ) | विगत० |
| ,, | ,, | स्तेषां पञ्च। तथा चोक्तम्- | स्तेषां हि समुच्चयेनाभिधानात् पञ्चवर्णता समीचीनतामञ्चति । यदूचे— |
| ,, | ૩૮ | स्वर्ण० " । इह | स्वर्णपद्मरागाञ्जनप्रभः ॥<br>प्रभो ! तवाद्वैतशुचिः कायः कमिव नाक्षिपेत " ॥<br>इति विमलत्वं च पञ्चस्वपि वर्णेष्वस्त्येवेति । ददतां शिवं वः-युष्माकं शिवं पूर्वोक्तशब्दार्थं ददतु, प्रयच्छन्तु इत्यर्थः ॥ इह च |
| ,, | ,, | उभयपदत्वात् पञ्चम्यां अन्तां द्वित्वे सिद्धम् ॥२॥ | धातोरुभयपदित्वात् पञ्चम्या अंवा ( ? ) मिवृते हवः शितीति दाप्रकृतेर्द्वित्वे ह्रस्व इति पूर्वस्य ह्रस्वत्वे कृते पश्चात् इत्यकारलोपे अन्तो नो लुक् इति नकार-लोपे संहितायां च सत्यां ददतामिति सिद्धम् । इत्यत्र धात्वन्तरवचनान्तराभ्यां प्रकृति-वचनयोः श्लेषः । इति चतुर्थस्तुतावपि । इति द्वितीयः स्तुत्यर्थः ॥ २ ॥ |
| २१७ | ૧૭ | ( श्रुतज्ञान० ) | अथैषेव श्रुतज्ञाननिदानभूतां श्रीतीर्थनाथगिरमुद्दिश्य तृतीयवारमपि भणनीया । तत्रैवमर्थः कथ्यते । तद्यथा— |
| ,, | ૧૯ | नाथस्य-पादार० | नाथस्य । कथम्भूतस्य ? ' पद० ' पादार० |
| ,, | ૨૦ | ०पेक्षं समान० | ०पेक्षं सर्वतीर्थकृतां समान० |
| ,, | ૨૧ | गीश्चेति विशेष्य० | गीश्च स गम्भीरगीः विशेष्य० |
| ,, | ૨૨ | च त्रिपदी० | च गिरः प्राक् त्रिपदी० |
| ,, | ,, | समस्तत्रिभुवनपरत्वात् | समस्तत्रिभुवनोदरविवरवर्तियथास्थितधर्मास्तिकाया-द्रिषड्द्रव्यप्रभृतिभावस्वरूपप्ररूपणाद्भुतप्रभुत्वयुक्तत्वाद् द्वादशाङ्गीरूपप्रवचनप्रपञ्चनचातुर्यवर्यत्वात् । |
| ,, | ૨૩ | तारतरा उदात्तगुण० | कीदृशीत्याह--'तारतरा' औदात्यगुण० |
| ,, | , | तारतरा । यद्वा स्वस्वभाषा० | तारा-अत्युच्चैर्ध्वनिरूपा यद्वा धर्मदेशनासमयसमागतसमग्रजगज्जन्तुसन्तानभाषासु स्वभाषा० |
| ,, | ૨૪ | [illegible]दयसंशयच्छेदात् | हृदयास्पदविद्यमानसंशयशत[illegible]गपाशिरासलालसत्वाच्च |

| પૃષ્ઠ | પંક્તિ | પાઠ | પાઠાન્તર |
|---|---|---|---|
| ૨૧૭ | ૨૬ | ०रूपा,अथवा अद्भुतप्रभाव-त्वात् मनोज्ञ० | रूपा । तस्यास्तु प्राग् व्यावर्णितगुणयुक्तत्वाद् युक्तमेवेदं विशेषणम् । अथवा भुवनत्रयाद्भुतसमस्तप्रभावसमित्वा ( ? ) मनोज्ञ० । |
| ,, | ,, | शुभ्रा । | शुभ्रा, तस्यास्तद्वर्णत्वेन प्रतीतत्वात् । |
| ,, | २७ | विचार्या ॥ ३ ॥ | विचार्या, शेषं प्राग्वत् । इति तृतीयः स्तुत्यर्थः ॥ ३ ॥ |
| २१८ | ७ | वैयावृत्त्यसुरस्तुतिः | अथ इयमेव वैयावृत्त्यकरसुरानाश्रित्य चतुर्थवारमप्युच्चार्या । तत्र च व्याख्यानविधिरयम् । तथाहि— |
| ,, | १० | श्रीतीर्थनाथस्य | श्रीतीर्थराजः—श्रीतीर्थनाथस्य |
| ,, | ,, | ०किन्नरेशाश्च | किन्नरेशाश्च–वैमानिकाद्यधीश्वरास्ते |
| ,, | १४ | चेत्यलं विस्तरेण । तथा | चेति कृतं विस्तरेण । प्रकृतमुच्यते । |
| ,, | ,, | गम्भीर० | किंविशिष्टाः ? 'गम्भीर०' गम्भीर० |
| ,, | १५ | स्वरे | स्वरे चाह्वेति |
| ,, | ,, | शासनम् | शासनत्वं तेषां ख्यापयति । |
| ,, | १६ | अनिष्टा | अप्रशस्तत्वादनिष्टाः प्रकृष्टाश्च |
| ,, | १७ | दानं दाञ्क् लवने | दातं ' दाप् लवने ' |
| ,, | १८ | ततः क्ते सति० श्लेष० । इह । | क्लीबे क्ते दातं–लवनं समूलोच्छेदनं येभ्यः ते अवरेण्य० । अत्र प्रकृतिप्रत्ययादिश्लेषः । ततो गम्भीरगिरश्च ते तारतराश्च गम्भीरगीस्तारतराः ते च तेऽवरेण्यप्रभावदाता इति पदत्रयस्य कर्मधारयः । शेषं योजितमेव । इह |
| ,, | २२ | इति श्रीसोम० | श्रीसोमतिलकसूरिः स्तुतिमित्येकामपि समारचिताम् । निवृणोति स्म चतुर्धा श्लेषवशात् स्वपरहितकृतये ॥१॥ इत्येकरूपस्तुतिचतुष्टयवृत्तिः समार्थितेति भद्रम् |



# સ્તુતિ-ચતુર્વિંશતિકા અને ચતુર્વિંશતિકા સંબંધી અભિપ્રાય.

**સ્તુતિચતુર્વિંશતિકા** પ્રકાશક ઉપર પ્રમાણેજ ( પ્રકાશક શ્રીમતી આગમોદય સમિતિ, સંશોધક પ્રો. **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ એ ).

આના બે ગ્રન્થો છે. એક સ્તુતિ શ્રી. **શોભન** મુનિકૃત અને બીજી શ્રી. **બપ્પભટ્ટ**સૂરિકૃત છે. દરેક ભાગમાં છુટા શબ્દોના અર્થ, શ્લોકમાં વપરાયેલા યમક નામના અલંકારની સમજ, અને તે દરેકના રાગોનું સ્પષ્ટીકરણ કર્યું છે. ગ્રન્થમાં સોળ વિદ્યાદેવીઓનાં ચિત્રપટો પણ છે. શ્રી. **શોભન** મુનિકૃત સ્તુતિમાં તો દરેક તીર્થંકરનું સંક્ષિપ્ત જીવનચરિત્ર, અને દરેક શ્લોકના અર્થ ઉપરાંત તેમાં આવતા શબ્દો ઉપર કેટલુંક વિવરણ પણ કર્યું છે. તત્ત્વજ્ઞાનનું વિવરણ અને સ્પષ્ટીકરણ ઉમેરી સંશોધનકર્તાએ તેની ઉપયોગિતામાં વધારો કર્યો છે, અને વિશેષમાં ન્યાયવિશારદ શ્રીમદ્ **યશોવિજયજી** ઉપાધ્યાયકૃત **ઐન્દ્રસ્તુતિ** પણ આવી છે. શ્રી. **બપ્પભટ્ટિ**સૂરિકૃત સ્તુતિમાં આચાર્યવર્યનું જીવનવૃત્ત છે. જે અનેક પ્રશ્નોની ચર્ચા ઉપસ્થિત કરે તેવું છે. આ બન્ને ગ્રન્થનો ગુજરાતી અનુવાદ સરળ ભાષામાંજ છેઃ અને તત્ત્વજ્ઞાનનું વિવરણ પણ તેટલીજ સ્પષ્ટ અને સરલ ભાષામાંજ છે, તેથી તે બન્ને ગ્રન્થો સામાન્ય જનતાને પણ ઉપયોગમાં આવે તેવા છે. ઉપર્યુક્ત [1]ત્રણે ગ્રન્થોમાંના દરેકની કીંમત છ રૂપીયા છે; શ્રમ, વિવેક અને બુદ્ધિપટુતાના પ્રમાણમાં તે વાસ્તવિક છે. પરન્તુ ગુજરાતી ગ્રન્થો જેનો લાભ સામાન્ય વાચકો લઇ શકે તેમને સારૂ આવા સાહિત્યની સસ્તી આવૃત્તિ ન કાઢી શકાય? સામાન્ય સારા કાગળ ઉપર તે છપાવી, કાચું બાઇન્ડીંગ રાખવામાં આવે તો તેવી આવૃત્તિ સાહિત્યપ્રચારમાં પોતાનો ફાળો ન આપે? કાર્યકર્તાઓ આ સૂચના પ્રતિ લક્ષ્ય આપશે?

**સુઘોષા પુ. ૨, અં. ૧૧, પૃ. ૬-૭** તા. ૧૫-૮-૨૮



૧ ત્રીજો ગ્રન્થ તે વાચકવર્ય શ્રી **ઉમાસ્વાતિ**કૃત **તત્ત્વાર્થાધિગમસૂત્ર** સ્વોપજ્ઞ ભાષ્ય અને શ્રી**સિદ્ધસેન**ગણિવરકૃત ટીકા ( પ્રથમ વિભાગ ) છે.

# ટુંક સમયમાં બહાર પડનાર ગ્રન્થો.

(૧) શ્રીશોભન મુનીશ્વરકૃત સ્તુતિ-ચતુર્વિંશતિકા શ્રીજયવિજયગણિ પ્રમુખ ચાર મુનિવરોએ રચેલી ટીકા યુક્ત તેમજ ન્યાયાચાર્ય શ્રીયશોવિજયગણિકૃત ઐન્દ્ર-સ્તુતિ અન્વયાંક અને અવચૂરિથી અલંકૃત; જૈન સાહિત્ય, સ્તુતિકારો અને ટીકાકારો સંબંધી વિસ્તૃત માહિતી પૂર્વકની પ્રસ્તાવના તેમજ ત્રિરંગી ૨૪ સુંદર ચિત્રો સહિત. ઉચ્ચ કોટિના કાગળ અને મનોહર છપાઇ હોવા છતાં મૂલ્ય રૂા. ૮-૦-૦

(૨) શ્રીભક્તામર-સ્તોત્ર, શ્રીકલ્યાણમંદિર-સ્તોત્ર અને શ્રીનમિઊણ-સ્તોત્ર, તેમજ પૂર્વાચાર્યોએ રચેલી ટીકાઓ, ભત્તિબ્ભર-સ્તોત્ર, શક્રસ્તવ વગેરે; પ્રો. યકોબીકૃત આમુખથી અલંકૃત, સચિત્ર.

(૩) કવીશ્વર શ્રીધનપાલકૃત ઋષભ-પંચાશિકા, શ્રીવીર-સ્તુતિ વગેરે, પૂર્વ મુનિવર્યકૃત વૃત્તિઓ તેમજ પ્રો. હીરાલાલકૃત શબ્દાર્થ, પદ્યાર્થ અને સ્પષ્ટીકરણ તથા શ્રીજિનપાતકૃત વિશેષાલંકારથી મંડિત શ્રીઋષભસ્તુતિ સહિત, સચિત્ર.

(૪) લીંબડીઆદિ ભંડારની પ્રતિઓનું સૂચીપત્ર.

(૫) શ્રીભાવપ્રભસૂરિકૃત જૈનધર્મવરસ્તોત્ર ( કલ્યાણમંદિરના ચતુર્થ ચરણની પૂર્તિરૂપ ) સ્વોપજ્ઞ ટીકા સમેત.

(૬) લોકપ્રકાશનું ગુજરાતી ભાષાંતર ભા. ૧-૨.

(૭) શ્રીમહાવીર ચરિયં.

(૮) શ્રીજિનસૂરિ મુનિરાજકૃત પ્રિયંકરનૃપકથા અને શ્રીભદ્રબાહુસ્વામિકૃત ઉપસર્ગહર-સ્તોત્ર દ્વિજ શ્રીપાર્શ્વદેવગણિકૃત વૃત્તિ સહિત.

